# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી, પતિતપાવન કૈ૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ, શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ, સમશેરબહાદુર, જી સી એસ આઈ, જી સી આઈ ઈ, એલએલ ડી, એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાથી 'શ્રી સયાજી સાહિત્યમાળા' રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે

તદનુસાર, આ 'શ્રી હરિભદ્રસૂરિ' એ નામનુ પુસ્તક, પ્રો હીરાલાલ ર કાપડિયા પાસે તૈયાર કરાવવામા આવેલુ, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉક્ત માળામા ૩૩૬મા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામા આવે છે

| | |
|---|---|
| **ભો૦ ધૂ પારેખ** | **જ્યોતીન્દ્ર મા૦ મહેતા** |
| સશોધન અધિકારી, | ઉપકુલપતિ, |
| પ્રાચ્યવિદ્યા મન્દિર, | મ સ વિશ્વવિદ્યાલય, |
| વડોદરા | વડોદરા |
| તા ૧૦-૭-૧૯૬૩ | |

# ઉત્થાનિકા

ઉદ્ભવ—જૈન કુટુંબમા મારો જન્મ થવાથી બાલ્યવયથી મારા ઉપર જૈન સંસ્કૃતિનો પ્રભાવ પડવો શરૂ થયો હતો. આ સુરત શહેરમા—મારી જન્મભૂમિમા પ્રાથમિક કેળવણી લીધા બાદ, માધ્યમિક કેળવણી લેવાનો પણ મને અહીં સુયોગ મળવાથી, હું આ જ શહેરમા રહ્યો. આ સુરત શહેર એટલે જૈન મુનિવરોનુ એક મહત્ત્વનું વિશ્રામસ્થાન. આમ હોવાથી જૈન ધર્મ અને સાહિત્યના અભ્યાસની મને અભિરુચિ જાગી; અને માધ્યમિક કેળવણી લેવાનુ મારું કાર્ય ચાલુ હતું તે દરમ્યાન મે એને થોડેઘણે અંશે સંતોષી પણ ખરી. એને પૂર્ણ અને વ્યવસ્થિત વેગ તો હુ એમ. એ.ની પરીક્ષામા ૧૯૧૮મા ઉત્તીર્ણ થયો ત્યાર પછી આપી શક્યો. વાત એમ બની કે, આ અરસામા સ્વ. શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીનું ચાતુર્માસ મુંબઈમા થયુ અને મારા માતાપિતા પણ—અમારું સમગ્ર કુટુંબ સુરત છોડી બેત્રણ વર્ષો થયા મુંબઈમા સ્થિર થયેલા હોવાથી, એ સૂરિજીના વિદ્વાન શિષ્યો પાસેથી મને વિશિષ્ટ અધ્યયન કરવાનો યથેષ્ટ અવકાશ મળ્યો. ન્યાયતીર્થ, ન્યાયવિશારદ મુનિશ્રી ન્યાયવિજયજીએ રચેલી અને જૈન દર્શન ઉપરાંત ઇતર દર્શનોના મન્તવ્યોને રજૂ કરતી એમની 'ન્યાયકુસુમાંજલિ' હુ આ ગ્રન્થકાર પાસે ભણ્યો. અને એથી આગળ ઉપર હુ હરિભદ્રસૂરિકૃત 'ષડ્દર્શનસમુચ્ચય' અને 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય'ના સમુચિત પઠન માટે આકર્ષાયો. જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ જૈન ધર્મ અને સાહિત્યના વિશેષ અને વિશિષ્ટ અભ્યાસ માટે મને અવકાશ અને અનુકૂળતા મળવા લાગ્યા. એવામા, આજથી સત્તાવીસેક વર્ષ ઉપર તા ૯-૧-'૩૫ને રોજ 'અનેકાન્તજયપતાકા'નું સ્વોપજ્ઞ વ્યાખ્યાદિ સહિત સંપાદન કરવાનુ

મને 'ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલા'ના સંચાલક ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્ય તરફથી નિમંત્રણ મળ્યું અને મેં એ સ્વીકાર્યું. આ હારિભદ્રીય કૃતિને ન્યાય આપવાના મારા મનોરથે મને એમનો જીવનવૃત્તાંત અને કૃતિકલાપ વિચારવા પ્રેર્યો. આનું ફળ એ આવ્યું કે, મારા દ્વારા સંપાદિત થઈ, બે ખંડમાં પ્રસિદ્ધ થયેલી આ કૃતિને અંગે મેં ઉપાદ્‌ઘાત લખ્યો. એ અંગ્રેજીમાં હોવાથી તેમ જ બે ખંડમાં કટકે કટકે છપાયેલો હોવાથી, આને આધારે સળંગ જીવન અને કવન આલેખવાની મારી વૃત્તિ થઈ, અને 'શ્રીસયાજી સાહિત્યમાળા'માં એ પ્રકાશિત કરવાનું નક્કી થતાં, આ વૃત્તિ પોષાઈ. એનું પરિણામ તે આ પુસ્તકની રચના છે.

**પ્રણાલિકા**—આ 'હુંડા' અવસર્પિણીમાં અહીં—આ ભારતવર્ષમાં ચોવીસ તીર્થંકરો થઈ ગયા છે, એમ જૈનોનું માનવું છે. એમાંના અંતિમ તીર્થંકર તે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી છે. એમની પટ્ટપરંપરાનો—વિક્રમની લગભગ પાંચમી શતાબ્દી સુધીમાં થઈ ગયેલા પ્રાચીન જૈન મહર્ષિઓનો સંક્ષિપ્ત પરિચય શ્રમણકપ્પમાંની તેમ જ નંદીની થેરાવલી પૂરો પાડે છે. મહાવીર સ્વામીના પ્રશિષ્ય જંબૂસ્વામી વગેરેનું જીવનચરિત્ર કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિએ 'પરિશિષ્ટ પર્વ' દ્વારા આલેખ્યું છે, અને એમના આ કાર્યને પ્રભાચન્દ્રસૂરિએ 'પ્રભાવકચરિત' રચીને, એમના સમય સુધીમાં થઈ ગયેલા મહાનુભાવો વિષે પ્રકાશ પાડચો છે. આમ, જૈન મહર્ષિઓના જીવનવૃત્તાન્તો રચવાની પ્રથા પ્રાચીન કાળથી ચાલી આવે છે, અને એ આધુનિક સંપાદકો અને સંશોધકો તરફથી અપનાવાઈ છે. આને લઈને આપણને હરિભદ્રસૂરિના પુર્વગામી વાચકમુખ્ય ઉમાસ્વાતિ અને કવિવર સિદ્ધસેન દિવાકર જેવાની તેમ જ એમની અને એમના ઉત્તરવર્તી મુનિવરોની જીવનઝરમર જાણવાની તક મળે છે. આમ હોવા છતાં, આધુનિક વાચકવૃંદની વૃત્તિને પોષી શકે એવાં સ્વતંત્ર જીવનચરિત્રો, પ્રાચીન મહાપુરુષોને લક્ષીને

ભાગ્યે જ રચાયા છે કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિને ઉદ્દેશીને જર્મન વિદ્વાન ડૉ બ્યુહ્લર (Buhler) તરફથી આદરણીય પ્રયાસ થયો અને એનો અનુવાદ અંગ્રેજી અને ગુજરાતી જાણનારાઓને મળે એવો પ્રબંધ પણ થયો છે

**યોજના**—મેં આ પુસ્તકને બે ખંડમાં વિભક્ત કર્યું છે 'પૂર્વ-ખંડ'માં મેં હરિભદ્રસૂરિના બાહ્ય જીવનની રૂપરેખા આલેખી છે, જ્યારે 'ઉત્તરખંડ'માં એમના આંતરિક જીવનનો—એમના અક્ષરદેહનો સંક્ષેપમાં પરિચય કરાવ્યો છે એમના વિદ્યાવ્યાસંગના મૂલ્યાંકન માટે તેમ જ એમના સમયના સર્વમાન્ય અને અંતિમ નિર્ણય માટે ઉપયોગી થઈ પડે એવી સામગ્રી તે એમણે નિર્દેશેલા ગ્રન્થો અને ગ્રન્થકારોને લગતી કેટલીક હકીકત છે એમ હોઈ, એ મેં 'ઉપખંડ'માં રજૂ કરી છે

**પુરવણી**—આ પુસ્તકનું લખાણ, સંસ્થા તરફથી પ્રકાશનાર્થે સ્વીકારાયા બાદ મેં ઉપોદ્ઘાત તૈયાર કરવાનો અને પહેલી વારના મુદ્રણપત્રો (Galley proofs) મળે ત્યારે તેમ જ એ દરમ્યાનમાં મને જે બાબતો ઉમેરવા જેવી જણાઈ હોય તેની નોંધ કરવાનો વિચાર રાખ્યો હતો ઉપર્યુક્ત મુદ્રણપત્રોમાં નાના પાયા પર પણ ઉમેરો કરવાથી મુદ્રણાલયને મુશ્કેલી પડશે અને પ્રકાશનમાં વિલંબ થશે, એમ જાણવા મળતાં, એ ઉમેરાઓ કરવાનું મેં માંડી વાળ્યું હતું અને ન છૂટકે પુરવણીનું કામ હાથ ધર્યું હતું આ કામ જેમ બને તેમ ટૂંકાણમાં પતાવવાનું હતું, એટલે ખાસ ખપપૂરતી જ વિગતો અહીં આપી શકાઈ છે જો મુદ્રણપત્રોમાં જ યથાસ્થાન ઉમેરો કરી શકાયા હોત તો આ પુસ્તકનો ઉપયોગ કરનારને સુગમતા થાત

**વિજ્ઞપ્તિ**—હરિભદ્રસૂરિ એટલે અનેક વિષયો ઉપર વિદ્વત્તાપૂર્ણ કૃતિ રચનાર સમર્થ આચાર્ય આમ હોવાથી એમની એકેએક ઉપલબ્ધ

કૃતિ પૂરેપૂરી જોઈ વિચારી તેનુ નવનીત તારવી, એના વાચકવૃંદને યથેષ્ટ આસ્વાદ કરાવવો એ મારા જેવા માટે તો મુશ્કેલ—બલ્કે અશક્ય કાર્ય ગણાય આમ હોવાથી આ રચનામા જે કઈ ન્યૂનતા જણાય તેને દૂર કરવા વિશેષજ્ઞોને હુ વીનવુ છુ એમ લાગે છે કે મારા આ અલ્પ સ્વરૂપ કાર્યરૂપ આ પુસ્તક ગુજરાતીમા હોવાથી, હરિભદ્રસૂરિની સાહિત્યસેવા તરફ વિશેષ લક્ષ્ય ખેચવાનું એ સાધન બનશે

**ઋણસ્વીકાર:**—આ કાર્યનો ઉદ્ભવ 'શ્રી સયાજી સાહિત્ય માળા'ના સચાલક તરફથી મળેલા નિમત્રણને આભારી હોવાથી, હુ અહી સૌથી પ્રથમ તો પ્રાચ્યવિદ્યા મન્દિર, વડોદરાના ભૂતપૂર્વ સચાલક ડૉ વિનયતોષ ભટ્ટાચાર્યનો ઉપકાર માનુ છુ

આ કાર્ય મે હાથ ધર્યું અને જે એની પૂર્ણાહુતિ થઈ એ દરમ્યાન મારી અન્ય સાહિત્યપ્રવૃત્તિ ચાલુ હતી તેથી ટ્રીક વાર આ કાર્ય કરવા માટે પ્રવૃત્ત થતો ન હતો, પરતુ મારી પત્ની ઈન્દિરા તરફથી મને આ કાર્ય પૂર્ણ કરવાની અવારનવાર સૂચનાઓ મળતી રહેવાથી, આ કાર્ય હુ પુરુ કરી શક્યો છુ, એટલે એ બદલ હુ એનો પણ ઋણી છુ

આ પુસ્તક તૈયાર કરવામા મે જે પુસ્તકાદિનો એક યા બીજી રીતે ઉપયોગ કર્યો છે તેના લેખકમહાશયોનો અને એના પ્રકાશક મહોદયોનો હુ ઉપકૃત છુ સજોગવશાત્ કોઈકની આની નોધ ન લેવાઈ હોય તો તે બદલ ક્ષમા યાચુ છુ આ પુસ્તક સત્વર અને યોગ્ય સ્વરૂપમા પ્રકાશિત થાય તે બદલ સજાગતા રાખવા અને સહૃદયતાપૂર્વકનો સહકાર આપવા બદલ હુ પ્રાચ્યવિદ્યા મન્દિરના નિયામકશ્રી ડૉ ભોગીલાલ જ સાડેસરાનો આભારી છુ

આ પુસ્તકની મુદ્રણાલય પ્રતિ (Press-copy) તૈયાર કરવામા મને મારા બે પુત્રો—નલિનચન્દ્ર, બી એસસી એમ ટી સી અને વિબોધચન્દ્ર, એમ એસસી, તેમ જ મારી પુત્રી મનોરમા, એમ.એ,

બી. ટી. તરફથી સહાયતા મળી છે. વિશેષમાં મુદ્રણપત્રો મૂળ લખાણ સાથે મેળવવામાં પણ એણે સહાય કરી છે. આમ મારા આ કુટુંબી-જનોએ આ કાર્યમાં જે ફાળો આપ્યો છે તેનો ઔપચારિક રીતે આભાર માનવાથી કાર્ય સરે તેમ નથી, એટલું જ કહેવું બસ થશે.

અન્તમાં, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઑફ બરોડા પ્રેસે મુદ્રણકાર્યને અંગે જે સહકાર આપ્યો છે તે બદલ પ્રેસનો આભાર માનું છું.

સાંકડી શેરી,
ગોપીપુરા, સુરત–૨
તા. ૨૭-૪-૧૯૬૩.

હીરાલાલ ર. કાપડિયા

# સંકેતોની સમજણ

અ૦જ૦૫૦ = અનેકાન્તજયપતાકા
અન્યયોગ૦ = અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા
અષ્ટા૦ = અષ્ટાધ્યાયી
આ૦દ૦દી૦ = આર્હતદર્શનદીપિકા
આ૦દિ૦ = આગમોનું દિગ્દર્શન
આ૦શ્રુ૦ = આગમોદ્ધારકની શ્રુત ઉપાસના
આ૦સ૦ = આગમોદય સમિતિ
ઉત્તર૦ = ઉત્તરજ્ઝયણ
ગ૦સ૦સ = ગણહરસડ્ઢસયગ = ગણહરસદ્ધસયગ
ગા૦પૌ૦ગ્ર૦ = ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા
ચ૦પ્ર૦ = ચતુર્વિંશતિપ્રબન્ધ
ચેઇય૦ = ચેઇયવંદણમહાભાસ
જ૦મ૦ = જઈણ મરહટ્ઠી
જિ૦કો૦ / જિ૦ર૦કો૦ } = જિનરત્નકોશ
જે૦ભા૦ગ્ર૦સૂ૦ = "જેસલમેરજૈનભાંડાગારીયગ્રંથાનાં સૂચિપત્રમ્"
જૈ૦આ૦સ૦ = જૈન આત્માનંદ સભા
જૈ૦ગૂ૦ક૦ = જૈન ગૂર્જર કવિઓ
જૈ૦ગ્ર૦ = જૈન ગ્રંથાવલી
જૈ૦ધ૦પ્ર૦ = જૈન ધર્મ પ્રકાશ
જૈ૦ધ૦પ્ર૦સ૦ = જૈન ધર્મ પ્રસારક સભા
જૈ૦પુ૦પ્ર૦સં૦ = જૈન પુસ્તક પ્રચારક સંસ્થા

જૈ૦પુ૦પ્ર૦સં૦=જૈન પુસ્તક પ્રશસ્તિસંગ્રહ
જૈ૦સ૦પ્ર૦=જૈન સત્ય પ્રકાશ
જૈ૦સા૦સં૦=જૈન સાહિત્ય સંશોધક
જૈ૦સૂ૦=જૈમિનીય સૂત્ર
દે૦લા૦જૈ૦પુ૦સં૦=દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા
ત૦ર૦દી૦=તર્કરહસ્યદીપિકા
પ૦જૈ૦ભાં૦ગ્રં૦સૂ૦=પત્તનસ્થપ્રાચ્ય-જૈન-ભાંડારીય-ગ્રંથસૂચિ
પા૦ભા૦સા૦=પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય
પુ૦પ્ર૦સં૦=પુરાતન-પ્રબંધ-સંગ્રહ
પ્ર૦ચ૦=પ્રભાવકચરિત
પ્ર૦વા૦=પ્રમાણવાર્તિક
ફા૦ગુ૦સ૦=ફાર્બસ ગુજરાતી સભા
ભાં૦પ્રા૦સં૦મં૦=ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધનમંદિર
મા૦દિ૦જૈ૦ગ્રં૦=માણિકયચંદ્ર દિગંબર જૈન ગ્રંથમાલા
મુ૦ક૦જૈ૦મો૦=મુક્તિકમલ જૈન મોહનમાળા
ય૦જૈ૦ગ્રં૦=યશોવિજય જૈન ગ્રંથમાલા
યો૦દ૦સ૦=યોગદૃષ્ટિસમુચ્ચય
લ૦વિ૦=લલિતવિસ્તરા
વ૦દે૦કે૦=વડોદરા દેશી કેળવણીખાતું
વિ૦સં૦=વિક્રમસંવત્
વિસેસા૦=વિસેસાવસ્સયભાસ
શા૦વા૦સ૦=શાસ્ત્રવાર્તાસમુચ્ચય
ષડ્૦સ૦=ષડ્દર્શનસમુચ્ચય
સં૦=સંસ્કૃત

સ૦ચ૦=સમરાઇચ્ચચરિય

સિ૦જૈ૦ગ્ર૦=સિંઘી જૈન ગ્રંથમાલા

ABORI=Annuals of the Bhandarkar Oriental Research Institute

BSP Series=Bombay Sanskrit & Prakrit Series

DCGCM=Descriptive Catalogue of the Government Collections of Manuscripts

GSAI=Giornale della societa Asiatica Italiana=JIAS

HCLJ=History of the Canonical Literature of the Jainas, A

HIL=History of India Literature

JA=Journal Asiatique

JIAS=Journal of the Italian Asiatic Society =GSAI

JBORS=Journal of Bihar Orissa Research Society

JUB=Journal of the University of Bombay

## અનુક્રમ

# વિસ્તૃત વિષય-સૂચિ

[ઉત્થાનિકા—ઉદ્ભવ પ્રણાલિકા, યોજના, પુરવણી, વિજ્ઞપ્તિ, ઋણસ્વીકાર]

મહત્તરા યાકિનીના ધર્મપુત્ર સમભાવભાવી

# શ્રીહરિભદ્રસૂરિ

## જીવન અને કવન

### પૂર્વ ખંડ : જીવનરેખા

ઉપક્રમ—'ભારતવર્ષ' એટલે અમૂલ્ય પ્રકૃતિ અને સંસ્કૃતિનું ક્રીડાંગણ. આ આપણો દેશ પરાપૂર્વથી અધ્યાત્મવિદ્યા પ્રતિ આકર્ષાયો છે. આત્મોન્નતિના અનન્ય ઉપાય તરીકે એણે જીવનમાં ત્યાગને અગ્રગણ્ય સ્થાન આપ્યું છે. એ સાદા અને સંતોષી અને સાથે સાથે વિવેકથી વ્યાપ્ત ઉન્નત ભાવનાઓથી પરિપૂર્ણ જીવનનો અનુરાગી અને આગ્રહી છે. સાચા મહંત, સંત, સંન્યાસી, શ્રમણો વગેરેનું સમુચિત સન્માન સદા યે કરવું એ એનો મુદ્રાલેખ છે. આને લઈને આ દેશમાં સ્વપર-કલ્યાણ સાધનાર અનેક મહાનુભાવો થયા છે. 'શ્રમણ'-સંસ્કૃતિના મહામૂલ્યશાળી અંગરૂપ જૈન દર્શનમાં ત્યાગનું પ્રાધાન્ય છે. એના અનુયાયીઓ નિવૃત્તિ-માર્ગના ઉપાસકો છે. એનો અર્થ એ નથી કે એઓ આલસ્યના કે નિષ્ક્રિયતાના—જડતાના રાગી છે. નિવૃત્તિપ્રધાન પ્રવૃત્તિ કરનારા જૈન શ્રમણોની સ્વકલ્યાણની સાધના પરના કલ્યાણને આડે આવે તેવી નથી. પ્રાચીન કાળમાં અનેક જૈન મુનિવરોએ લોકોદ્ધાર અને સાહિત્ય-સેવાના કાર્યમાં તલ્લીન રહી પોતાના આત્માને અને સાથે સાથે સમસ્ત જૈન સંઘને તેમ જ સમગ્ર 'ભારત' દેશને કૃતાર્થ કર્યો છે. શ્રમણ ભગવાન મહાવીરસ્વામી (ઈ. સ. પૂર્વે ૫૯૯–ઈ. સ. પૂર્વે ૫૨૭)ના—

વીર-વર્ધમાનના અગ્રિમ શિષ્યોએ—અગિયાર ગણધરોએ એમની અમૃતમય વાણીને પોતાની પ્રતિભા વડે ગૂંથી જૈન આગમોનું—બાર અંગોનું નિર્માણ કર્યું, પરંતુ એ હિતકારી સાહિત્ય સર્વાંશે આજે ઉપલબ્ધ નથી. એમના સમકાલીન શ્રમણોએ તેમ જ એમના પછી થોડાક સમય બાદ થયેલા શ્રમણોએ આ દ્વાદશાંગીને અનુલક્ષીને જે અન્ય અનુપમ કૃતિઓનું સર્જન કર્યું હતું એ પણ આજે સર્વાંશે મળતી નથી. જૈન વાઙ્મય 'ગીર્વાણ' ગિરામાં ગૂંથી એને સાર્વજનીન બનાવનારા તરીકે વાચકવર્ય [1]ઉમાસ્વાતિ અગ્ર સ્થાન ભોગવે છે. શ્વેતાંબરો તેમજ દિગંબરો પણ એમને પોતીકા અને પ્રમાણભૂત ગણે છે. દિગંબર આચાર્ય [2]કુંદકુંદ એ એમના સમસમયી જેવા છે. એમણે જઇણ મોરસેણી (જૈન શૌરસેની)માં અનેક કૃતિઓ રચી છે. એમના પછી શ્વેતાંબર ગગનમાં [3]સિદ્ધસેન દિવાકર પોતાની અનેકવિધ પ્રતિભાને લઈને સૂર્ય સમાન શોભે છે. એઓ સમગ્ર જૈન જગતમાં (૧) કવિ, (૨) વાદી, (૩) તાર્કિક, (૪) દાર્શનિક, (૫) સ્તુતિકાર અને (૬) સર્વદર્શનસંગ્રહકાર તરીકે એમ છ રીતે પ્રથમ સ્થાન ભોગવે છે. દિગંબર સમાજમાં કેટલીક બાબતમાં લગભગ આવું સ્થાન એમના ઉત્તરવર્તી આચાર્ય [4]સમંતભદ્ર ભોગવે છે. સિદ્ધસેન દિવાકરના જાણે સાક્ષાત્ શિષ્ય ન હોય એવો ભાસ કરાવનારા [5]મલ્લવાદીની એક કારિકા અને એના ઉપર એમણે રચેલા અર્થઘન દ્વાદશારનયચક્ર નામના ભાષ્ય વડે શ્વેતાંબર સાહિત્ય સમૃદ્ધ અને ગૌરવાન્વિત બન્યું છે. આ સાહિત્યસ્વામીઓની સમર્થ કૃતિઓનું

---

૧ એમને અંગેની માહિતી માટે જુઓ પ્રશમરતિ અને સંબંધકારિકાની મારી "ઉત્થાનિકા" (પૃ. ૧૧–૩૨, ૫૬અ ને ૫૬આ) તેમજ "ઉપખંડ".

૨ જુઓ મારું પુસ્તક નામે પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય (પૃ. ૩૯, ૧૫૨, ૧૫૭, ૧૬૪, ૧૯૧ અને ૨૦૧).

૩ જુઓ પ્રથમ ટિપ્પણમાં નિર્દેશાયેલો "ઉપખંડ".

૪ એજન.

૫ એજન.

આકઠ પાન કરી પુષ્ટ મનના હરિભદ્રસૂરિ ભાગ્યશાળી થયા હતા એમ એમનુ આજે ઉપલબ્ધ થતુ સાહિત્ય કહી આપે છે આ શ્વેતામ્બર શ્રમણવર્યના જીવનવૃત્તાન્તની રૂપરેખા આલેખવા માટે મારો આ નમ્ર પ્રયાસ છે

આત્મકથાનો અભાવ—સૌજન્યમૂર્તિ હરિભદ્રસૂરિએ પોતાના જીવનમાર્ગ ઉપર જાણે અધકાર-પટ પાથર્યો છે એટલે આ એક રીતે તો અજ્ઞાત પ્રદેશ છે બાણે હર્ષચરિતમા, બિલ્હણે વિક્રમાંકદેવ ચરિતમા અને મ'ખે શ્રીકઠચરિતમા જેમ પોતાનો પરિચય આપ્યો છે તેવી આશા આપણે ભલે આ નિઃસ્પૃહ સૂરિવર્ય પાસેથી ન રાખીએ, પરંતુ એમના પૂર્વગામી વિદ્યાવારિધિ ઉમાસ્વાતિએ જેમ પોતાના માત-પિતાના નામ વગેરેનો નિર્દેશ કર્યો છે તેટલી પણ આપણી આશા આ સૂરિવર ફલિત થવા દેતા નથી એમના ગ્રથોના અતમાની પુષ્પિકા જે એમણે રચેલી મનાય છે તે એમના સાધુ-જીવન વિષે નહિ જેવો પ્રકાશ પાડે છે, બાકી એ પણ એમના ગૃહસ્થાશ્રમ વિષે તો મૌન જ સેવે છે આમ હોવા છતા એ આનદનો વિષય છે, કે એમની વિદ્વત્તાપૂર્ણ કૃતિઓથી આકર્ષાયેલા આધુનિક તેમ જ પ્રાચીન સમયના સાક્ષરોએ એમના જીવન અને કવન વિષે થોડુ ઘણુ પણ કથન કર્યું છે આમા પાશ્ચાત્ય વિદ્વાનોનો પણ સબળ ફાળો છે આમ જે દેશવિદેશના સાહિત્ય-રસિકોને હાથે એમના જીવનને સ્પર્શતી વાની જે ભિન્ન ભિન્ન સાત ભાષાઓમા પિરસાઇ છે તેની હુ ભાષાદીઠ નોધ લઉ છુ

## સાધન-સામગ્રી ( ૬+૧૯+૧૪+૫+૧૦+૨+૪=૬૦ )

### (૧) પાઇય ( પ્રાકૃત ) [૬]

(૧) કુવલયમાલા—'દાક્ષિણ્યચિહ્ન'સૂરિ તરીકે ઓળખાવાતા ઉદ્દ્યોતનસૂરિએ આ કૃતિ શકસવત્ ૭૦૦મા એક દિવસ ઓછો હતો ત્યારે એટલે કે વિક્રમસવત્ ૮૩૫મા પૂર્ણ કરી છે આ કૃતિ અમુદ્રિત

છે.[1] એ જઇણ મરહટ્ટી (જૈન માહારાષ્ટ્રી)માં રચાયેલી છે.

(૨) **કહાવલી**—આ કૃતિ ભદ્રેશ્વરસૂરિએ જ૦ મ૦માં વિક્રમની લગભગ દસમી–અગિયારમી સદીમાં અને કોઈકને મતે બારમી સદીમાં રચી છે.[2] એમાં અનેક મુનિવરોના–કાલકસૂરિથી માંડીને હરિભદ્રસૂરિ સુધીના જીવનવૃત્તાંતો છે. આ કૃતિ પણ અમુદ્રિત છે.[3]

(૩) [4]**ગણહરસડ્ઢસયગ**—જ૦ મ૦માં પદ્યોમાં રચાયેલી આ કૃતિના કર્તા [5]જિનદત્તસૂરિ છે. ગાથા પર–પ૯ અત્ર પ્રસ્તુત છે.

(૪) [6]**વિયારસારપયરણ**—પ્રદ્યુમ્નસૂરિએ જ૦ મ૦માં રચેલા આ વિયારસારપયરણની ગા. પ૩ર–પ૩૩ અત્ર પ્રસ્તુત છે. આ સૂરિ દેવપ્રભસૂરિના શિષ્ય થાય છે. એમનો સત્તાસમય વિક્રમની ચૌદમી શતાબ્દી છે.[7]

---

૧ કુવલયમાલાનો ઉલ્લેખ દેવચન્દ્રસૂરિએ વિ. સં. ૧૧૬૦મા રચેલા **સંતિનાહ-ચરિય**મા છે. કુવલયમાલાની વિવિધ હાથપોથીઓ મળે છે. તેમાની એક વિ સ. ૧૧૩૯મા લખાયેલી છે. જુઓ **જિનરત્નકોશ** ( પ્રથમ વિભાગ, પૃ. ૯૪ ).

૨ બૃહત્કથાકોશના અગ્રેજી ઉપોદ્ઘાત (પૃ. ૪૫)મા કહાવલીને પરિશિષ્ટપર્વ કરતા પ્રાચીન ગણી છે અને એમા ૬૩ શલાકાપુરુષનો વૃત્તાત છે એમ કહ્યું છે

૩ આની હાથપોથીઓની નોધ જિ૦ કો૦ ( વિ. ૧, પૃ. ૬૬ )મા છે.

૪ "ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલા"મા ઇ. સ ૧૯૨૭મા છપાયેલી **અપભ્રંશકાવ્યત્રયી**મા એના બીજા પરિશિષ્ટ તરીકે આ કૃતિ અપાયેલી છે

પ એમનો જન્મ વિ સં. ૧૧૩૨મા થયો હતો. એઓ વિ સં. ૧૨૧૧માં સ્વર્ગે સિધાવ્યા હતા એઓ જિનવલ્લભસૂરિના પટ્ટધર થાય છે

૬ આ કૃતિ સસ્કૃત છાયા સહિત "આગમોદયસમિતિ" દ્વારા ઇ. સ. ૧૯૨૩મા પ્રસિદ્ધ થયેલી છે

૭ રત્નશેખરસૂરિએ સડ્ઢવિહિની ઉપર વિ સં. ૧૫૦૬મા રચેલી સ્વોપજ્ઞ વૃત્તિ નામે **વિધિકૌમુદી**મા આ સૂરિનો નિર્દેશ કર્યો છે

(૫) [1]રયણસંચયપગરણ—આ જ૦. મ૦માં ૫૫૦ પદ્યોમાં સિદ્ધાન્તની સારભૂત ગાથાઓના સંગ્રહરૂપે રચાયેલી કૃતિના કર્તા 'અંચલ' ગચ્છના હર્ષ(નિધાન)સૂરિ છે. આ કૃતિની રચના ગુણનિધાનસૂરિના ઉપદેશને આભારી છે. ૨૮૨મી ગાથા અત્ર પ્રસ્તુત છે. એ નીચે મુજબ છે:—

"पणपणणबारससए हरिभद्दो सूरि आसि पुव्वकए ।
तेरसय वीसअहिए वरिसेहिं बप्पभट्टपहू ॥२८२ ॥"

(૬) કેટલીક જીર્ણશીર્ણ હાથપોથીઓમાં મળી આવતી નીચે મુજબની [2]ગાથાઃ—

"वीराओ वयरो वासाण पणसए दससएण हरिभद्दो ।
तेरसहिं बप्पभट्टी अट्ठहिं पणयाण 'वलहि'खओ ॥"

(૨) સંસ્કૃત [૧૯]

(૧) [3]શિષ્યહિતા—આવસ્સય નામના જૈન આગમ ઉપર હરિભદ્રસૂરિએ સં૦માં આ નામની ટીકા રચી છે. એના અંતમાં જે પુષ્પિકા છે તે અત્ર ઉપયોગી છે.

(૨) [4]પંચાશક-ટીકા—હરિભદ્રસૂરિએ પંચાસગની જ૦મ૦માં રચના કરી છે. એના ઉપર અભયદેવસૂરિએ સં૦માં વિ. સં. ૧૧૨૪માં આ

૧ આ કૃતિ ગુજરાતી ભાષાંતર તથા વિશેષાર્થ સહિત "જૈન ધર્મ પ્રસારક સભા" તરફથી ભાવનગરથી વિ. સં. ૧૯૮૫માં છપાવાઈ છે.

૨ આ ગાથા "श्रीहरिभद्राचार्यस्य समयनिर्णयः" નામના નિબંધ (પૃ. ૫)માં અપાઇ છે.

૩ આ ટીકા મૂળ તેમજ નિજ્જુત્તિ સહિત "દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા" તરફથી ચાર ભાગમાં પ્રસિદ્ધ કરાઇ છે. ચોથો (અંતિમ) ભાગ ઇ. સ. ૧૯૧૭મા છપાવાયો છે.

૪ આ ટીકા મૂળ સહિત જૈ૦ ધ૦ પ્ર૦ સ૦ તરફથી ઇ. સ. ૧૯૧૨માં છપાવાઈ છે.

ટીકા રચી છે આ સૂરિનો સ્વર્ગવાસ વિ સ ૧૧૩૫મા અને મતાંતર પ્રમાણે ૧૧૩૯મા થયો હતો

(૩) [1]ઉપદેશપદ–ટીકા યાને સુખસ બોધના—હરિભદ્રસૂરિએ ઉવએસપય જ૦મ૦મા રચ્યુ છે એના ઉપર વિ સ ૧૧૭૪મા મુનિચન્દ્રસૂરિએ સ૦મા ટીકા રચી છે આ ઉવએસપયની અંતિમ—૧૦૩૯મી ગાથા ઉપરની ટીકાનો ભાગ અત્ર પ્રસ્તુત છે

(૪) [2]ગણધરસાર્ધશતક–ટીકા—જિનદત્તસૂરિએ રચેલા ગણહરસડ્ઢસયગ ઉપર સુમતિગણિએ સ૦માં આ ટીકા વિ સ ૧૨૯૫મા રચી છે

(૫) યક્ષદેવ મુનિના ઉદ્‌ગારો[3]—આ મુનિએ હરિભદ્રસૂરિને અંગે પાંચ પદ્યો રચ્યા છે આ મુનિ તે કોણ એ બાબત મે "યક્ષદેવ મુનિનો પરિચય એ નામના મારા [4]લેખમાં વિચારી છે

---

૧ આ ટીકા મૂળ કૃતિ સાથે ' જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ' (પાલી તાણા ) તરફથી ઇ સ ૧ ૦૯મા છપાવાઇ છે ' મુક્તિ કમલ જૈન મોહનમાલા 'મા મૂળ આ ટીકા તેમજ અનુ મૂળ બે વિભાગમા ઇ સ. ૧૯૨૩ ને ૧૯૨૫મા અનુક્રમે છપાવાયેલ છે મા નવીન સસ્કરણનો અત્ર ઉપયોગ કરાયો છે

૨ આ ટીકાની અનેક હાથપોથીઓ મળે છે આ હજી સુધી અમુદ્રિત છે એના ઉપરથી પદ્મમંદિરગણિએ સક્ષિપ્ત ટીકા રચી છે તે તો મૂળ સહિત " જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફ૦' (સુરત ) તરફથી ઇ સ. ૧૯૪૪મા પ્રકાશિત થઇ છે આની હિંદી " ભૂમિકા' (પત્ર ૫અ–૬અ )મા ઉપર્યુક્ત અમુદ્રિત ટીકાનો પરિચય અપાયો છે એમા સૂચવાયુ છે કે સુમતિગણિએ શબ્દરત્નપ્રદીપ નામના કોશમાંથી ઉતારા આપ્યા છે આ કોશ અનુપલબ્ધ છે

૩ ગા૦ પૌ૦ ગ્ર૦ માટે અનેકાન્તજયપતાકાનુ સ્વોપજ્ઞ વ્યાખ્યા ઇત્યાદિ સહિત મે જે સપાદન બે ખંડમા કર્યું છે તેમા બીજા ખંડના અતમા આ ઉદ્‌ગારાત્મક પાચ પદ્યો ઇ સ. ૧૯૪૭ના છપાવાયા છે

૪ મારો આ લેખ ' જૈન સત્ય પ્રકાશ' (વ ૧૨, અ ૭)મા ઇ સ. ૧૯૪૭મા છપાયો છે

(૬) [1]પ્રભાવકચરિત—આ પદ્યાત્મક કૃતિમાં બાવીસ પ્રબંધો છે. એમાંનો નવમો પ્રબંધ હરિભદ્રસૂરિને અંગે છે. આ સમગ્ર કૃતિ પ્રભાચન્દ્રસૂરિએ વિ. સં. ૧૩૩૪માં રચી છે. એને પૂર્વર્ષિચરિત્રરોહણગિરિ પણ કહે છે, અને એના પ્રબંધોને 'શૃંગ' કહે છે.

(૭) [2]પુરાતનપ્રબન્ધસંગ્રહ—આ એક સંગ્રહાત્મક કૃતિ છે. એમાંનો ૫૪મો પ્રબન્ધ અત્ર પ્રસ્તુત છે.

(૮) [3]પ્રબન્ધકોશ યાને ચતુર્વિંશતિપ્રબન્ધ—રાજશેખરસૂરિએ આ કૃતિ વિ. સ. ૧૪૦૫માં રચી છે. અહીં ૨૪ પ્રબન્ધો છે તે પૈકી આઠમો પ્રબન્ધ હરિભદ્રસૂરિને અંગે છે અને એ અત્ર પ્રસ્તુત છે.

(૯) [4]ગુર્વાવલી—વિ સં. ૧૫૦૩માં સ્વર્ગે સંચરેલા 'સહસાવધાની' મુનિસુન્દરસૂરિની આ વિ. સ. ૧૪૬૬ની પદ્યાત્મક રચના છે. એના શ્લો ૪૦ અને ૬૮ અહીં ઉપયોગી છે.

(૧૦) [5]પૌર્ણમિક આદિ ગચ્છોની પટ્ટાવલીઓ.

---

૧ આ કૃતિ ઇ. સ. ૧૯૦૯મા "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી પ્રકાશિત કરાઇ હતી. "સિંધી જૈન ગ્રંથમાલા"મા આ કૃતિ ત્યાર પછી ઇ. સ. ૧૯૪૦મા છપાવાઇ છે અને એ સંસ્કરણનો અહીં હું ઉપયોગ કરું છું.

૨ આ સિં. જૈ. ગ્રં.માં ઇ. સ ૧૯૩૬મા છપાયો છે.

૩ આનું સંપાદન મેં કર્યું છે. આ કૃતિ "ફાર્બસ ગુજરાતી સભા" (મુંબઈ) તરફથી ઇ. સ. ૧૯૩૨મા પ્રસિદ્ધ કરાઇ છે. આને આધારે આ નિબંધમાં હું પૃષ્ઠાંક આપનાર છું, જો કે સિં. જૈ. ગ્રં.મા પણ આ કૃતિ ત્યારપછી ઇ. સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ કરાઈ છે.

૪ આ "યશોવિજય જૈન ગ્રંથમાળા" (બનારસ) તરફથી વિ. સં. ૧૯૬૧મા છપાવાઇ છે. આ કૃતિ તે મુનિસુન્દરસૂરિકૃત ત્રિદશતરંગિણીના ત્રીજા સ્રોતનો એક મોટો હદ છે. જુઓ "જૈન પુસ્તક પ્રચારક સંસ્થા" (સુરત) તરફથી વિ. સં. ૨૦૦૫મા છપાવાયેલા ઉપદેશરત્નાકરની મારી ભૂમિકા (પૃ. ૭૯).

૫ આ પટ્ટાવલીઓ જૈન ગૂર્જર કવિઓ (ભા. ૩, ખંડ ૨)ના પૃ. ૨૨૩૩ ઇ.મા છે. બીજી કેટલીક પટ્ટાવલીઓ જૈ. ગૂ. ક. (ભા. ૨)મા પરિશિષ્ટ ૨–૩ તરીકે અપાઈ છે.

(૧૧) ગણધરસાર્ધશતક–સંક્ષિપ્ત-ટીકા—આના રચનાર ઉપાધ્યાય દેવતિલકના શિષ્ય ઉપાધ્યાય પદ્મમંદિરગણિ છે આ ટીકા વિ સં ૧૬૭૬મા રચાઈ છે[1]

(૧૨) હરિભદ્રસૂરિચરિત—આના કર્તા ધનેશ્વર છે અને પં હરગોવિંદદાસે આ કૃતિ સંપાદિત કરી છે[2]

(૧૩) [3]હરિભદ્રસૂરિચરિત્ર–પં હરગોવિન્દદાસે આ નિબંધ સંસ્કૃતમાં ઇ સ ૧૯૧૭માં લખ્યો હતો

(૧૪) [4]ग्रन्थकार-परिचय :—ધમ્મસંગહણી (ભા ૨)ના પરિચયનો આ એક અંશ છે હરિભદ્રસૂરિએ આ જે ધમ્મસંગહણી રચી છે એના ઉપર મુનિ (હવે પંન્યાસ) કલ્યાણવિજયજીએ ઇ સ ૧૯૧૮મા સં૦માં આ પરિચય લખ્યો છે

(૧૫) [5]श्रीहरिभद्राचार्यस्य समयनिर्णय :—મુનિ જિનવિજયજીએ આ નિબન્ધ ઇ સ ૧૯૧૮મા લખ્યો છે

(૧૬) [6]वक्तव्य किञ्चित्—મુનિ (હવે સૂરિ) પ્રતાપવિજયજીએ

૧ જુઓ પૃ ૬, ટિ ૨. આ સંક્ષિપ્ત ટીકા (પત્ર ૬૭આ)મા કોઈ ભોજરાજ કવિનો ઉલ્લેખ છે પત્ર ૫૬આમા આર્ય સમુદ્રાચાર્યકૃત પઈણ્ણકપ્પમાથી ચાર અવતરણ અપાના છે

૨ જિ૦ કો૦ (વિ. ૧, પૃ ૪૫૮)મા આની નોધ છે

૩ આ નિબંધ "જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા મા ઇ સ. ૧૯૧૭મા પ્રકાશિત થયો છે

૪ ધમ્મસંગહણી અને એના ઉપરની મલયગિરિસૂરિકૃત ટીકા સહિત જે બીજો ભાગ દે. લા. જૈ પુ સં તરફથી ઇ સ. ૧૯૧૮મા છપાવાયો છે તેમાંનો "ग्रन्थकार–परिचय" (પત્ર ૧-૩૪) અત્ર પ્રસ્તુત છે

૫ આ નિબંધ ' જૈન સાહિત્ય સંશોધક ગ્રંથમાલા મા છપાયો છે એ Proceedings and Transactions of the First Oriental Conference (Vol I, p CXXIV ff)મા ઇ સ. ૧૯૨૦મા છપાયો છે

૬ મુ. ક જૈ મોમા વિ. સં ૧૯૮૧મા છપાયેલા બીજા ભાગમા આ છે

આવક્તવ્ય ઉવએસપય (સટીક)ના ભા.૨ને અંગે વિ. સં. ૧૯૮૧માં લખ્યું છે.

(૧૭) [1]**વીસવીસિયાની પ્રસ્તાવના**—હરિભદ્રસૂરિએ વીસવીસિયા રચી છે. એને અંગે પ્રા. અભ્યંકરે સં.માં પ્રસ્તાવના લખી છે.

(૧૮) **હરિભદ્રસૂરિકૃત ગ્રંથો અને ટીકાઓની પ્રસ્તાવના**—હરિભદ્રસૂરિની જે કૃતિઓનું સંપાદન 'આગમોદ્ધારક' (સ્વ.) આનંદસાગરસૂરિજીએ કર્યું છે તેમાંની [2]સાત કૃતિઓ ઉપર એમણે સંમાં નાનીસરખી પ્રસ્તાવનાઓ લખી છે.

(૧૯) [3]**श्रीहरिभद्रसूरिसमयदीपिका**—આ આગમોદ્ધારકની દસ પદ્યની કૃતિ છે. એમાં હરિભદ્રસૂરિના સમય વિષે વિચાર કરાયો છે.

## (૩) ગુજરાતી [૧૪]

(૧) "ષડ્દર્શનવેત્તા શ્રીમાન્ હરિભદ્રસૂરિ"—આ (સ્વ) મનઃસુખ-

---

૧ આ. પ્રા. અભ્યંકર દ્વારા ઇ. સ. ૧૯૩૨મા છપાવાઈ છે.

૨ જુઓ જૈ. પુ. પ્ર. સં. તરફથી વિ. સં. ૨૦૦૫મા છપાવાયેલા ઉપદેશરત્નાકરના અંતમા અપાયેલી "આગમોદ્ધારકની સાહિત્યસેવા" આ ઉપરથી નીચે મુજબની હારિભદ્રીય કૃતિ ઉપર 'આગમોદ્ધારકે' પ્રસ્તાવના લખી છે (અને એ છપાનાઇ છે) તે જોઇ શકાય છે—

| ક્રમાંક | નામ | પત્ર | રચના-વર્ષ | પ્રકાશન-વર્ષ |
|---|---|---|---|---|
| ૬૪ | નંદીની ટીકા | ૧ | | વિ. સ. ૧૯૮૪ |
| ૯૪ | તત્ત્વાર્થસૂત્રની ટીકા | ૪ | વિ સ ૧૯૯૨ | વિ. સ. ૧૯૯૨ |
| ૧૦૦ | ધર્મબિન્દુ | ૨ | વિ. સ. ૧૯૮૦ | વિ સ. ૧૯૮૦ |
| ૧૦૮ | પંચવસ્તુગ | ૩ | વિ સ. ૧૯૮૩ | વિ. સં. ૧૯૮૩ |
| ૯ | યોગદૃષ્ટિસમુચ્ચય (સટીક) | ૫ (પૃષ્ઠ) | વિ. સં. ૧૯૬૯ | વિ. સં. ૧૯૬૯ |
| ૧૩૯ | લલિતવિસ્તરા | ૨ | વિ. સં. ૧૯૯૦ | વિ. સં. ૧૯૯૦ |
| ૧૪૯ | શાસ્ત્રવાર્તાસમુચ્ચય (સટીક) | ૨ | વિ. સં. ૧૯૮૪ | વિ. સં. ૧૯૮૫ |

૩ જૈ. પુ. પ્ર. સં. તરફથી "આગમોદ્ધારસંગ્રહ" ભા. ૯ તરીકે જે "શ્રીપ્રજ્ઞાપનોપાંગ"નો ઉત્તર ભાગ ઇ. સ. ૧૯૪૯મા પ્રકાશિત થયો છે તેના પ્રારંભમા આ કૃતિ અપાઇ છે.

લાલ કિરતચંદ મહેતાનો લેખ છે.[1]

(૨) "મૂળ ગ્રંથકાર શ્રીહરિભદ્રસૂરિ" (પૃ ૪–૫૧)—પ. બેચરદાસ જીવરાજે ષડ્દર્શનસમુચ્ચય અને એના ઉપરની ગુણરત્નસૂરિની ટીકામાના 'જૈન દર્શન' પ્રકરણનો [2]જૈન દર્શન એ નામથી જે અનુવાદ કર્યો છે તેમા પ્રસ્તાવના તરીકે આ લખાણ વિ. સ ૧૯૭૯મા તૈયાર કર્યું હતુ તે છપાયું છે

(૩) "[3]પ્રબંધ-પર્યાલોચન" (પૃ ૫૦–૫૪)—પ્ર૦ ચ૦ના શ્રીપ્રભાવકચરિત્ર નામના ભાષાંતરને અગે આ પર્યાલોચન મુનિ (હવે પન્યાસ) કલ્યાણવિજયજીએ ઇ સ ૧૯૩૧માં લખ્યુ છે

(૪) જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ ( પ્રકરણ ૬, પૃ ૧૫૮–૧૭૦)– આ [4]પુસ્તક (સ્વ) મોહનલાલ દલીચદ દેશાઈએ ઇ સ ૧૯૩૩મા રચ્યુ છે

(૫) શ્રીસિદ્ધર્ષિ (પૃ ૩૫૯–૩૮૪)—આ [5]પુસ્તક (સ્વ) મોતીચદ ગિરધર કાપડિયાએ તૈયાર કર્યું છે

(૬) "શ્રીષોડશક પ્રકરણ અને ભગવાન્ હરિભદ્રસૂરિજી"—આ [6]લેખના કર્તા આગમોદ્ધારક છે

---

૧ આ લેખ બે કટકે "જૈન ધર્મ પ્રકાશ" (પુ ૨૫, અ. ૫ ને ૬)મા વિ સ. ૧૯૬૫મા છપાયો છે

૨ આ પુસ્તક મનસુખલાલ રવજીભાઈ મહેતા તરફથી વિ સ પ્રસિદ્ધ કરાયુ છે

૩ આ પર્યાલોચન પ્ર ચ ના ભાષાંતર સહિત "જૈન આત્માનંદ સભા" (ભાવનગર) તરફથી વિ સ ૧૯૮૭મા પ્રકાશિત કરાયુ છે

૪ આ પુસ્તક "જૈન શ્વેતાબર કૉન્ફરન્સ ઑફીસ" (મુબઇ) તરફથી ઇ. સ ૧૯૩૩મા છપાવાયું છે

૫ આ પુસ્તક જૈ ધ પ્ર સ તરફથી ઇ સ. ૧૯૩૬મા પ્રસિદ્ધ કરાયુ છે

૬ આ લેખ "સિદ્ધચક્ર" (વ ૭)ના અંક ૧ (પૃ ૬–૧૩), અ ૨ (પૃ. ૩૦–૩૫) અને અ. ૩ (પૃ ૪૯–૫૨)મા એમ ત્રણ કટકે તા ૯–૧૦–'૩૮, ૨૩–૧૦–'૩૮ ને ૭–૧૧–'૩૮ના અંકોમા છપાયો છે

(૭) "હરિભદ્રસૂરિનો સમયનિર્ણય"—આ [1]લેખ શ્રી. હીરાલાલ. અમૃતલાલ શાહે લખ્યો છે.

(૮) "શ્રીહરિભદ્રસૂરિ"— ભાષાનુવાદ સહિતના [2]અષ્ટકપ્રકરણમાં આ એના સંપાદક શ્રી. ખુશાલદાસ જગજીવનદાસનું લખાણ છે.

(૯) સમરાઇચ્ચકહા (ભા. ૨)ની [3]પ્રસ્તાવના (પત્ર ૩–૬)— આ પ્રસ્તાવનાના લેખક પં. ભગવાનદાસ હરખચંદ દોસી છે.

(૧૦) "પરિચય" (પૃ. ૫૫–૬૪; ૧૧૦–૧૧૩)—[4]તત્ત્વાર્થસૂત્ર ઉપર પં. સુખલાલે "ગુજરાતી વ્યાખ્યા" રચી છે. એના પ્રારંભમાં એમણે "પરિચય" લખ્યો છે. એમાં પૃ. ૫૫–૬૪માં "હરિભદ્ર" એ નામથી અને પૃ. ૧૧૦–૧૧૩માં "બે વૃત્તિઓ" એ શીર્ષકપૂર્વક અનુક્રમે હરિભદ્રસૂરિ અને એમની ડુપડુપિકા વિષે લખાણ છે.

(૧૧) "જૈન ન્યાયનો વિકાસ"— આ મુનિ (હવે પં.) ધુરંધરવિજયજીનો [5]લેખ છે. એમાં પૃ ૧૨–૧૪માં હરિભદ્રસૂરિ અને એમની ન્યાયવિષયક કૃતિઓ વિષે નિર્દેશ છે.

(૧૨) "શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી" —આ [6]લેખ મુનિ કનકવિજયજીએ લખ્યો છે.

---

૧ આ લેખ "જૈન સાહિત્ય સંશોધક" (ભા ૧, અં. ૧, પૃ. ૩૮-૪૨)માં વીરસંવત્ ૨૪૪૬મા છપાવાયો છે

૨ આ "શ્રીમહાવીર જૈન વિદ્યાલય" તરફથી ઇ. સ ૧૯૪૧મા છપાવાયું છે.

૩ આ પ્રસ્તાવના મૂળ ને છાયા સહિત હીરાલાલ દેવચંદ દ્વારા ઇ. સ ૧૯૪૯માં છપાવાયું છે તેમાં અપાયેલી છે.

૪ આ કૃતિની વ્યાખ્યા અને પરિચય સહિતની બીજી આવૃત્તિ "જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ" C/o. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ તરફથી ઇ. સ. ૧૯૪૦માં પ્રસિદ્ધ થઈ છે. પહેલી આવૃત્તિ ઇ સ ૧૯૩૦મા છપાવાઇ હતી.

૫ આ લેખ "જૈ. સ પ્ર." (વ. ૭, અં. ૧–૩, પૃ. ૧૧–૨૩)માં ઇ. સ. ૧૯૪૧મા છપાયો છે.

૬ આ લેખ "જૈ. સ. પ્ર." (વ. ૭, અં. ૨–૩, પૃ. ૨૪–૩૧)માં ઇ.સ. ૧૯૪૧માં પ્રસિદ્ધ થયો છે.

(૧૩) [1]ષોડશક-પ્રકરણની પ્રસ્તાવના (પૃ. ૫-૨૭)—આ પ્રસ્તાવના મેં ઈ. સ. ૧૯૪૯માં લખી છે.

(૧૪) સમરાઇચ્ચકહાને અંગેના ડૉ યાકોબીના ઉપોદ્ઘાતનો ગુજરાતી [2]અનુવાદ—આ અનુવાદ કોઈકે કર્યો છે અને એ છપાયો છે.

## (૪) હિન્દી [૫]

(૧) "[3]हरिभद्रसूरिका समयनिर्णय"—આ લેખ જિનવિજયજીએ લખ્યો છે.

(૨) [4]ન્યાયકુમુદચન્દ્ર (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૭૮)—આ પ્રસ્તાવનાના લેખક પં. કૈલાસચન્દ્ર છે.

(૩) "प्राक्कथन" (પૃ. ૧૦)—[5]અકલંકગ્રન્થત્રયને અંગે આ પ્રાક્કથન પં. સુખલાલ સંઘવીએ લખ્યું છે.

(૪) "परिचय" (પૃ. ૪૭-૫૪; ૯૩-૯૫)— [6]તત્ત્વાર્થસૂત્રનું વિવેચન પં. સુખલાલ સંઘવીએ લખ્યું છે. એમાં પ્રારંભમાં આ પરિચય છે. પૃ. ૪૬-૫૪માં 'હરિભદ્ર' એ શીર્ષકપૂર્વક હરિભદ્રસૂરિ વિષે

૧ આ પુસ્તક મારી પ્રસ્તાવના સહિત જૈ. પુ. પ્ર. સં. તરફથી ઇ. સ. ૧૯૩૮ના છપાવાયું છે.

૨ આ અનુવાદ "જૈ. સા. સં." (ખંડ ૩, અં. ૩, પૃ. ૨૯૨-૨૯૪)માં વિ. સં. ૧૯૮૪માં છપાયો છે.

૩ આ લેખ "જૈ. સા. સં." (ભા. ૧, અં. ૧, હિન્દી વિભાગ, પૃ. ૨૧-૫૮)માં વીરસંવત્ ૨૪૪૬માં અર્થાત્ વિ. સં. ૧૯૭૬માં છપાયો છે.

૪ આ પુસ્તક પ્રસ્તાવના સહિત ઇ. સ. ૧૯૩૮માં "માણિકચંદ્ર દિ. જૈન ગ્રંથમાલા"માં છપાયું છે.

૫ આ પુસ્તક સિં. જૈ. ગ્રં.માં ઇ. સ. ૧૯૩૯માં પ્રસિદ્ધ થયું છે.

૬ આ કૃતિ વિવેચન અને પરિચય સહિત "જૈનાચાર્ય શ્રી આત્માનંદ-જન્મ-શતાબ્દી-સ્મારક ટ્રસ્ટ બૉર્ડ" તરફથી મુંબઈથી વિ. સં. ૧૯૯૬માં છપાયેલી છે. આનું બીજું સંસ્કરણ પહેલામાંના ભ્રાન્તિમૂલક લખાણથી મુક્ત છે.

અને પૃ. ૯૩–૯૫માં એમની કુપક્ષકૌશિકાદિત્ય વિષે લખાણ છે.

(૫) "[1]શ્રીહરિભદ્રસૂરિ"—આ લેખ પં. ઇશ્વરલાલજી જૈને લખ્યો છે.

(૫) અંગ્રેજી [૧૦]

(1) [2]A Fourth Report of Operations in Search of Sanskrit Mss. in the Bombay Circle, April 1886 to March 1892 : પ્રો. પીટર પિટર્સન.

(2) [3]An article in "Indian Antiquary" (Vol. II, pp. 247 & 253) : જે. ફ્લીટ.

(3) [4]Dignāga's Nyāyapraves'a and Haribhadra's commentary on it : એન્ મિરોનોવ.

(4) Introduction to [5]Upamitibhavaprapañcākathā : ડૉ. હર્મન યાકોબી.

(5) [6]A History of Indian Logic (pp. 152, 154, 160 fn. 6, 206 fn. 4 and 208 fn.) : મહોપાધ્યાય સતીશચન્દ્ર વિદ્યાભૂષણ.

(6) Introduction (pp. I–XVII) to [7]"Samarāi-

૧ આ લેખ "જૈ. સ. પ્ર." (વ. ૭, અં. ૨–૩, પૃ. ૪૨–૫૩)માં ઇ. સ. ૧૯૪૧માં છપાયો છે.

૨ ઇ. સ. ૧૮૮૯–૯૨નો આ હેવાલ JBBRAS (Vol. XVIII, extra number)માં ઇ. સ. ૧૮૯૪માં છપાયો છે.

૩ આ લેખમાં કહ્યું છે કે ઇ. સ ની તેરમી સદી સુધી જતી પરંપરા પ્રમાણે હરિભદ્રસૂરિનો સમય ઇ. સ. ૫૨૯ છે.

૪ જુઓ વીરસંવત્ ૨૪૩૮મા પ્રકાશિત "જૈનશાસન" (દિવાળીનો વિશિષ્ટ અંક).

૫ પ્રો. પિટર્સન અને ડૉ. યાકોબી દ્વારા સંપાદિત આ કૃતિ "બિબ્લિઓથેકા ઇન્ડિકા" (એશિયાટિક સોસાયટી ઑફ બંગાળ)મા ઇ. સ ૧૮૯૯–૧૯૧૪માં છપાઈ છે.

૬ આ "કલકત્તા વિદ્યાપીઠ" તરફથી ઇ. સ. ૧૯૨૧માં છપાયેલ છે.

૭ આ કૃતિ "બિબ્લિઓથેકા ઇન્ડિકા"મા ઇ. સ. ૧૯૨૬માં પ્રસિદ્ધ થઈ છે.

**ccakahā**[1] : ડૉ. હર્મન યાકોબી.

(7) [2]A History of Indian Literature ( Vol. 2, pp. 465n., 470n., 479f., 485, 488, 489n., 507, 511, 512n., 522f., 526f., 528n., 532, 535f., 561, 574, 579, 583, 584n , 589 and 594n.) : ડૉ. મોરિસ વિન્તર્નિત્સ.

(8) [3]The Bhagavadgītā in the pre- S'aṅkarācārya Jain Sources : શ્રી. પી. કે. ગોડે.

(9) Introductions to [4]Anekāntajayapatākā : હીરાલાલ ર. કાપડિયા.

(10) Introduction to [5]Dhuttakkhāṇa : ડૉ. એ. એન. ઉપાધ્યે.

(૬) જર્મન [૨]

(1) Zeitschrift der Deutschen morgenländischen Gesellschaft (Vol. XL, p. 94).

(2) [6]Geschichte der Indischen Litteratur : ડૉ. એમ. વિન્તર્નિત્સ.

---

૧ આ ઉપોદ્ઘાતમાં ડૉ. યાકોબીએ પ્ર૦ ચ૦ અને ચ૦ પ્ર૦ના આધારે હરિભદ્રસૂરિનો જીવનવૃત્તાંત રજૂ કર્યો છે. આના ગુજરાતી અનુવાદ માટે જુઓ પૃ. ૧૨, ટિ. ૨.

૨ આ "કલકત્તા વિદ્યાપીઠ" તરફથી ઇ. સ. ૧૯૩૩માં છપાયેલ છે.

૩ આ લેખ "ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધનમંદિર" તરફથી પૂનાથી ABORI (Vol. XX, pp. 188-194)માં ઇ. સ. ૧૯૪૦માં છપાયો છે.

૪ આની મેં સંપાદિત કરેલી આવૃત્તિ બે ખંડમાં અનુક્રમે ઇ. સ. ૧૯૪૦માં અને ૧૯૪૭માં ગા. પૌ. ગ્રં.માં પ્રસિદ્ધ કરાઈ છે.

૫ આ કૃતિ સિં. જૈ. ગ્રં.માં અંગ્રેજી ઉપોદ્ઘાત સહિત ઇ.સ. ૧૯૪૪માં છપાવાઈ છે.

૬ આના બીજા ખંડના ઉત્તરાર્ધમાં જૈન સાહિત્યનું નિરૂપણ છે. આ ઉત્તરાર્ધ ઇ. સ. ૧૯૨૦માં છપાયો છે.

## (૭) ઇટાલિયન [૪]

(1-4) Journal of the Italian Asiatic Society (Vols. 18-21).

આ ગ્રંથો અને લેખોની સૂચી ઉપરથી એ જોઇ શકાય છે કે હરિભદ્રસૂરિનો જીવનવૃત્તાંત એ સૂરિએ જાતે આલેખ્યો નથી એટલું જ નહિ પરંતુ એમના કોઇ સમસમયી કે નિકટવર્તી વિદ્વાને પણ એમને વિષે થોડું ઘણું યે લખ્યું નથી. પ્રાચીન સાધનોમાંથી કહાવલી, પ્ર. ચ. અને ચ. પ્ર. એમને વિષે ઠીક ઠીક વિગતો પૂરી પાડે છે. પછી ભલે એમાના કોઇ કોઈ ભાગ દંતકથા કે વૃદ્ધવાદ જેવા જણાય. આના આધારે હું એમની "જીવનરેખા" આલેખું છું. પછી એ આછી હો કે ઘેરી, વિશ્વસ્ત હશે કે સંદિગ્ધ.

### ગૃહસ્થ-જીવન

**જન્મભૂમિ અને જન્મદાતા**—ભદ્રેશ્વરસૂરિએ કહાવલીના પ્રથમ પરિચ્છેદના અંતમાં હરિભદ્રસૂરિનો જીવનવૃત્તાંત આલેખ્યો છે. એમાં 'પિયંગુઇ' (? પિર્વંગુઇ) નામની કોઇ બ્રહ્મપુરીના વતની શંકરભટ્ટ અને એમની પત્ની ગંગાના પુત્ર તરીકે આ સૂરિવર્યનો ઉલ્લેખ કર્યો છે. ઉત્તરજ્ઝયણ (ગા. ૨૦૩૮) ઉપરની ટીકા (પત્ર ૪૩૪અ)માં મુનિચન્દ્રસૂરિએ હરિભદ્રસૂરિને [૧]'ચિત્રકૂટ' [૨]અચળના શિખર ઉપરના નિવાસી કહ્યા છે.

---

૧ મનસુખલાલ કિ. મહેતાએ એમના પૃ ૧૦, ટિ. ૧મા નિર્દેશાયેલા લેખ (પૃ ૧૪૩)મા "ચિતોડ મારવાડનું કે વાગડ"નુ એવો પ્રશ્ન ઉઠાવ્યો છે.

૨ શિયળના રક્ષણાર્થે જૌહર કરનાર પદ્મિની (રાણા ભીમસિંહની પત્ની)થી, ભામાશા જેવા દાનવીરથી અને રાણા પ્રતાપ જેવા રણવીરથી ઉજ્જવલ બનેલી 'મેવાડ'ની ભૂમિમા 'ચિત્રકૂટ' પર્વત (ચિતોડ ગઢ) આવેલો છે. આ પર્વતને અનેક કૂટ યાને શિખર હોવાથી એનું 'ચિત્રકૂટ' નામ સાર્થક ઠરે છે આ પર્વતની તળેટીમા એના જ નામે ઓળખાતું 'ચિત્રકૂટ' (ચિતોડ) નગર છે એ આજે પણ પોતાની જર્જરિત કાયાનું ભાન કરાવતું 'ઉદયપુર' (ઉદેપુર) પાસે વિદ્યમાન છે. ચિતોડ ગઢ અને

**જાતિ**—હરિભદ્રસૂરિ વિષેના [1]પ્રબંધો જોતાં એઓ 'બ્રાહ્મણ' જાતિના હોવા જોઇએ એમ લાગે છે.

**પુરોહિત**—પ્ર. ચ. (પૃ. ૬૨) પ્રમાણે આ સૂરિવર્ય ચિત્રકૂટ (ચિતોડ)ના રાજા જિતારિના પુરોહિત થાય છે. આ રાજા રામ જેવો પ્રજાવત્સલ, યુધિષ્ઠિરની જેમ નીતિ–વત્સલ, અરીકની પેઠે દયા–વત્સલ અને અર્જુનની માફક રણ–વત્સલ હતો.

**બે ભાણેજ**—પ્ર. ચ. (પૃ. ૬૫) અને ચ. પ્ર. (પૃ. ૫૦) પ્રમાણે હરિભદ્રસૂરિને સંસારી અવસ્થામાં હંસ અને પરમહંસ નામના બે ભાણેજ હતા. આ બંને જણે આગળ ઉપર આ સૂરિ પાસે દીક્ષા લીધી હતી.

**ભદ્રપરિણામ**—યજ્ઞમાં બકરાના બલિદાનના પ્રસંગને ઉદ્દેશીને **કહાવલી**માં બકરાના મુખથી નીચે મુજબની વાતચીત રજૂ કરાઇ છેઃ—

બકરો—મે સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખી નથી. મેં તમને એ માટે પ્રાર્થના પણ કરી નથી. વળી હું તો ઘાસથી સંતુષ્ટ છું. (તમારા કથન મુજબ) યજ્ઞાર્થે જેનો વધ કરાય તે સ્વર્ગે જાય છે એ વાત સાચી હોય તો પછી તમે તમારા માતાપિતાનો વધ કેમ કરતા નથી કે જેથી એઓ સ્વર્ગે જાય [2]

---

'ચિતોડ' શહેર વિષે કેટલીક હકીકત જૈન તીર્થોનો ઇતિહાસ (પૃ ૩૯૫–૩૯૧)માં અપાઇ છે 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ સકલાર્હત્ (શ્લો ૩૩)માં ચિત્રકૂટનો અને જિનપ્રભસૂરિએ વિવિધતીર્થકલ્પના પૃ ૧૬માં 'ચિત્રકૂટ'નો અને પૃ. ૩૦માં 'ચિત્તકૂડ'નો ઉલ્લેખ કર્યો છે.

[1] જુઓ પ્ર ચ (પ્ર. ૯, પૃ ૬૨)

[2] પ્ર. ચ માંના 'મહેન્દ્રસૂરિપ્રબંધ' (પૃ ૧૪૨)માં નિમ્નલિખિત પદ્ય છે—

"नाहं स्वर्गफलोपभोगतृषितो नाभ्यर्थितस्त्वं मया
सन्तुष्टस्तृणभक्षणेन सततं साधो! न युक्तं तव ।
स्वर्गं यान्ति यदि त्वया विनिहता यज्ञे ध्रुवं प्राणिनो
यज्ञं किं न करोषि मातृपितृभिः पुत्रैस्तथा बान्धवैः ? ॥"

આ વાક્યથી હરિભદ્ર ભદ્રપરિણામી બન્યા એમ કહાવલીમાં કહ્યું છે.

**પાંડિત્યનું પ્રદર્શન અને વાદનો નાદ**[૧]—પ્ર. ચ. (પૃ. ૬૨, શ્લો. ૮) પ્રમાણે જિતારિના પુરોહિત હરિભદ્ર અગ્નિહોત્રી હતા અને એઓ રાજાના માનીતા હતા એમની બુદ્ધિ અત્યંત કુશળ હતી. એઓ [૨]ચૌદ વિદ્યાઓમાં પારંગત બન્યા હતા.[૩] એઓ પોતાને અજેય વાદી સમજતા હતા. એમને વાદનો નાદ હતો. આથી એઓ કોદાળો, જાળ અને નિસરણી રાખીને ફરતા હતા.[૪] વળી શાસ્ત્રનો પોતે ખૂબ અભ્યાસ કર્યો હતો એવી રખેને પેટ ફાટી જાય એ બીકે એઓ પેટ ઉપર સોનાનો પટ્ટો બાંધતા હતા. આ ઉપરાંત એઓ ‘જંબૂ’ વૃક્ષની એક લતાને હાથમાં રાખતા હતા.[૫] આ લતા દ્વારા એઓ એમ સૂચવતા ઇચ્છતા હતા કે

૧ આ હકીકત કહાવલીમાં નથી.

૨ ૬ અંગ, ચાર વેદ, મીમાંસા, તર્ક, ધર્મશાસ્ત્ર અને પુરાણ એ ચૌદ વિદ્યા છે. જુઓ શોભનમુનિના પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ (ભા ૧)નું મારું સ્પષ્ટીકરણ (પૃ ૨૨)

૩ **ઉવએસપય** (ગા ૧૦૩૯)ની મુનિચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૪૩૪ અ)માં કહ્યું છે - પ્રથમ પર્યાયે જ ચાર વ્યાકરણોનો એમણે અભ્યાસ કર્યો હતો.

૪ કોઈ વાદી પાતાળમાં પેસી જાય તો કોદાળી વડે જમીન ખોદી એને બહાર ખેંચી કાઢી એને વાદમાં પરાસ્ત કરાય એવી રીતે કોઈ વાદી જળાશયમાં ભરાઈ જાય–કુદી જાય તો જાળ વડે એને પકડી બહાર કાઢી હરાવાય કોઈ વાદી આકાશમાં ચડી જાય તો નિસરણીનો ઉપયોગ કરી એને નીચે ઉતારી એને હરાવાય આવા આશયથી હરિભદ્ર કોદાળી વગેરે રાખતા હતા.

જે કેટલાક શાસ્ત્રીઓને પોતાના બળનો ગર્વ હતો તેઓ પૈકી કોઈ કોઈ આ ત્રણે નિશાનો રાખતા એમ ચારણોએ કરેલા જૂના રાસાઓમાં જોવાય છે

૫ પ્ર૦ ચ૦ (પૃ ૪૭)માં કોદાળી, જાળ, નિસરણી અને પટ્ટાની વાત છે પણ લતાની હકીકત નથી વિશેષમાં અહીં ‘સિ જૈ ગ્ર’ની આવૃત્તિ (પૃ ૨૪)માં નીચે મુજબની પંક્તિ છે:—

“દ૨સો પાદુકા, પદ્મમઞ્જરીકૃતદર્શનાન્યાનિ પદ્મમમાપ ઇતિ કૃત્વા”

આ અશુદ્ધ જણાય છે એનો અર્થ પૂરેપૂરો સમજાતો નથી, પરંતુ અન્ય દર્શનોને પરાસ્ત કર્યાં છે એ સૂચવવા ‘આંખ પર પાવડીઆ રાખતા’ એવું અહીં સૂચન હોય એમ લાગે છે.

મારા સમાન કોઈ બુદ્ધિશાળી માનવી આ 'જંબૂ' દ્વીપમાં નથી.[1]

**ગજરાજનું દર્શન અને જિનમૂર્તિનો ઉપહાસ**—આ બેમાંથી એકે પ્રસંગ કહાવલીમાં નથી, પરંતુ પ્ર. ચ. (પૃ. ૬૨–૬૩)માં એ બંને નીચે મુજબ વર્ણવાયા છે:—

૮ એક વેળા હરિભદ્ર સુખાસનમાં બેસીને રસ્તા ઉપરથી જતા હતા. એ સુખાસનની આસપાસ અનેક પાઠકો અને બ્રહ્મચારીઓ હતા. એવામાં એક મદોન્મત્ત હાથી એમની નજરે પડ્યો. એ હાથી દુકાનો અને મકાનોને ભાંગી લોકોને શોકાતુર બનાવતો હતો, દ્વિપદોને અને ચતુષ્પદોને માર્ગમાંથી ખસી જવાની ફરજ પાડતો હતો, કોલાહલ વડે પશુપંખી વગેરેને ખેદ પમાડતો હતો તેમ જ પોતાના મસ્તકને સત્વર હલાવી સુભટો અને

૧ વિસેસા૦ની ગા. ૨૯૫૨ ઉપરની કોટ્યાચાર્યની ટીકા (પત્ર ૭૧૪)માં તેમ જ ઉત્તરજ્ઝયણ (અ ૩)ની નિજ્જુત્તિ (ગા. ૧૭૨)ની 'વાદિવેતાલ' શાન્તિસૂરિકૃત 'પાઇય ટીકા' (પત્ર ૨૪૮)માં પોટ્ટશાલ વિષે જે હકીકત પાઇયમાં છે તે જ હકીકત વિસેસા૦ (ગા. ૨૪૫૨)ની ટીકા નામે શિષ્યહિતા (પત્ર ૯૮૧–૯૮૨)માં મલધારી હેમચન્દ્રસૂરિએ સંસ્કૃતમાં કહી છે. તે એ છે કે પરિવ્રાજક પોટ્ટશાલ પેટ પર લોઢાનો પાટો બાંધી અને હાથમાં 'જંબૂ' વૃક્ષની શાખા લઈને નગરીમાં ભમતો હતો. લોકોએ એને પૂછ્યું કે આ શું ? એણે જવાબ આપ્યો : મારું પેટ જ્ઞાન વડે ખૂબ ભરેલ છે તે રખે ફાટી ન જાય એથી લોઢાનો પાટો મેં બાંધ્યો છે અને 'જંબૂ' દ્વીપમાં મારો કોઈ પ્રતિવાદી નથી એ દર્શાવવા 'જંબૂ' વૃક્ષની શાખા મેં હાથમાં રાખી છે.

સમયસુન્દરગણિએ પજ્જોસવણાકપ્પ ઉપર જે કલ્પલતા નામની સંસ્કૃત વૃત્તિ વિ. સં. ૧૬૬૯ કરતા પહેલાં (જિ૦ કો૦ મા વિ ૧, પૃ. ૭૭માં વિ. સં. ૧૬૬૯ની હાથપોથી હોવાનો ઉલ્લેખ છે) રચી છે તેમાં ભાંડા તેઓના અભિપ્રાયમાં વાદીનું લગભગ ઉપર મુજબ વર્ણન છે. આ ઉપરાન્ત વાદીને માથે અંકુશ હોવાનું અને એના નેતરની બખતરમાં ઘાસની પૂળી હોવાનું સૂચવ્યું છે.

આ સંબંધમાં મેં "Parades of Learning" નામનો એક લેખ લખ્યો હતો તે "Journal of the Oriental Institute" ( Vol. I, No. 1 )માં છપાયો છે. વિશેષમાં "પાંડિત્યનું પ્રદર્શન અને વાદીનું વર્ણન" નામનો મારો લેખ "ગુજરાતી"ના તા. ૮–૭–'૫૧ના અંકમાં છપાયો છે.

ઘોડેસ્વારોને મુજવતો હતો[1] એ હાથીને પાસે આવતો જોઈ હરિભદ્ર સુખાસનમાંથી ઊતરી પડ્યા. એમણે સૂર્યનું પૂજન કર્યું અને એઓ એક જિનમંદિરમાં પેઠા.[2] એમાં એના દરવાજાની કમાન જોવા જતાં એમની નજર જિનેશ્વરની મૂર્તિ ઉપર પડી તેમ થતાં એમણે એના ઉપહાસરૂપે નીચે મુજબનું પદ્ય ઉચ્ચાર્યું :—

' वपुरेव तवाचष्टे स्पष्टं मिष्टान्नभोजनम् ।
[3]न हि कोटरसंस्थेऽग्नौ तरुर्भवति शाड्वलः ॥ '[4]

અર્થાત્ ( હે જિનેશ્વર ! ) તારું (આ) શરીર જ સ્પષ્ટ કહી આપે છે કે તું મિષ્ટાન્નનું ભોજન કરે છે, કેમકે જો ઝાડના કોટરમાં – એની પોલાણમાં અગ્નિ હોય તો એ ઝાડ લીલુંછમ ન રહે.

થોડી વારે હાથીને બીજે રસ્તે જતો રહેલો જોઇ પુરોહિત હરિભદ્ર પોતાને ઘેર પાછા ફર્યા.

**પ્રતિજ્ઞાનું પાલન**—કહાવલીમાં કહ્યું છે કે એક વેળા હરિભદ્ર તીર્થાટન માટે ઘેરથી નીકળ્યા. એમને પોતાના પાંડિત્યનું પુષ્કળ અભિમાન હતું. એમણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે ' જેનું કહેલું મારાથી નહિ

૧ પ્રાચીન સમયની કેટલીક વાર્તાઓમા હાથી ગાંડો બન્યાની વાત આવે છે. એ લોકોને ભયભીત બનાવે છે અને એના પંજામા કોઈ કુમારિકા સપડાતા એને ચરિત્રનાયક બચાવી લે છે એવી હકીકત જોવામા આવે છે. કોઈ વાર આ સિવાયના પ્રસંગમા, વિફરેલા હાથીને વશ કર્યાની બાબત જોવાય છે.

૨ " हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम् " એ ઉક્તિ કેવી અસંગત છે તે આ બતાવી આપે છે.

૩ આ ઉત્તરાર્ધ ' કલિકાલસર્વજ્ઞ ' હેમચન્દ્રસૂરિએ **અભિધાનચિન્તામણિ-નામમાલા** (કાંડ ૪, શ્લો. ૨૧ )ની સ્વોપજ્ઞ વિવૃતિ ( પૃ. ૩૮૧ )મા અવતરણરૂપે આપ્યું છે.

૪ ' શાડ્વલ ' શબ્દ રઘુવંશ (સ. ૨, શ્લો. ૧૭)મા વપરાયો છે.

સમજાય તેના મારે શિષ્ય થવું '[1] આવી પ્રતિજ્ઞા લઈને ફરતા ફરતા તેઓ 'ચિતોડગઢ' જઈ ચડ્યા. એ સમયે ત્યાં [2]જિનદત્ત નામના જૈન આચાર્ય બિરાજતા હતા એમને [3]યાકિની નામની [4]મહત્તરા હતી એ પ્રવર્તિની સાધ્વીને સ્વાધ્યાય પ્રદેશમાં ગંભીર સ્વરે કંઈક બોલતી સાંભળી હરિભદ્ર એના ઉપાશ્રયના દ્વાર આગળ આવ્યા એ વેળા સાધ્વીના મુખેથી એમણે નીચે મુજબની ગાથા સાંભળી :—

" चक्किदुग हरिपणग पणग चक्कीग केसवा चक्की ।
केसव चक्की केसव दुचक्की केसी य चक्की य ॥ "[5]

હરિભદ્ર—હે ભગવતી! શું બહુ ચકચક છે?[6] આ ગાથાનો અર્થ જણાવો.

યાકિની—હે વત્સ! એ કહેવાનો અધિકાર અમારો નથી એ તો ગુરુ મહારાજનો છે

હરિભદ્ર—એઓ ક્યાં છે?

યાકિની—વસતિમાં

---

૧ આ પ્રતિજ્ઞાનો ઉલ્લેખ ઉવએસપય (ગા ૧૦૩૯)ની ટીકા (પત્ર ૪૩૪અ)માં મુનિચન્દ્રસૂરિએ કર્યો છે આવી પ્રતિજ્ઞા એમના જમાનામાં અનેક વાદીઓ—દાર્શનિક લેતા હતા

૨ ઉવએસપય (ગા ૧૦૩૯)ની ઉપર્યુક્ત ટીકા (પત્ર ૪૩૪અ)માં જિનભદ્રસૂરિનું નામ અપાયું છે પુ પ્ર સં. (પૃ ૧૦૩)માં તો 'બૃહદ્' ગચ્છના જિનભદ્રસૂરિને યાકિની નામની પ્રવર્તિની હતી એવો ઉલ્લેખ છે

૩ "જૈ ધ પ્ર" (અંક ૧૦૮)માં "બે પ્રાચીન મહત્તરાઓ" નામના મારા લેખમાં 'યાકિની' વિષે નોંધ છે

૪ 'મહત્તરા' પદવીને લગતી વિધિને માટે જુઓ વિધિમાર્ગપ્રપા (પૃ ૭૧-૭૪)

૫ આ આવશ્યકની નિર્યુક્તિની ૪૨૧મી ગાથા છે

૬ ઉપર્યુક્ત ગાથામાં 'ચક' 'ચક' પદ અનેક વાર વપરાયું છે એથી એમણે આમ કહ્યું

હરિભદ્ર—મને એ બતાવો.

આ ઉપરથી મહત્તરા યાકિની એમને [૧]જિનદત્તસૂરિ પાસે લઈ ગઈ એ સાધ્વીએ ગુરુને પ્રણામ કરી બધી વાત કહી આચાર્યે "ચક્કિદુગ"થી શરૂ થતી ગાથાનો [૨]અર્થ વિસ્તારથી હરિભદ્રને સમજાવ્યો. હરિભદ્રે આચાર્યને પોતાની પ્રતિજ્ઞા કહી ત્યારે તેઓ બોલ્યા : જો એમ છે તો તુ આ મહત્તરાનો ધર્મપુત્ર થા

હરિભદ્ર—ધર્મનુ સ્વરૂપ શુ છે ?

જિનદત્ત—અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય ઇત્યાદિ ધર્મનું સ્વરૂપ છે

હરિભદ્ર—ધર્મનુ ફળ શુ ?

જિનદત્ત—સકામ વૃત્તિવાળાને દેવલોક વગેરેની સુખસાહેબી અને નિષ્કામ વૃત્તિવાળાને ભવના વિરહથી ઉદ્ભવતુ સુખ

હરિભદ્ર—મને ભવનો વિરહ પ્રિય છે [૩]

જિનદત્ત—તો સર્વ પાપમય આચરણોની નિવૃત્તિરૂપ દીક્ષા લે આ સાભળી હરિભદ્રે દીક્ષા લીધી અને એઓ પોતાને 'યાકિનીના ધર્મપુત્ર' તરીકે ઓળખાવવા લાગ્યા હરિભદ્ર ભદ્રપરિણામી અને બુદ્ધિશાળી હોવાથી જોતજોતામા ગીતાર્થ બન્યા

---

૧ ચઉ૦ મ૦ (પૃ ૫૦)મા જિનભટ નામ છે

૨ પહેલા બે ચક્રવર્તીઓ થયા, પછી પાચ વાસુદેવો, પછી પાચ ચક્રવર્તીઓ, ત્યાર બાદ એક વાસુદેવ અને એક ચક્રવર્તી, ત્યાર પછી ફરીથી એક વાસુદેવ અને એક ચક્રવર્તી, પછીથી એક વાસુદેવ અને બે ચક્રવર્તી અને અતે એક વાસુદેવ અને એક ચક્રવર્તી થયા આમ એકદર બાર ચક્રવર્તી અને નવ વાસુદેવ થયા વાસુદેવને 'કેશવ' તેમ જ 'કેશી' પણ કહે છે

૩ ઉવએસપય (ગા ૧૦૩૯)ના અતમા હરિભદ્રસૂરિએ પોતે કહ્યુ છે કે "ભવવિરહ ઇચ્છમાણેણ" અર્થાત્ ભવના વિરહને એટલે કે સંસારના અતને ઇચ્છનાર

સમજાય તેનો મારે શિષ્ય થવું '[1] આવી પ્રતિજ્ઞા લઈને ફરતા ફરતા તેઓ 'ચિતોડગઢ' જઈ ચડ્યા એ સમયે ત્યાં [2]જિનદત્ત નામના જૈન આચાર્ય બિરાજતા હતા એમને [3]યાકિની નામની [4]મહત્તરા હતી એ પ્રવર્તિની સાધ્વીને સ્વાધ્યાય પ્રદેશમાં ગણગણ કરે—મોટેથી બોલતી સાંભળી હરિભદ્ર એના ઉપાશ્રયના દ્વાર આગળ આવ્યા એ વેળા સાધ્વીના મુખેથી એમણે નીચે મુજબની ગાથા સાંભળી —

"चक्किदुग हरिपणग पणग चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव दुचक्की केसी य चक्की य ॥"[5]

હરિભદ્ર—હે ભગવતી! શું બહુ ચકચક છે?[6] આ ગાથાનો અર્થ જણાવો.

યાકિની—હે વત્સ! એ સમજવાનો અધિકાર અમારો નથી એ તો ગુરુ મહારાજનો છે

હરિભદ્ર—એઓ ક્યાં છે?

યાકિની—વસતિમાં

---

૧ આ પ્રતિજ્ઞાનો ઉલ્લેખ ઉવએસપય (ગા ૧ )ની ટીકા (પત્ર ૪૩૪અ)માં મુનિચન્દ્રસૂરિએ કર્યો છે આવી પ્રતિજ્ઞા અસલના જમાનાના અનેક વાદીઓ—દાર્શનિકો લેતા હતા

૨ ઉવએસપય (ગા ૧૦૯)ની ઉપર્યુક્ત ટીકા (પત્ર ૪૨૮અ)માં જિનભદ્રસૂરિનું નામ અપાયું છે પુ પ્ર સં (પૃ ૧૦૩)માં તો 'બૃહદ્' ગચ્છના જિનભટસૂરિને યાકિની નામની પ્રવર્તિની હતી એવો ઉલ્લેખ છે

૩ જૈ સ પ્ર (અંક ૧૦૮)માં "એક પ્રાચીન મહત્તરા" નામના મારા લેખમાં 'યાકિની' વિષે નોંધ છે

૪ 'મહત્તરા' પદવીને લગતી વિધિને માટે જુઓ વિધિમાર્ગપ્રપા (પૃ ૭૧ ૭૮)

૫ આ આવસ્સયની નિજ્જુત્તિની ૪૨૧મી ગાથા છે

૬ ઉપર્યુક્ત ગાથામાં 'ચક' 'ચક'ય અનેક વાર વપરાયું છે એથી એમણે આમ કહ્યું

હરિભદ્ર—મને એ બતાવો.

આ ઉપરથી મહત્તરા યાકિની એમને [1]જિનદત્તસૂરિ પાસે લઇ ગઇ. એ સાધ્વીએ ગુરુને પ્રણામ કરી બધી વાત કહી. આચાર્યે "ચક્કિદુગ"થી શરૂ થતી ગાથાનો [2]અર્થ વિસ્તારથી હરિભદ્રને સમજાવ્યો. હરિભદ્રે આચાર્યને પોતાની પ્રતિજ્ઞા કહી ત્યારે તેઓ બોલ્યા : જો એમ છે તો તુ આ મહત્તરાનો ધર્મપુત્ર થા.

હરિભદ્ર—ધર્મનુ સ્વરૂપ શુ છે?

જિનદત્ત—અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય ઇત્યાદિ ધર્મનુ સ્વરૂપ છે.

હરિભદ્ર—ધર્મનુ ફળ શુ?

જિનદત્ત—સકામ વૃત્તિવાળાને દેવલોક વગેરેની સુખસાહેબી અને નિષ્કામ વૃત્તિવાળાને ભવના વિરહથી ઉદ્ભવતુ સુખ.

હરિભદ્ર—મને ભવનો વિરહ પ્રિય છે.[3]

જિનદત્ત—તો સર્વ પાપમય આચરણોની નિવૃત્તિરૂપ દીક્ષા લે. આ સાભળી હરિભદ્રે દીક્ષા લીધી અને એઓ પોતાને 'યાકિનીના ધર્મપુત્ર' તરીકે ઓળખાવવા લાગ્યા. હરિભદ્ર ભદ્રપરિણામી અને બુદ્ધિશાળી હોવાથી જોતજોતામા ગીતાર્થ બન્યા.

---

૧ ચ૦ અ૦ (પૃ ૫૦)મા જિનભટ નામ છે.

૨ પહેલા બે ચક્રવર્તીઓ થયા, પછી પાચ વાસુદેવો, પછી પાચ ચક્રવર્તીઓ, ત્યાર બાદ એક વાસુદેવ અને એક ચક્રવર્તી, ત્યાર પછી ફરીથી એક વાસુદેવ અને એક ચક્રવર્તી, પછીથી એક વાસુદેવ અને બે ચક્રવર્તી અને અતે એક વાસુદેવ અને એક ચક્રવર્તી થયા. આમ એકદરે બાર ચક્રવર્તી અને નવ વાસુદેવ થયા. વાસુદેવને 'કેશવ' તેમ જ 'હરિ' પણ કહે છે.

૩ ઉવએસપય (ગા ૧૦૩૯)ના અતમા હરિભદ્રસૂરિએ પોતે કહ્યુ છે કે "ભવવિરહ ઇચ્છમાણેણ" અર્થાત્ ભવના વિરહને એટલે કે મુક્તિને અતને ઇચ્છનાર

પ્ર. ચ. (પૃ ૬૩-૬૪)મા આ હકીકત અપાઇ છે ખરી, પરતુ એ કેટલીક બાબતમા જુદી પડે છે એટલે એ પણ અહી પૃ ૬૩-૬૪ પ્રમાણે નીચે મુજબ આપુ છુ —

એક વેળા અડધી રાતે પુરોહિત હરિભદ્ર રાજભવનથી પોતાના ઘર ભણી જતા હતા એવામા એમણે એક વૃદ્ધાને મધુર સ્વરથી "ચક્કિદુગ'થી શરૂ થતી ગાથા બોલતી સાભળી

આ ગાથાનો અર્થ હરિભદ્ર સમજી શક્યા નહિ એનો અર્થ જાણવા માટે એમણે એ વૃદ્ધાને પૂછ્યુ કે તમે ચકચક જેવુ શુ બહુ વાર બોલ્યા?

વૃદ્ધા—આ નઈ બીના છાણથી લીપેલા જેવુ નથી?[1]

પુરોહિત—તમારા કથનનો અર્થ મારાથી સમજાતો નથી

વૃદ્ધા—જૈન આગમોનો અભ્યાસ કરવાની અમને અનુમતિ છે, નહિ કે એના વિવેચનની માટે જો અર્થ જાણવો હોય તો મારા ગુરુજી પાસે જા

હરિભદ્ર ઘેર આવી રાત માડમા વિતાવી સવાર થતા જ એ પુરોહિત તો જિનમદિરમા ગયા આ દેરી મૂર્તિ જોઇ એમને જુદો જ ભાવ થયો એઓ બોલ્યા —

"वपुरेव तवाचष्टे भगवन् वीतरागताम् ।
न हि कोटरसंस्थेऽग्नौ तरुर्भवति शाड्वलः ॥"[2]

અર્થાત્ તારુ શરીર જ કહી આપે છે કે હે ભગવાન્! તુ ખરેખર વીતરાગ છે, કેમકે જો ઝાડના કોટરમાં અગ્નિ હોય તો એ લીલુછમ રહે નહિ

એ સમયે એ મદિરમા એક જૈન આચાર્ય એમના જોવામા આવ્યા

---

૧ નવુ લીપણુ હોય તે ચકચક થાય આ દ્વારા હરિભદ્ર 'તુ નવો નિશાળિયો છે' એવુ ગર્ભિત સૂચન છે

૨ ઉવએસપય (ગા. ૧૦૩)ની ટીકા (પત્ર ૪૩૪અ)મા મુનિચન્દ્રસૂરિએ કહ્યુ છે કે જિનબિબ જોવાથી હરિભદ્ર 'વપુરેવ તવાચષ્ટે'થી શરૂ થતો શ્લોક બોલ્યા.

એમણે આ પુરોહિતને ઓળખ્યા અને કહ્યું : હે અનુપમ બુદ્ધિના નિધાન ! તને કુશળ છે ?

પુરોહિત—હું ક્યાં બુદ્ધિનો નિધાન છું ? એક વૃદ્ધાએ ઉચ્ચારેલી ગાથાનો અર્થ (યે) હું સમજી શક્યો નથી કૃપા કરી એ સમજાવો.

જૈનાચાર્ય—તુ જૈન દીક્ષા અંગીકાર કર અને આગમોના અભ્યાસ માટેની (યોગ્યતા મેળવવા માટે) તપશ્ચર્યા કરી એ જ્ઞાન મેળવ

પુરોહિત હરિભદ્રે આ ઉપરથી એમની પાસે દીક્ષા લીધી અને આગમોનો અભ્યાસ કર્યો.

### શ્રમણજીવન

**પ્રતિબોધક ( ધર્મમાતા ), દીક્ષાગુરુ, વિદ્યાગુરુ અને નિશ્રા-ગુરુ**—રાજપુરોહિત હરિભદ્ર મહત્તરા યાકિનીને હાથે પ્રતિબોધ પામ્યા એ બાબતમા તો કહાવલી અને પ્ર. ચ.માં એકવાક્યતા છે વળી હરિભદ્રસૂરિની પોતાની [1]કેટલીક કૃતિઓની અંતમાની પુષ્પિકા વિચારતા

૧ યાકિનીના ધર્મપુત્ર તરીકેના ઉલ્લેખવાળી અન્ય પુષ્પિકાઓ નીચે મુજબ છે—

(અ) અ૦ જ૦ પ૦ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (ખંડ ૨, પૃ. ૨૪૦)મા નીચે પ્રમાણે ઉલ્લેખ છે —

" कृतिर्धर्मतो जा(या)किनीमहत्तरासूनोराचार्यस्य हरिभद्रसूरेः "

(આ) **ઉવએસપય**ની છેલ્લી ગાથામા કહ્યુ છે કે

" जाइणिमयहरियाए रइता एते उ धम्मपुत्तेण ।
हरिभद्दायरिएण भवविरह इच्छमाणेण ॥ १०३९ ॥ "

(ઇ) નિજ્જુત્તિ સહિત **દસવેયાલિય** ઉપરની **શિષ્યબોધિની** ટીકાના અંતિમ ભાગમા નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

" महत्तराया **या**किन्या धर्मपुत्रेण चिन्तिता ।
आचार्यहरिभद्रेण टीकेयं **शिष्यबोधिनी** ॥ "

(ઈ) **પંચસુત્તગ**ની ટીકાના અંતિમ ભાગમા નીચે મુજબનો ઉલ્લેખ છે —

" विवृतं च **या**किनीमहत्तरासूनुश्रीहरिभद्राचार्यैः "

(ઉ) **લલિતવિસ્તરા**ના અંત (પત્ર ૧૧૮આ)મા નીચે પ્રમાણે લખાણ છે —

" कृतिर्धर्मतो **या**किनीमहत्तरासूनोराचार्यहरिभद्रस्येति "

પ્ર. ચ. (પૃ. ૬૩-૬૪)માં આ હકીકત અપાઇ છે ખરી, પરંતુ એ કેટલીક બાબતમાં જુદી પડે છે એટલે એ પણ અહીં પૃ. ૬૩-૬૪ પ્રમાણે નીચે મુજબ આપું છું :—

એક વેળા અડધી રાતે પુરોહિત હરિભદ્ર રાજભવનથી પોતાના ઘર ભણી જતા હતા. એવામાં એમણે એક વૃદ્ધાને મધુર સ્વરથી " चक्किदुगं "થી શરૂ થતી ગાથા બોલતી સાંભળી.

આ ગાથાનો અર્થ હરિભદ્ર સમજી શક્યા નહિ. એનો અર્થ જાણવા માટે એમણે એ વૃદ્ધાને પૂછ્યું કે તમે ચકચક જેવું શું બહુ વાર બોલ્યા ?

વૃદ્ધા—આ કંઈ લીંના છાણથી લીંપેલા જેવું નથી.[1]

પુરોહિત—તમારા કથનનો અર્થ મારાથી સમજાતો નથી.

વૃદ્ધા—જૈન આગમોનો અભ્યાસ કરવાની અમને અનુમતિ છે, નહિ કે એના વિવેચનની. માટે જો અર્થ જાણવો હોય તો મારા ગુરુજી પાસે જા.

હરિભદ્રે ઘેર આવી રાત માંડમાંડ વિતાવી. સવાર થતાં જ એ પુરોહિત તો જિનમંદિરમાં ગયા. આ ફેરી મૂર્તિ જોઇ એમને જુદો જ ભાવ થયો. એઓ બોલ્યા :—

" वपुरेव तवाचष्टे भगवन् ! वीतरागताम् ।
न हि कोटरसंस्थेऽग्नौ तरुर्भवति शाड्वलः ॥ "[2]

અર્થાત્ તારું શરીર જ કહી આપે છે કે હે ભગવાન્ ! તું ખરેખર વીતરાગ છે, કેમકે જો ઝાડના કોટરમાં અગ્નિ હોય તો એ લીલુંછમ રહે નહિ.

એ સમયે એ મંદિરમાં એક જૈન આચાર્ય એમના જોવામાં આવ્યા.

---

૧ નવું લીંપણ હોય તો ચકચક થાય. આ દ્વારા હરિભદ્ર 'તું નવો નિશાળિયો છે' એવું ગર્ભિત સૂચન છે.

૨ ઉવએસપય (ગા. ૧૦૩૯)ની ટીકા (પત્ર ૪૩૪અ)માં મુનિચન્દ્રસૂરિએ કહ્યું છે કે જિનબિંબ જોવાથી હરિભદ્ર वपुरेव तवाचष्टे થી શરૂ થતો શ્લોક બોલ્યા.

એમણે આ પુરોહિતને ઓળખ્યા અને કહ્યું : હે અનુપમ બુદ્ધિના નિધાન ! તને કુશળ છે ?

પુરોહિત—હું ક્યાં બુદ્ધિનો નિધાન છું ? એક વૃદ્ધાએ ઉચ્ચારેલી ગાથાનો અર્થ (યે) હું સમજી શકયો નથી. કૃપા કરી એ સમજાવો.

જૈનાચાર્ય—તું જૈન દીક્ષા અંગીકાર કર અને આગમોના અભ્યાસ માટેની (યોગ્યતા મેળવવા માટે) તપશ્ચર્યા કરી એ જ્ઞાન મેળવ.

પુરોહિત હરિભદ્રે આ ઉપરથી એમની પાસે દીક્ષા લીધી અને આગમોનો અભ્યાસ કર્યો.

### શ્રમણજીવન

**પ્રતિબોધક ( ધર્મમાતા ), દીક્ષાગુરુ, વિદ્યાગુરુ અને નિશ્રા-ગુરુ**—રાજપુરોહિત હરિભદ્ર મહત્તરા યાકિનીને હાથે પ્રતિબોધ પામ્યા એ બાબતમાં તો **કહાવલી** અને **પ્ર. ચ.**માં એકવાકયતા છે. વળી હરિભદ્રસૂરિની પોતાની [1]કેટલીક કૃતિઓની અંતમાંની પુષ્પિકા વિચારતાં

૧ યાકિનીના ધર્મપુત્ર તરીકેના ઉલ્લેખવાળી અન્ય પુષ્પિકાઓ નીચે મુજબ છે—

(અ) અ૦ જ૦ પ૦ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (ખંડ ૨, પૃ. ૨૪૦)મા નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

" कृतिर्धर्मतो जा(या)किनीमहत्तरासूनोराचार्यस्य हरिभद्रसूरेः "

(આ) **ઉવએસપય**ની છેલ્લી ગાથામા કહ્યું છે કે

" जाइणिमयहरियाए रइता एते उ धम्मपुत्तेग ।
हरिभद्दायरिएण भवविरहं इच्छमाणेणं ॥ १०३९ ॥ "

(ઇ) નિજ્જુત્તિ સહિત **દસવેઆલિય** ઉપરની **શિષ્યબોધિની** ટીકાના અંતિમ ભાગમા નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

" महत्तराया याकिन्या धर्मपुत्रेण चिन्तिता ।
आचार्यहरिभद्रेण टीकेयं शिष्यबोधिनी ॥ "

(ઈ) **પંચસુત્તગ**ની ટીકાના અંતિમ ભાગમાં નીચે મુજબનો ઉલ્લેખ છે:—

" विवृतं च याकिनीमहत्तरासूनुश्रीहरिभद्राचार्यैः "

(ઉ) **લલિતવિસ્તરા**ના અંત (પત્ર ૧૧૮આ)મા નીચે પ્રમાણે લખાણ છે:—

" कृतिर्धर्मतो याकिनीमहत्तरासूनोराचार्यहरिभद्रस्येति "

પણ આ વાતનું સમર્થન થાય છે. દા. ત. અહીં હુ આ સૂરિવરે આવસ્સયની જે શિષ્યહિતા નામની ટીકા રચી છે તેની પુષ્પિકા આપું છુ :—

" समाप्ता चेयं **शिष्यहिता** नाम ' **आवश्यकटीका** । कृतिः सिताम्बराचार्यजिनभटनिगदानुसारिणो ' विद्याधर 'कुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो जाइणीमहत्तरासूनोरल्पमतेराचार्यहरिभद्रस्य । "

અહીં જે જાઇણી અર્થાત્ યાકિની મહત્તરાના ધર્મપુત્ર તરીકે હરિભદ્રસૂરિએ ઉલ્લેખ કર્યો છે તે આ મહત્તરા એમની પ્રતિબોધક છે–એમની ધર્મમાતા છે એમ સૂચવે છે.

આ પુષ્પિકા ઉપરથી આપણને નીચે મુજબની બાબતો પણ જાણવા મળે છે:—

(૧) હરિભદ્રસૂરિ જિનદત્તસૂરિના શિષ્ય થાય છે.

(૨) એમના કુળનું નામ ' વિદ્યાધર ' છે.

(૩) શ્વેતાંબર આચાર્ય જિનભટના કથનને હરિભદ્રસૂરિ અનુસર્યા છે. આનો અર્થ હું એમ કરું છુ કે જિનભટસૂરિએ આવસ્સય ઉપર કોઈ ટીકા રચી હોવી જોઈએ અને એનો આશ્રય લઇ હરિભદ્રસૂરિએ **શિષ્યહિતા** રચી છે.

(૪) હરિભદ્રસૂરિએ પોતાને ' અલ્પમતિ ' કહ્યા છે. આ દ્વારા એમણે પોતાની લઘુતા પ્રદર્શિત કરી છે.

( ૫ ) આવસ્સયની ટીકા રચાઇ તે સમયે હરિભદ્ર ' સૂરિ ' પદથી અલંકૃત હતા.

' નિગદ 'નો અર્થ કેટલાક ' આજ્ઞા ' કરે છે. એ જો સાચો જ હોય તો જિનભટસૂરિ એ સમયે ગચ્છનાયક હશે. એમના રાજ્યમાં હરિભદ્રસૂરિએ શિષ્યહિતા રચી એટલે એઓ એમના ' નિશ્રા–ગુરુ ' ગણાય.

કેટલાક જિનભટસૂરિને એમના ' વિદ્યાગુરુ ' તરીકે ઓળખાવે છે.

આ સમયમાં પણવધુ ઉપરની હરિભદ્રસૂરિકૃત પ્રદેશવ્યાખ્યાના અંતની પુષ્પિકા હું રજૂ કરું છું —

" समाप्ता चेय प्रज्ञापनाप्रदेस(श)व्याख्येति ॥ छ ॥
आचार्यजिनभटस्य हि समाधुजनसेवितस्य सि(शि)ष्येण ।
जिनवचनभावितमतेर्वृत्ततस्तत्प्रसादेन ॥ १ ॥
लिखित् प्रक्षेपसस्कारद्वारेणेय(य) कृता स्फुटा ।
आचार्यहरिभद्रेण टीका प्रज्ञापनाशु (² श्रया) ॥ २ ॥

सर्वे हिताय नित्य ॥ ऽ          "¹

ઉપર પ્રમાણેની પુષ્પિકા ભા પ્રા સ મ મા જે મુબઇ સરકારની માલિકીની હાથપોથીઓ છે તેમાની પ્રદેશવ્યાખ્યાની હાથપોથીના અંતમાં છે "जिनवचन"થી શરૂ થતી² પંક્તિઓ અન્ય કોઇ લહિયાની છે એમ અક્ષરો સરખાવતા ભાસે છે. વિશેષમા આ પુષ્પિકા હરિભદ્રસૂરિએ પોતે રચી છે કે નહિ એવો પ્રશ્ન ઊઠે છે, કારણ કે આ પ્રદેશવ્યાખ્યાની ³મુદ્રિત આવૃત્તિના અંતમાં તેમ જ પભાતના 'શાંતિનાથ જ્ઞાનભંડાર'ની હાથપોથીના અંતમાં⁴ પણ આવી કોઇ પુષ્પિકા નથી

---

૧ જુઓ ભા૦ પ્રા૦ સ૦ મ૦ તરફથી ઇ સ ૧૯૪૦મા છપાયેલુ મારુ જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર ('Descriptive Catalogue of the Government Collections of Manuscripts" Vol XVII, pt I, p 204)

૨ જોજન, પૃ ૨૦૪

૩ પ્રદેશવ્યાખ્યા બે કટકે છપાઇ છે પહેલો ભાગ અગિયાર પદ્ય (પદ) પૂરતો છે એ "કાલભૈરવ `ઋષભદેવજી કેશરીમલ શ્વેતામ્બર સસ્થા' તરફથી રતલામથી ઇ સ ૧૯૪૭મા છપાયો છે બીજો ભાગ પદ ૧૨-૩૬ને લગતો છે એ જ૦ પુ૦ પ્ર૦ સ૦ તરફથી ઇ સ ૧૯૪ મા પ્રકાશિત થયેલો છે

૪ જુઓ સિ જૈ ગ્ર મા ઇ સ ૧૯૪૩મા છપાયેલો જૈનપુસ્તકપ્રશસ્તિ સંગ્રહ (ભા ૧, પૃ ૧૩૭)

જો અન્ય કોઈએ આ પુષ્પિકા રચી હોય તો તેમના મતે હરિભદ્રસૂરિ જિનભદ્રસૂરિના શિષ્ય છે; બાકી વસ્તુતઃ તેમ ન પણ હોય.

સમરાઇચ્ચકહા (ભવ ૯)ના અંતમાની પ્રશસ્તિ[1] પ્રમાણે પણ હરિભદ્રસૂરિના (દીક્ષા)ગુરુ જિનદત્તસૂરિ છે. એ હરિભદ્રસૂરિએ પોતાને એમના 'શિષ્યાવયવ' કહ્યા છે.

'વિદ્યાધર' કુળ—હરિભદ્રસૂરિના ગુરુ જિનદત્તસૂરિ 'વિદ્યાધર' કુળને વિષે તિલક સમાન હતા એમ આવસ્સય અંગેની શિષ્યહિતાની [2]પુષ્પિકા ઉપરથી જાણી શકાય છે. એ હિસાબે હરિભદ્રસૂરિનું કુળ પણ 'વિદ્યાધર' છે એમ કહી શકાય ખરું, પરંતુ આ કુળથી 'વિદ્યાધરી' શાખા સમજવી કે 'વિદ્યાધર' ગચ્છ સમજવો કે 'વિદ્યાધર' આમ્નાય કે અન્ય કોઈ ભિન્ન જ વસ્તુ સમજવી તે આપણે હવે વિચારીશું.

પજ્જોસવણાકપ્પમાંની થેરાવલીમાં 'વિજ્જાહરી' (વિદ્યાધરી) શાખાનો ઉલ્લેખ છે. આ શાખા આર્ય સુહસ્તિસૂરિના શિષ્યો સુસ્થિતસૂરિ અને સુપ્રતિબુદ્ધસૂરિના પાંચ શિષ્યો પૈકી વિદ્યાધર ગોપાલથી નીકળી એમ આ થેરાવલીમાં કહ્યું છે[3]

પ્ર. ચ.માં વૃદ્ધવાદીના પ્રબંધ (પૃ. ૫૪)માં કહ્યું છે તે પ્રમાણે પાદલિપ્તસૂરિ તેમ જ એમની શિષ્ય-પરંપરામાં થયેલા વૃદ્ધવાદીના ગુરુ

---

१ " अविरहियनाणदंसणचरित्तगुणधरस्स विरइय एय ।
जिणदत्तायरियस्स उ सीसावयवेण चरियं ति ॥ "

૨ જુઓ પૃ. ૨૪.

३ " थेराणं सुट्ठिय-सुप्पडिबुद्धाणं कोडिय-काकंदयाणं 'वग्घावच्चस'-गुत्ताणं इमे पंच थेरा अंतेवासी अहावच्चा अभिण्णाया हुत्था, तं जहा-थेरे अज्जइंददिन्ने १ थेरे पियगंथे २ थेरे विज्जाहरगोवाले 'कासव'गुत्तेणं ३...थेरे-हिंतो णं विज्जाहरगोवालेहिंतो 'कासव'गुत्तेहिंतो एत्थ णं 'विज्जाहरी' साहा निग्गया । "

આર્ય સ્કંદિલ 'વિદ્યાધર' આમ્નાયમાં થયા છે. વિ. સં. ૧૫૦માં જાકુટિ (જાવડ) શ્રાવકે 'ગિરનાર' ગિરિ ઉપરના નેમિનાથ ચૈત્યનો ઉદ્ધાર કર્યો તે વેળા, વરસાદ પડવાથી જીર્ણશીર્ણ થયેલા એક મઠમાંથી નીકળેલી એક પ્રશસ્તિ મળી આવી એના આધારે આમ ઉલ્લેખ કર્યો છે એમ પ્ર. ચ. (પૃ. ૬૧)માં પ્રભાચન્દ્રસૂરિ સૂચવે છે.

અહીં 'આમ્નાય'નો અર્થ શાખા કે ગચ્છ હશે.

પાદલિપ્તસૂરિનો સમય વિક્રમની પહેલી-બીજી સદી હશે એમ જૈન પરંપરા જોતાં ભાસે છે.

વૃદ્ધવાદીના ગુરુ આર્ય સ્કંદિલ તે 'માથુરી' વાચનાના સૂત્રધાર જ હોય તો તેમનો સમય વિક્રમની ચોથી સદી લગભગનો છે એમ વિદ્વાનોનું કહેવું છે.[1]

આર્ય સ્કંદિલનું નામ ઉપર્યુક્ત થેરાવલીમાં નથી

પ્ર. ચ.માં વજ્રસ્વામીના પ્રબંધ (શ્લો. ૧૯૬–૧૯૮)માં કહ્યું છે કે વજ્રસ્વામીના વજ્રસેન વગેરે નામના જે ચાર શિષ્યો હતા તે પૈકી વિદ્યાધર નામના શિષ્યથી 'વિદ્યાધર' ગચ્છ નીકળ્યો.

આમ જે અહીં 'વિદ્યાધરી' શાખા અને 'વિદ્યાધર' ગચ્છના પ્રવર્તકોનાં નામો આપાયાં છે તેની તેમ જ તેમના સમયની ભિન્નતા જોતાં આ શાખા અને આ ગચ્છ તે નિરનિરાળાં છે એમ લાગે છે. મનાતી પરંપરા પ્રમાણે 'વિદ્યાધરી' શાખા વિક્રમની પૂર્વે પહેલી સદીમાં નીકળ્યાનું અને 'વિદ્યાધર' ગચ્છ વિક્રમની બીજી–ત્રીજી સદીમાં નીકળ્યાનું સંભવે છે.

'શત્રુંજય' ગિરિ ઉપર એક માસનું અનશન કરી સંગમ નામના સિદ્ધ મુનિ વિ. સં. ૧૦૬૪માં સ્વર્ગે સંચર્યા. એમને એક પ્રાચીન

૧ જુઓ મુનિ (હવે પં.) કલ્યાણવિજયજીનું પુસ્તક वीरनिर्वाणसंवत् और जैन कालगणना (પૃ. ૧૨૪). અહીં 'માથુરી' વાચના વીરસંવત્ ૮૨૭થી ૮૪૦ના ગાળામાં થયાનો ઉલ્લેખ છે.

'પુંડરીક' લેખમાં 'વિદ્યાધરકુલનભસ્તલમૃગાંક' કહ્યા છે.[1] આ 'વિદ્યાધર' કુળમાં હરિભદ્રસૂરિ થયા હશે એમ લાગે છે.

જૈ. પુ. પ્ર. સ. (ભા. ૧, પૃ. ૧૦૨)માં લલિતવિસ્તરાની વિ. સં. ૧૧૮૫માં લખાયેલી એક હાથપોથીની [2]પુષ્પિકા છપાઈ છે. એમાં પ્રસ્તુત હરિભદ્રસૂરિને 'શ્વેતાંબરકુલનભસ્તલમૃગાંક' કહ્યા છે. અહીં 'કુલ' શબ્દ 'સંપ્રદાય'વાચક હોય એમ લાગે છે.

પ્ર. ચ. (પ્રબંધ ૮, પૃ ૬૧)માં પાદલિપ્તસૂરિ અને વૃદ્ધવાદીના ગુરુને 'વિદ્યાધર' વંશના નિયામક કહ્યા છે.

કુક્કસૂરિના વંશજ—અ. જ. પ.ની સ્વોપજ્ઞ [3]વ્યાખ્યા (ખંડ ૧, પૃ. ૮)માં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"प्रकरणकरण ह्यनिन्द्यो मार्गः पूर्वगुरुभिश्च—कुक्काचार्यादिभिरस्मद्वंशजैराचरित इति"

આ ઉપરથી હરિભદ્રસૂરિની પૂર્વે એમની ગુરુપરંપરામાં કુક્ક નામના કોઈ આચાર્ય થઈ ગયા છે અને હરિભદ્રસૂરિ એમના વંશજ છે એમ જાણી શકાય છે, પરંતુ આ કુક્ક તે કોણ તેની તપાસ કરવી બાકી રહે છે.

'સૂરિ' પદ—ધર્મ–પુરોહિત હરિભદ્રને ક્યાં, ક્યારે અને કોના

---

૧ જુઓ "પ્રબંધપર્યાલોચન" (પૃ. ૧૮)

૨ આ નીચે મુજબ છે:—

"इति चैत्यवंदनटीका समाप्ता ॥ कृतिः चतुर्दशप्रकरणकर्तुर्विरहांकस्य 'चित्रकूटाचल'निवासिनः 'कलि'कालांधकारावलुप्यमानागमरत्नप्रकाशन–प्रदीपस्य सुगृहीतनामधेयस्य जिनेंद्रगदितसिद्धांतयथार्थवादिनः श्वेतांबरकुलनभस्तलमृगांकस्य श्रीहरिभद्रसूरेः ॥ ग्रंथाग्र अक्षरसंख्यया अनुष्टुभा तु ४८० ॥

विक्रमसंवत् ११८५ प्रथमाश्विनवदि ७ सोमे पारि० लूणदेवेन स्वपरोपकाराय लिखितेति ॥"

૩ આ વ્યાખ્યા (ખંડ ૧, પૃ ૯)માં સૂચવાયા મુજબ સિદ્ધસેન દિવાકર હરિભદ્રસૂરિની પૂર્વે થયા છે.

હાથે ' સૂરિ ' પદ મળ્યુ હતુ તેનો કોઇ સ્થળે સ્પષ્ટ ઉલ્લેખ હોય એમ જણાતુ નથી બહુમા બહુ તો એઓ ક્યારે સૂરિ થયા તે એમની કઈ કઈ કૃતિઓમા એમણે આચાર્ય કે સૂરિ તરીકે પોતાનો પરિચય આપ્યો છે તે ઉપરથી તારવી શકાય

**શિષ્યો અને તેમનો વધ**—આ સબધમા કહાવલીમાં નીચે પ્રમાણે હકીકત છે —

હરિભદ્રસૂરિને જિનભદ્ર અને **વીરભદ્ર** નામના બે શિષ્યો હતા તેઓ સર્વે શાસ્ત્રોમા કુશળ હતા એ સમયે ' ચિતોડ 'મા ' બૌદ્ધ ' મતનુ જોર હતુ. હરિભદ્રસૂરિના દ્વેષી દુષ્ટ બૌદ્ધોએ આ બને શિષ્યોને એકાતમા મારી નાખ્યા હરિભદ્રસૂરિને કોઇક રીતે આ વાતની ખબર પડતા તેમને ખૂબ શોક થયો અને તેઓ અનશન કરવા તૈયાર થઈ ગયા ગુરુને આ વાતની જાણ થતા તેમણે આ સૂરિને તેમ કરતા અટકાવ્યા છેવટે હરિભદ્રસૂરિએ પોતાના ગ્રથરાશિને જ શિષ્યો માની એની રચનામા એમણે વિશેષ ઉદ્યમ કરવા માડ્યો

આ હકીકત કેટલીક વિશેષ વિગતો સહિત પરતુ જુદી રીતે **પ્ર. ચ** ( પૃ ૬૫-૬૯ )મા રજૂ કરાઈ છે એને એ હુ અહી નોધુ છુ

**હંસ અને પરમહંસની દીક્ષા અને એમનો શાસ્ત્રાભ્યાસ**—હરિભદ્રસૂરિને સસારીપણામા હસ અને પરમહસ નામના બે ભાણેજ હતા તેઓ સેકડો હથિયારો વડે યુદ્ધ કરે એવા, રણવીર હતા એક વેળા એમના સબધીઓએ એમને કર્કશ વચન કહ્યા આથી વિરક્ત અને ચિતાગ્રસ્ત થયેલા એઓ હરિભદ્રસૂરિ પાસે ગયા એમણે આ સૂરિને પ્રણામ કરી કહ્યુ કે અમે ઘરથી વિરાગ પામ્યા છીએ.

હરિભદ્ર—જો તમને મારા ઉપર રાગ હોય તો વિધિપૂર્વક દીક્ષા લો.

હસે અને પરમહસે આ વાતની હા પાડી એટલે એમનો ભાવ

જોઈને હરિભદ્રસૂરિએ એમને દીક્ષા આપી. આ બંને મુનિઓ કુશાસ્ત્રના પાઠમાં પણ શુદ્ધ બુદ્ધિ ધરાવતા હતા. હરિભદ્રસૂરિએ એમને ન્યાય-શાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો.

બૌદ્ધ તર્કના અધ્યયનાર્થે ગમન—એક વેળા [1]હંસે અને [2]પરમહંસે બૌદ્ધોના તર્કશાસ્ત્રનો – એમના દુર્ગમ આગમોનો બોધ મેળવવા માટે બૌદ્ધોના નગરમાં જઈ એનો અભ્યાસ કરવાની હરિભદ્રસૂરિ પાસે અનુજ્ઞા માગી.

હરિભદ્ર—ભાવિ સારું જણાતું નથી, માટે આ વિચાર માંડી વાળો. અહીં પણ પર મતના જાણકાર આચાર્યો છે તો પછી તેમની પાસે ભણો. કોઈ કુલીન શિષ્ય ગુરુને છોડીને નિરુપદ્રવ માર્ગે પણ ન જાય તો પછી દુર્નિમિત્ત જણાતાં તો તે કેમ જ જાય ? અમે સોપદ્રવ કાર્ય માટે અનુજ્ઞા આપતા નથી.

હંસ—આપનું વાત્સલ્ય યુક્ત છે. આપના નામમંત્રના પ્રભાવથી અમને કશી આંચ આવશે નહિ અને એનાથી અમારું પૂરેપૂરું રક્ષણ થશે. આપે અમારું બળ નાનપણમાં જોયું છે. સમર્થ મનુષ્યને અપશુકન શું કરી શકે ? દૂર દેશના શાસ્ત્રોનું જ્ઞાન મેળવવા અનુજ્ઞા આપો.

હરિભદ્ર—તમને હિતનાં વચન કહેવાં એ નિરર્થક જણાય છે. જે થવાનું હશે તે થશે જ. હવે તમને જે રુચે – ફાવે તે કરો.

હંસ અને પરમહંસ તો પોતાના ગુરુના ગૌરવની અને એમના ઉપદેશની અવગણના કરીને અને જૈન વેષને ગુપ્ત રાખીને બૌદ્ધોના

---

૧–૨ હંસ અને પરમહંસનો વૃત્તાંત મોટે ભાગે અનુચિત કલ્પનાના રંગે રંગીને "સાધ્ય અને સાધન" એ નામની ચોથી વાર્તા તરીકે જયભિક્ખુએ રજૂ કર્યો છે અને એ "ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય" (અમદાવાદ) તરફથી વીરધર્મની વાતો નામના પુસ્તકમાં ઇ. સ. ૧૯૪૭માં પ્રકાશિત થયો છે.

ગરે—'બૌદ્ધ' મતની રાજધાનીમાં ગયા ત્યાં 'બૌદ્ધ' આચાર્ય પાસે રહી એમણે 'બૌદ્ધ' શાસ્ત્રોનો વિશિષ્ટ અભ્યાસ કર્યો આ આચાર્ય જૈન દર્શનને અંગે જે જે દૂષણો બતાવતા હતા તેના પરિહારપૂર્વક બૌદ્ધ સાગમોનું ખંડન કરનારી બાબતો તેઓ લખતા હતા [2] એનામાં એમણે લખેનુ [3]એક પત્ર ઊડી ગયું અને એ અન્યના હાથમાં આવતાં એણે તે બૌદ્ધાચાર્યને બતાવ્યું એમણે કહ્યું કે અહીં કોઈ જૈન મતનો ઉપાસક ભણવા આવ્યો હોય એમ લાગે છે [4]

હંસાદિની બે પરીક્ષાઓ—બૌદ્ધાચાર્યે એક વેળા પોતાના

---

૧ જૈન દર્શન (મૂળ ગ્રંથકાર, પૃ ૨૨)માં કહ્યું છે કે "બૌદ્ધોના અનેક વિદ્યાપીઠો હતા, જેમાનું એક વિદ્યાપીઠ તો એવડું મોટું હતું કે જેમાં ૧૫૦૦ અધ્યાપકો અને ૧૫૦૦૦ વિદ્યાર્થીઓ રહેતા હતા"

'જેમાનુ' શબ્દ ઉપર નીચે મુજબનું અહીં ટિપ્પણ છે —

"આ વિદ્યાપીઠના સ્થાન સબંધે અને તેના કુલપતિ વગેરેને લગતી કોઇ વતની માહિતી મળી શકી નથી કોઈ કહે છે કે 'એ બંને શિષ્યો બૌદ્ધાચાર્ય પાસે 'ભોટ' દેશમાં ભણવા ગયા હતા'—જુઓ પિટર્સન મહાશયનો ત્રીજો રિપોર્ટ, પૃ ૩૫ (કુલટની પૃ ૨૪૭ની સાક્ષી) એ ઉપરથી 'ભોટ' દેશમાં 'વિદ્યાપીઠ' હોવાનું કલ્પી શકાય" કૌંસગત લખાણ મૂળ લેખકનું છે

લક્ષ્મણ રામચન્દ્ર વૈદ્યે રચેલ The Standard Sanskrit English Dictionaryની દ્વિ સં ૧૮૮૯ની આવૃત્તિમાં 'ભોટ' એવો સંસ્કૃત શબ્દ આપી એથી 'ટિબેટ' દેશ મોટે ભાગે સંભવે છે એમ કહ્યું છે વિશેષમાં 'ભોટાંગ'નો અર્થ 'ભૂતાન' કરાયો છે

પાઇયસદ્દમહણ્ણવમાં 'ભોટ્ટ' (સં ભોટાન્ત)નો એક અર્થ નેપાલની પાસેનો પ્રદેશ 'ભૂતાન' એમ કરાયો છે 'ભોટ્ટ'નો બીજો અર્થ 'ભૂતાનનો નિવાસી' કરાયો છે અને એ શબ્દ પ્રાકૃત પિંગલમાં છે એમ કહ્યું છે

૨ ચ૦ પ્ર૦ (પૃ ૫૦) પ્રમાણે કૃપાલિકામાં (? કાપડી ઉપર) લખતા હતા

૩ પુ પ્ર સ (પૃ ૧૦૫) પ્રમાણે બૌદ્ધોની અધિષ્ઠાત્રી તારાએ વાયુ વડે પત્ર ઉડાડી એ લેખશાળા (નિશાળ)માં નાખ્યું "નમો જિનાય" એમ એના ઉપર લખેલું હતું તે જોઈ અન્ય વિદ્યાર્થીઓએ એ બૌદ્ધાચાર્યને બતાવ્યું.

૪ ચ૦ પ્ર૦ (પૃ ૫૦) પ્રમાણે તો પ્રતિલેખના ઇત્યાદિ સંસ્કાર ઉપરથી દયાળુ જેવા જાણી ગુરુને ખાતરી થઈ કે આ શ્વેતાંબર જૈન છે

શિષ્યોને બોલાવી કહ્યું 'તમે દરવાજા આગળ માર્ગમાં એક જિનપ્રતિમાનું સ્થાપન કરો. એના મસ્તક ઉપર પગ મૂકી તમારે જવું. જેને આ વાત પસંદ ન હોય તેમણે મારી પાસે ભણવું નહિ.' હંસ અને પરમહંસ સિવાયના બીજા બધા વિદ્યાર્થીઓએ તેમ કર્યું. આ બે જૈન મુનિઓને લાગ્યું કે પકડાઈ જવાશે તો જીવનું જોખમ છે. તેમ છતાં જૈન ધર્મ તરફના અપ્રતિમ રાગને લઈને એમણે એ પ્રતિમાને જનોઈનું ચિહ્ન કર્યું[1] અને પછી એના ઉપર પગ મૂકી એઓ ગયા. કેટલાક બૌદ્ધો આ જોઈ ગયા. તેમને ખૂબ ગુસ્સો ચઢ્યો. ગુરુને વાત કરી તો તમણે કહ્યું બુદ્ધિશાળી પુરુષો દેવના મસ્તકે પગ ન મૂકે એ ન્યાયે એમણે જનોઈનું ચિહ્ન કર્યું તે વ્યાજબી છે. વળી એ બન્ને પરદેશી છે એટલે એમનો વિરોધ કરવો ઠીક નહિ. હું બીજી રીતે એમની પરીક્ષા લઈશ.

રાત પડતાં બૌદ્ધાચાર્યે એવો પ્રબંધ કર્યો કે એ બન્ને જૈન સાધુઓ તેમ જ બીજા બધા વિદ્યાર્થીઓ જે ઓરડામાં સૂતા હતા ત્યાં ઉપરના

---

૧ ચ૦ પ્ર૦ (પૃ. ૫૭)માં કંઠે ત્રણ રેખા કરી એવો ઉલ્લેખ છે. પુ. પ્ર. સં. (પૃ. ૧૦૫) પ્રમાણે તો હંસ અને પરમહંસ જેઓ ભાગ્યા હતા તેમણે કાન પરથી ખડી લઈ બ્રહ્મસૂત્ર (બ્રહ્મસૂત્ર)નું ચિહ્ન કર્યું.

બુદ્ધ અને જિન (જૈન તીર્થંકર)ની મૂર્તિમાં ભેદ શો છે એની પૂરેપૂરી તપાસ અત્યારે થઈ શકે તેમ નથી. કામચલાઉ તપાસ દરમ્યાન એમ જણાય છે કે જિનની બેઠી કાયોત્સર્ગ-મુદ્રાવાળી મૂર્તિ જેમ મળે છે તેવી કોઈ બુદ્ધની કોઈ મૂર્તિ જણાતી નથી. બુદ્ધની મૂર્તિ અભય અને વરદ મુદ્રાવાળી જોવાય છે. જિનની મૂર્તિ સર્વથા નિર્વસ્ત્ર મળે છે, જ્યારે બુદ્ધની મૂર્તિને તો વસ્ત્ર હોય જ છે. જિનની જ મૂર્તિને વક્ષઃસ્થળ ઉપર 'શ્રીવત્સ' હોય છે અને વૃષભ ઇત્યાદિ લાંછન પણ જિનની જ મૂર્તિને હોય છે. જિનની તેમ જ બુદ્ધની મૂર્તિને પણ ઉષ્ણીષ હોય છે, પરંતુ બુદ્ધનું ઉષ્ણીષ આગળ તરી આવે છે. નાગીનું રાગજ વિકસિત ઉષ્ણીષ ઉપરથી અનુમનાય છે. બુદ્ધની મૂર્તિને પિછોડીની જેમ સંઘાટીથી અલંકૃત કરી હોય તો એ જનોઈનો ભાસ કરાવે અને ગળા ઉપરના
ભાગના પડો રેખાઓનો ભાસ કરાવે.

એમ કહેવાય છે કે બુદ્ધની મૂર્તિ બનાવાઈ તે પૂર્વે બોધિવૃક્ષ, હાથી, સ્તૂપ, સિંહ ઇત્યાદિ પ્રતીકો અસ્તિત્વમાં આવ્યાં હતાં.

માળ પરથી નાના નાના ઘડાઓ એક પછી એક ફેંકાવ્યા. બધા વિદ્યાર્થીઓ જાગી ગયા. સૌ પોતપોતાના કુળદેવતાનું નામ લેવા લાગ્યા. હંસ અને પરમહંસે જિનનું નામ લીધું ત્યાં તો ' ઠીક, આ બે જૈન જણાય છે ' એવો શબ્દ થયો. હંસ અને પરમહંસ ચેતી ગયા.

આ સ્થળે હમેશાં છત્રો પડી રહેતા હતા. તેમાંથી બે છત્રો આ બે જણે લીધાં અને પોતાના શરીર સાથે બાંધ્યાં. પછી એમણે ઉપના મજલા પરથી જમીન પર પડતું મૂક્યું[1] અને ઉતાવળે પગલે એઓ—આ નગર છોડી ગયા.

**હંસની હત્યા**—બૌદ્ધોના સુભટોને આની જાણ કરતાં તેમણે આ બંનેની પૂંઠ પકડી. તેઓ સમીપ આવી પહોંચતાં હંસે પરમહંસને કહ્યુ : તું આપણા ગુરુ પાસે જજે અને મેં જે એમના વચનની અવજ્ઞા કરી તે બદલ મારૂં ' મિથ્યા દુષ્કૃત ' કહેજે. અહીં પાસેના [2]નગરમાં [3]સૂરપાલ નામે રાજા છે. એ શરણાગતનું રક્ષણ કરે તેવો છે માટે

૧ છત્રીની મદદથી વિમાનમાથી નીચે કૂદી પડવાના તેમ જ છત્રીસૈન્ય ઉતારવાના જે પ્રબંધો આધુનિક યુગમા થયા છે અને થાય છે તેની જાણે આ પૂર્વ ભૂમિકા હોય એમ લાગે છે.

ધર્મદાસગણિકૃત **ઉવએસમાલા** ઉપર વિ. સં. ૧૭૮૫મા **શાન્તિનાથનો રાસ** રચનાર **રામવિજયગણિએ** જે ટીકા રચી છે તેમા **રણસિંહ** નૃપતિના વૃત્તાંતમા યક્ષે એ નૃપતિની સેનાને આકાશમાથી ઊતરતી બતાવી છે એનો ઉલ્લેખ છે.

આ સંબંધમા જુઓ મારો લેખ " બાર સો (૧૨૦૦) વર્ષ ઉપરનું છત્ર-દ્વારા ઊતરાણ ". આ લેખ અહીંના—સુરતના "ગુજરાતમિત્ર તથા ગુજરાત-દર્પણ"ના તા. ૧૯–૬–'૬૧ના અંકમા છપાયો છે.

૨-૩ **પ્ર. ચ.** ( પૃ. ૭૦, શ્લો. ૧૪૨ )મા બૌદ્ધોની રાજધાની—બૌદ્ધનગર અને એની પાસેના **સૂરપાલના** નગર વિષે ઉલ્લેખ છે, પરંતુ એ બેમાથી એકેનું નામ દર્શાવાયું નથી. આ **સૂરપાલ** તે કોણ્ તે વિષે પણ **પ્ર. ચ.**મા કશી માહિતી અપાઈ નથી. આથી આ બાબતોની વિશેષ તપાસ કરવી બાકી રહે છે,

તુ ત્યા જલદી જ હજી તો પરમહંસ ગયો નથી એટલામા તો સુભટો આવી ચઢ્યા હંસે એમની સાથે યુદ્ધ કરવા માડ્યુ પરંતુ તેઓ એમને હાથે ઘાયલ થઈ મૃત્યુ પામ્યા

**સૂરપાલ પાસે ગમન**—આ બાજુ પરમહંસને કોઈ દયાળુ પુરુષે નાસી જવા સમજાવ્યા એટલે એઓ સૂરપાલ પાસે ગયા સુભટો આ રાજા પાસે આવ્યા અને એમણે એને કહ્યું કે આ પરમહંસને અમને સોપી દો.

અનેક વાર કહેવાયા છતા અને ધમકીઓ અપાઈ છતા સૂરપાલે આ શરણાગતને સુભટોને સ્વાધીન કરવાની મક્કમપણે ના પાડી સુભટોએ ખૂબ જીદ કરી ત્યારે રાજાએ એમના નાયક સાથે પરમહંસનો વાદ ગોઠવવાનો રસ્તો સૂચવ્યો અને કહ્યુ કે જો પરમહંસ આ વાદમા હારી જાય તો પછી તમને જેમ યોગ્ય લાગે તેમ તમે એની સાથે વર્તજો

**બૌદ્ધ સાથે પરમહંસનો વાદ**—સુભટોનો નાયક બોલ્યો · આ પરમહંસે અમારા બુદ્ધદેવના મસ્તકે પગ મૂક્યો છે એટલે અમારે એનુ મોઢુ જોવુ નથી એ જો વાદમા જીતે તો ભલે એ એને સ્થાને જાય પરંતુ જો એ હારશે તો અમે એને વધ્ય ગણશુ

આ પ્રમાણેની વાતચીત થયા બાદ વાદનો પ્રારંભ થયો એ સમયે બૌદ્ધોની શાસનદેવી તારા એકાન્તમા રહીને ઘડાના મુખે વાદ કરવા લાગી[1] એથી પરમહંસ એને જોઈ શક્યો નહિ વાદવિવાદ ઘણા

૧ જુઓ પ્ર. ચ. (પૃ ૬૮, શ્લો. ૧૦૩).

**શ્રીપાલ** રાજાના વિવિધ ચરિત્રોમા પૂતળા પાસે સમસ્યા પુરાવી એવી હકીકત આવે છે દા ત જુઓ રત્નશેખરસૂરિએ રચેલા અને એમના શિષ્યે વિ. સ ૧૪૨૮મા મથમાદર્શરૂપે લખેલા **સિદ્ધચક્કમહપ્પ** યાને **સિરિ-વાલકહાનુ** નિમ્નલિખિત પદ્ય —

દિવસો સુધી ચાલવાથી પરમહંસ કંટાળી ગયો. એમણે જૈનોની શાસનદેવી અંબિકાનું સ્મરણ કર્યું. એણે આવીને તારાની વાત જણાવી અને કહ્યું કે તું પ્રતિવાદીને તારી સમક્ષ આવી વાદ કરવા કહેજે.

બીજે દિવસે પરમહંસે આ સૂચનાનો અમલ કર્યો. પ્રતિવાદીએ મૌન ધારણ કર્યું એટલે પરમહંસે પડદો ખેંચી કાઢ્યો અને પગ વડે પેલા ઘડાના ભૂકે ભૂકા કરી નાખ્યા. પછી એઓ બૌદ્ધોના નાયકને ઉદ્દેશીને બોલ્યા : તમે અધમ પંડિત છો.

એવામાં સૂરપાલે સુભટોને કહ્યું : ન્યાયમાં વિજય મેળવનારા આ સાધુ પુરુષનો વધ ઇચ્છનારા તમો શત્રુઓ છો. તમારે આને પકડીને લઈ જવો હોય તો મને યુદ્ધમાં હરાવો. પછી એમ ભલે બને.

બીજી બાજુ રાજાએ પરમહંસને નાસી જવાનું ઇશારતથી સૂચવ્યું અને એમણે તેમ કર્યું.

**ધોબીનો વેષ**—ઉતાવળા ઉતાવળા પરમહંસ જતા હતા તેવામાં એક ધોબી એમના જોવામાં આવ્યો. સુભટોને નજીક આવેલા જાણી એમણે ધોબીને કહ્યું : અલ્યા નાસ, નાસ; આફતનો માર્યો છે. આમ ચાલાકીથી ધોબીને નસાડી પરમહંસ એની જગ્યાએ કપડાં ધોવા બેઠા. એવામાં એક ઘોડેસ્વારે ત્યાં આવી પૂછ્યું : આ રસ્તે કોઈ પુરુષ

" एसा सहीमुहेण ज कहइ समरसायय मयणावि ।
पूरेयव्व केण वि पुत्तल्यमुहेण हेलाए ॥ ८६१ ॥"

આ પ્રસંગ માટે જુઓ પં. રત્નશેખરગણિએ વિ સં. ૧૫૧૪માં રચેલા **શ્રીપાલચરિત્ર**નો શ્લો. ૬૯૫, વિ સં. ૧૭૩૮થી ૧૭૪૬ના ગાળામાં ન્યાયાચાર્ય યશોવિજયગણિ દ્વારા પૂર્ણ કરાયેલો અને વૈયાકરણ **વિનયવિજયગણિ** દ્વારા આરંભાયેલો **શ્રીપાલ રાજાનો રાસ** (ખંડ ૩, ઢાલ ૭, કડી ૧૪) તેમ જ **જ્ઞાનવિમલસૂરિ**એ ગદ્યમાં રચેલું અને વિ સં. ૧૭૪૫માં પ્રથમાદર્શરૂપે લખાયેલું **શ્રીપાલચરિત્ર** (પ. ૨૭ આ).

આવ્યો છે? પરમહંસે પોતા ધોબીને બનાવ્યો એટલે એણે એને પકડીને સુભટોને સોંપ્યો, અને લશ્કર પાછું વળ્યું.

**પરમહંસનું આગમન અને અવસાન**—પરમહંસ બુદ્ધિમાની વાપરી બચી ગયા. એઓ નિર્ભય થઈને 'ચિત્રકૂટ' આવી પહોંચ્યા. એમણે ગુરુને—હરિભદ્રસૂરિને વંદન કર્યું. આંખમાં આંસુ સાથે એમણે પોતાના મોટા બંધુ હંસના અવસાનની વાત કહેવા માંડી તેમ કરતાં કરતાં એમનું હૃદય ભેદાઈ જતાં એમનું અવસાન થયું.

**હકીકતમાં ફેરફાર**—ચ. પ્ર. (પૃ ૫૨) પ્રમાણે 'ચિત્રકૂટ'ના કિલ્લાના બારણા આગળ એની પાસે પરમહંસ સૂતા હતા એ જોઈને સુભટોએ એમનું મસ્તક કાપી નાખ્યું અને એઓ એ લઈ ગયા. સવારે એમનું ધડ હરિભદ્રસૂરિના જોવામાં આવ્યું.

પુ. પ્ર. સં. (પૃ ૧૦૫) પ્રમાણે આ હકીકત નીચે મુજબ છે —

હંસનું મૃત્યુ થતાં પરમહંસ કોઈક નગરમાં ગયા અને એ (રાજા?)ને શરણે ગયા. એવામાં એમની પૂંઠે લાગેલું સૈન્ય આવી પહોંચ્યું. એ સૈન્યે, જેને શરણે પરમહંસ ગયા હતા તેને કહ્યું તું પણ બૌદ્ધોનો ભક્ત છે તો આ આપણા ધર્મના દ્વેષીને તું અમને સોંપી દે. એણે શરણાગતને આપવા ના પાડી. પરમહંસે કહ્યું. મારો બૌદ્ધ આચાર્ય સાથે વાદ થવા દો. જો હું એમાં હારું તો મને મારી નાખવો. (વાત કબૂલ કરાઈ અને વાદ થતાં) બૌદ્ધોની જીત થઈ અને પરમહંસનો વધ કરાયો. એમની પ્રકૃતિથી ખિજાયેલી

૧ સ્કંદક મુનિને ૫૦૦ શિષ્યો હતા. એ બધાને પાલકે ઘાણીમાં પીલીને મારી નાખ્યા અને સ્કંદકને પણ ત્યાર બાદ એ રીતે મારી નાખ્યા. એમના રુધિરથી ખરડાયેલા રજોહરણને ગીધે પુરુષનો હાથ માની ઉપાડી એ નગરના રાજાના અંતઃપુરમાં નાખ્યું. ત્યાંની રાણીએ એ જોયું તો એને ખબર પડી કે આ તો મારા ભાઈનું રજોહરણ છે. આ દૃષ્ટાન્ત ઉત્તરજ્ઝયણ (અ ૨)ની વૃત્તિ (પત્ર ૭૬)માં છે. એમાં કમલ અને નિર્નામિકા (નિષધ)ના ... છે

[૧]જોહતિ ( રજોહરણ ) કોઈક [૨]દેવીએ [૩]શકુનિકાનુ રૂપ ધારણ કરીને ચિત્રકૂટની પૌષધશાળામા મૂકી દીધી હરિભદ્રસૂરિએ એ ઓળખી. [૪]નિષદ્યા જોવાથી શિષ્યોનુ મૃત્યુ થયુ છે એમ એમણે જાણ્યુ.

**હરિભદ્રસૂરિનુ પ્રસ્થાન—પ્ર. ચ.** (પૃ ૭૦) પ્રમાણે એ વિદ્વાન શિષ્યોના અકાળ અવસાનથી ઘણો જ આઘાત પામેલા અને પોતે શિષ્ય વિનાના થવાથી અતિશય ખિન્ન બનેલા તેમ જ બૌદ્ધો ઉપર ખૂબ ગુસ્સે થયેલા હરિભદ્રસૂરિ ગુરુની રજા લઈ સૂરપાલ રાજાના નગરે જવા ઊપડ્યા ત્યા પહોંચતા એમણે એ રાજાએ પરમહંસને બચાવ્યા હતા તે બદલ એ રાજાની પ્રશસા કરી.

**બૌદ્ધોના ગુરુ સાથે વાદ—**

હરિભદ્રસૂરિ—હે સૂરપાલ રાજા ! બૌદ્ધો સાથે વાદ કરવાની મારી ઇચ્છા છે

સૂરપાલ—તીડના ટોળાઓની પેઠે બૌદ્ધો ઘણા છે અને એ બધાને વાદમા જીતવાનુ કામ સહેલુ નથી સિવાય કે તમારી પાસે કોઈ અજેય શક્તિ હોય

૧ આના અપર નામ 'ઓઘો' તેમ જ 'ધર્મધ્વજ' છે **નાયાધમ્મકહા** (સુયક્ખધ ૧, અજ્ઝયણ ૧, સુત્ત ૨૪ પ પકઅ)મા એને માટે 'રયહરણ' શબ્દ વપરાયો છે રજોહરણ એ જૈન મુનિનુ લિંગ છે એ ઉપકરણના રક્ષણાર્થે મમમા લેવાનુ ઉપકરણ છે એથી તો જૈન સાધુ-સાધ્વીઓ એને પોતાની પાસે ચોવીસે કલાક રાખે છે

૨ દેવો અને દેવીઓ ધારે તે પશુ, પખી કે મનુષ્યનુ રૂપ ધારણ કરી શકે છે એવી જૈન માન્યતા છે

૩ જુઓ પૃ ૬૯, ટિ ૧

૪ રજોહરણનો દાડો લાકડાનો હોય છે એને એક છેડે દશીઓ હોય છે એ દાડાના પાટા ઉપર કપડ વીંટાળેલુ હોય છે એ કપડાનો આસન તરીકે કોઈ કોઈ વાર ઉપયોગ કરાય છે એથી એને નિષદ્યા કહે છે આજકાલ તો પાટા અને ઓઘ રિયાની વચમા જે કપડુ રખાય છે તેને 'નિષદ્યિ' કહે છે

હરિભદ્રસૂરિ—અને અંબિકા દેવીની સહાયના છે

આ સાંભળી સુરપાલે એક ચાલાક દૂતને બૌદ્ધોના ગુરુ પાસે મોકલ્યો એણે એની સાથે કહેવડાવ્યું કે અહીં એક બૌદ્ધ મતનો વિરોધી પંડિત આવ્યો છે અને એ પોતાને 'વાદી' કહાવે છે એથી હું લજવાઉં છું તો એને હરાવાય એવો કોઈ ઉપાય યોજશો

દૂત ગયો અને એણે બૌદ્ધોના ગુરુને મળીને સંદેશો કહ્યો વાત ચાલતા ચાલતા એમ નક્કી થયું કે જે હાર તે તપેલા તેલના કુંડામાં પડે

થોડે દહાડે બૌદ્ધ ગુરુ આવી પહોંચતા સુરપાલે વાદનો પ્રબંધ કર્યો બૌદ્ધોના ગુરુએ 'આ બધુ અનિત્ય છે' એમ એકાંતે[1] પ્રતિપાદન કરવા માંડયું હરિભદ્રસૂરિએ એનું યુક્તિપૂર્વક ખંડન કર્યું આથી એ હારી ગયો અને એ તપેલા તેલના કુંડામાં પડયો

પોતાના ગુરુનો પરાભવ અને મૃત્યુ થતા એમના પાંચેક પ્રવીણ શિષ્યોએ હરિભદ્રસૂરિ સાથે વાદ કર્યો, પરંતુ તેઓ પણ હારી ગયા અને તેલના કુંડામાં પડી મરણ પામ્યા

બીજા શિષ્યોને ક્રોધ ચડયા તેઓ પોતાની શાસનદેવી તારાને ગમે તેમ કહેવા લાગ્યા એ ઉપરથી એ દેવીએ કહ્યું હંસને અને પરમહંસને જિનપ્રતિમાના મસ્તક ઉપર પગ મુકાવી એમને તમે પાપમાં પાડવા માગતા હતા, પરંતુ એમણે પોતાનું તત્ત્વ ન છોડયું તેથી હું ગુસ્સે થઈ હતી તમારા ગુરુએ આ પરદેશથી ભણવા આવેલાઓ સાથે જે ખરાબ વર્તન ચલાવ્યું તેથી હું નારાજ થઈ હતી આજે એને એનો બદલો મળ્યો જાણી મેં ઉપેક્ષા કરી છે હજી પણ તમારામાંથી જેઓ આ કુગુરુનો પક્ષ લેશે તેમને હું સાથ નહિ આપું આથી

---

1 'अनित्यमेव सर्वं सत्' इत्यादि माटे जुओ प्र० च (पृ ७२, श्लो १६२-१६५)

ક્રોધના આવેશમાં તમે મને ગમે તેમ કહો છો તેની હું દરકાર કરનાર નથી; તમે શોક તજી તમારે સ્થાનકે પાછા ફરશો તો હું તમારા સંકટને સદા દૂર કરતી રહીશ, કેમકે તમે તો મારાં સંતાન છો.

**બૌદ્ધોનો હોમ—પ્ર. ચ.** (પૃ. ૭૩, શ્લો. ૧૮૦)માં આ સંબંધમાં એવો મતાંતર નોંધાયો છે કે પોતાના શિષ્યોના મૃત્યુથી ગુસ્સે થયેલા હરિભદ્રસૂરિએ મહામંત્રના પ્રભાવથી બૌદ્ધ મતના સાધુઓનું આકર્ષણ કરી તેમને તપેલા તેલમાં હોમી દીધા.

**સાતસે બૌદ્ધોનું મૃત્યુ—પુ. પ્ર. સં.** (પૃ. ૧૦૫)માં નીચે મુજબ હકીકત છે:—

નિયતા જોવાથી શિષ્યોના મૃત્યુથી વાકેફગાર બનેલા હરિભદ્રસૂરિ રૌદ્ર ધ્યાન ધ્યાવા લાગ્યા. બૌદ્ધો ઉપરના ગુસ્સાને લઇને એમણે ઉપાશ્રયની પાછળ તેલની કડાઈ મંડાવી. મંત્રના પ્રભાવથી (ખેંચાયેલા) બૌદ્ધો આકાશમાર્ગે આવી પતંગિયાની પેઠે એ કડાઈમાં પડવા લાગ્યા. સાતસે બૌદ્ધો આ પ્રમાણે મરી ગયા.

**૧૪૪૦ બૌદ્ધોનું [1]શકુનિકારૂપે પરિવર્તન, તેમનો હોમ અને મરણ—પ્ર. ચ.** (પૃ. ૫૧)માં આ બાબત નીચે મુજબ છે:—

'ચિત્રકૂટ'માં પરમહંસનું ધડ જોતાં હરિભદ્રસૂરિએ તેલની કડાઈઓ તૈયાર કરાવી અને અગ્નિ વડે એ તેલ તપાવડાવ્યું. ૧૪૪૦ બૌદ્ધોનો હોમ કરવા એમણે તેમને આકાશમાર્ગે ખેંચ્યા. તેઓ શકુનિકા રૂપે તેલની કડાઈઓમાં પડી મરણ પામ્યા.

**સૂરિના કોપનું નિવારણ—પ્ર. ચ.** (પૃ. ૭૩, શ્લો. ૧૮૧–૧૮૨) પ્રમાણે હરિભદ્રસૂરિના ગુરુ જિનભદ્રસૂરિએ બૌદ્ધોના નાશની

૧ 'શકુનિકા'થી કોઈક પક્ષી અભિપ્રેત હોય એમ જણાય છે. એ સમડી હશે. ચંદ રાજાને એની સાવકી માતાએ કૂકડો બનાવી દીધો હતો. તેમ અહીં મંત્રબળ જોવાથી બૌદ્ધોનું શકુનિકારૂપે રૂપાંતર થયું હોય એમ લાગે છે.

અને પોતાના શિષ્યના પ્રચંડ કોપની જાણ થતાં એ કોપના નિવારણાર્થે એમણે બે મુનિઓને સમરાદિત્યના વૃત્તાંતના બીજરૂપ [1]ત્રણ ગાથાઓ આપી એમની પાસે મોકલ્યા. એઓ સૂરપાલ રાજાના નગરમાં આવી હરિભદ્રસૂરિને મળ્યા. એમણે કહ્યું કે ગુરુએ આ ત્રણ ગાથાઓ બરાબર વિચારી જોવાનું કહેવડાવ્યું છે. જેમ જેમ એઓ ગાથાઓ વિચારતા ગયા તેમ તેમ એમનો કોપ શાંત થતો ગયો. પોતે બૌદ્ધોને મારી નાંખ્યા હતા તે બદલ એમને ઉગ્ર પશ્ચાત્તાપ થયો. સૂરપાલની અનુમતિ લઈ એમણે તરત જ વિહાર કર્યો અને ગુરુ પાસે આવી એમને પગે પડી પ્રાયશ્ચિત્ત આપવા જણાવ્યું. ગુરુએ તપ કરવા કહ્યું અને એમણે તેમ કરવા માંડ્યું.

**શ્રાવક દ્વારા સંબોધન**—પુ. પ્ર. સં. (પૃ. ૧૦૫) પ્રમાણે આ હકીકત નીચે મુજબ છે:—

સાત સો બૌદ્ધોની હત્યાની જાણ થતાં હરિભદ્રસૂરિના ગુરુ જિનભદ્રસૂરિએ એક શ્રાવકને શિખામણ આપી આ સૂરિ પાસે મોકલ્યો. સૂરિએ એને અંદર આવવા ન દીધો. ત્યારે એણે કહ્યું: હું આલોચના માટે આપના ગુરુ પાસે ગયો અને મેં પ્રાયશ્ચિત્ત માંગ્યું, પણ ગુરુએ મને આપની પાસે મોકલ્યો છે તો કૃપા કરી પ્રાયશ્ચિત્ત ફરમાવશો.

હરિભદ્રસૂરિ—તમે શું પાપ કર્યું છે?

---

1 પ્ર. ચ. (પૃ. ૭૩)માં નીચે મુજબ અપાઈ છે:—

"गुणसेन अग्गिसम्मा सीहाणन्दा य तह पिया पुत्ता।
सिहि-जालिणि माइ-सुआ धण-धणसिरिमो य पइ-भज्जा॥ १८५॥

जय विजया य सहोअर धरणो लच्छी अ तह पई भज्जा।
सेण विसेणा पित्तिय-पुत्ता जम्मम्मि सत्तमए॥ १८६॥

गुणचन्द-वाणमन्तर समराइच्च गिरिसेण पाणो अ।
एगस्स तओ मोक्खोऽणन्तो अन्नस्स संसारो॥ १८७॥"

શ્રાવક—મે પંચેન્દ્રિય જીવની વિરાધના કરી છે એથી હું દુભાઉં છું

હરિભદ્રસૂરિ—તમારે મોટું પ્રાયશ્ચિત્ત લેવું પડશે

શ્રાવક—તો તમારે કેટલું ?

હરિભદ્રસૂરિ સમજી ગયા કે ગુરુ જાણી ગયા છે અવસર જોઈને પેલા શ્રાવકે કહ્યું કે ગુરુએ કહેવડાવ્યું છે કે શું તમે સમરાદિત્યનું ચરિત્ર નથી જાણતા ? એણે એક ભવમાં લોટનો બનાવેલો કૂકડો મારી નાખ્યો હતો તેનું એ લોટમાં સંક્રાન્ત થયેલા વ્યંતરે ૨૧ વાર વેર લીધું હતું [1]

આ સાંભળી હરિભદ્રસૂરિ બૌદ્ધોનો વધ કરતા અટકી ગયા સંઘ મળતાં એમણે પ્રાયશ્ચિત્ત લીધું અને પછીથી વૈરાગ્યરૂપ અમૃતથી પરિપૂર્ણ **સમરાદિત્યચરિત્ર** રચ્યું

[2]**નિરપત્યતા અંગે અંબાદેવી દ્વારા સાંત્વન**—પ્ર. ચ. (પૃ ૭૪) પ્રમાણે હરિભદ્રસૂરિને એમના ગુરુએ પ્રાયશ્ચિત્ત તરીકે તપશ્ચર્યા કરવાનું કહ્યું તે પ્રમાણે આ સૂરિએ તપ કરીને શરીરને શુષ્ક બનાવ્યું ખરું, પરંતુ એમના બે પ્રિય શિષ્યોના વિયોગનો સંતાપ ઓછો ન થયો આથી અંબિકા દેવીએ ‘તમારા જેવાએ આમ શોક કરવો તે ઉચિત નથી’ એમ એમને સમજાવવા માંડ્યું ત્યારે હરિભદ્રસૂરિએ કહ્યું કે ‘માતા હું નિરપત્ય છું એથી મને દુઃખ થાય છે શું નિર્મળ ગુરુકુળનો મારાથી અંત આવશે ?’ આ સાંભળી દેવીએ ઉત્તર આપ્યો કે સૂરિ ! તમારા ભાગ્યમાં કુળની વૃદ્ધિ દ્વારા પુણ્ય હાસલ કરવાનું નથી, શાસ્ત્રોનો સમૂહ એ જ તમારી સંતતિરૂપ છે

આમ બોલી દેવી અદૃશ્ય થઈ અને હરિભદ્રસૂરિએ ગ્રંથ રચવા તરફ લક્ષ્ય આપ્યું સૌથી પ્રથમ એમણે **સમરાદિત્યચરિત્ર** રચ્યું

---

૧ જુઓ પુ. પ્ર. સં. (પૃ ૧૦૫ પંક્તિ ૨૧ ૨૨)

૨ શિષ્યરૂપ સંતાનથી રહિતપણું

**લલ્લિગનો અધિકાર**—કહાવલીમા આ લલ્લિગનો અધિકાર નીચે મુજબ અપાયો છે :—

હરિભદ્રસૂરિના જિનભદ્ર અને વીરભદ્ર એ નામના બે શિષ્યોને લલ્લિગ કે લલિગ નામે એક પિતરાઇ (? કાકો) હતો. એ દેવગુરુની ભક્તિ કરતો હતો, પણ પેટેટ કે એ દુઃખી હતો ગરીબાઇથી કટાળી જવાથી એ આજીવિકા માટે આમ તેમ ભમતો હતો.

એક વેળા એ હરિભદ્રસૂરિ પાસે આવ્યો. સૂરિએ એને કહ્યુ : આ રખડપટ્ટી છોડી દે. લલ્લિગે ઉત્તર આપ્યો: તો દીક્ષા આપો જેથી પરલોકનુ હિત સાધી શકું. (હરિભદ્રસૂરિ ચૂડામણિ નામના જ્યોતિ-શાસ્ત્રમા પ્રવીણ હતા. એમણે એ જ્ઞાનબળે લલ્લિગનું ભાવિ જોઈ) એને અન્યત્ર જવા ના પાડી, અને કહ્યુ કે અહીંના બજારમા કઈ કઈ ચીજ વેચાવા આવે છે તેની મને ખબર આપતો રહેજે

લલ્લિગે તેમ કરવા માડયુ. એવામા એક દિવસ 'સુવર્ણદ્વીપ'થી કેટલાક વેપારીઓ ત્યા આવ્યા એમણે સુવર્ણ, રત્નો વગેરે સંતાડી રાખ્યા હતા. એ કોઈક જાણી જતા ચોગાઈ ગયા. એ વેપારીઓ મયણપિંડીઓ ખરીદી બજારમા એ વેચવા આવ્યા. આ વાત લલ્લિગે હરિભદ્રસૂરિને કહી નિમિત્તબળે લાભ જોઈ એ ખરીદવા સૂરિએ એને કહ્યુ પેલી મયણપિંડીઓમા સુવર્ણ અને રત્નો સંતાડાયેલા હતા, પરંતુ લલ્લિગને એની ખબર ન હતી. એથી એ પહેલા તો નારાજ થયો, પણ પછી એ સુવર્ણાદિ મળતા એ વેચી એ પુષ્કળ કમાયો એણે સર્વત્ર દાન દેવા માડયુ. ખાસ કરીને એણે હરિભદ્રસૂરિએ રચેલા ગ્રંથો લખાવવામા પૈસા ખર્ચ્યા

**રાત્રે ગ્રંથરચના**—કહાવલીમા સૂચવાયા મુજબ એક ઉત્તમ રત્ન લલ્લિગે ઉપાશ્રયમા રાખ્યુ હતુ એના પ્રતાપે હરિભદ્રસૂરિ ભીંત અને પાટી ઉપર રાતે પણ ગ્રંથની રચના કરી શકતા એ લખાણ દિવસે ઉતારી લેવાતુ

**ભોજનસમયનુ શ ખવાદન અને 'ભવવિરહસૂરિ' તરીકેની પ્રસિદ્ધિ**—હરિભદ્રસૂરિ આહાર વાપરવા એટલે કે ભોજન કરવા બેસતા ત્યારે પેલો લલ્લિગ શ ખ વગાડી યાચકોને ભેગા કરી તેમને મનવાછિત ભોજન કરાવતો ભોજન કર્યા બાદ એ યાચકો હરિભદ્રસૂરિને પ્રણામ કરતા એટલે એ સૂરિ એમને આશીર્વાદ આપતા કે 'તમે ભવના વિરહમા ઉદ્યમશાળી રહો' આ સાભળી તેઓ "ઘણુ જીવો ભવવિરહસૂરિ" એમ બોલતા આને લઈને હરિભદ્રસૂરિ 'ભવવિરહસૂરિ' તરીકે પ્રસિદ્ધિ પામ્યા

**આક્ષેપ અને એનો પરિહાર**—હરિભદ્રસૂરિએ રચેલા **અષ્ટકપ્રકરણ** ઉપર જિનેશ્વરસૂરિએ વિ. સ ૧૦૮૦મા એક ટીકા સ સ્કૃતમા રચી છે એમા નીચે મુજબની કિંવદન્તી અપાયેલી છે —

હરિભદ્રસૂરિ ભોજન કરતી વેળા શ ખવાદનપૂર્વક યાચકોને એકત્રિત કરી ભોજન અપાવતા અને પછી પોતે ભોજન કરત

આ ઉપરથી કેટલાક આધુનિક વિદ્વાનો હરિભદ્રસૂરિને 'ચૈત્યવાસી' માનવા પ્રેરાયા હતા પર તુ એ વાત બરાબર નથી એમ **કહાવલી** જોતા જણાય છે કેમકે શ ખવાદન ઇત્યાદિ કાર્ય તો લલ્લિગ કરતો હતો, નહિ કે હરિભદ્રસૂરિ વળી **સ બોહપયરણ**મા ચૈત્યવાસીઓની વિરુદ્ધ એ સૂરિએ જે સચોટ લખાણ કર્યું છે તે પણ એમના ઉપર 'ચૈત્યવાસી' તરીકેનો આક્ષેપ અસ્થાને છે એમ સિદ્ધ કરે છે

અષ્ટકપ્રકરણની ટીકા (પત્ર ૮૨અ)મા જિનેશ્વરસૂરિએ હરિભદ્રસૂરિને 'સ વિગ્નપાક્ષિક' કહ્યા છે[૧]

**કાર્પાસિકનુ દાન**—**પ્ર. ચ.** (પૃ ૭૫ શ્લો. ૨૦૭-૨૧૭)મા કહ્યુ છે કે એક વેળા હરિભદ્રસૂરિની નજર કાર્પાસિક નામના ભવ્ય જન

---

૧ વિશેષ માટે જુએ **અ જ પ** (ખ ૨)ના મ ના ઉપોદ્ઘાત (પૃ ૧૦૩-૧૦૪)

ઉપર પડી. એના દ્વારા પોતાના ગ્રંથનાશિનો પ્રયાગ થને એમ જણાતા એમણે એ કાર્પાટિકને ભરત ચક્રવર્તી વગેરેના ચરિત્રો સંભળાવી સંતુષ્ટ કર્યો લૌકિક કાવ્યાદિ શાસ્ત્રોમાં કંઈ નાગ નથી એ બાબત પાંચ ધૂર્તોની કથા દ્વારા-ધુત્તક્ખાણ દ્વારા એમણે એને વિસ્તારથી સમજાવી એ નાભળી કાર્પાટિકે કહ્યું કે હે ભગવાન! દ્રવ્ય વિના દાનરૂપ પ્રધાનતાવાળા જૈન ધર્મની આરાધના હું શી રીતે કરી શકું ?

હરિભદ્રસૂરિ—હે ભદ્ર! ધર્મની આરાધનાથી તને પુષ્કળ પૈસો મળશે

કાર્પાટિક—એમ હોય તો હું મારા પરિવાર સાથે અહીં રહું.

હરિભદ્રસૂરિ—સાંભળ આજથી ત્રીજે દિવસે કોઈ પરદેશી ગામની બહાર ઘણા કરિયાણા લઈ આવશે એ બધા તારે એની પાસેથી ખરીદવા એનો વેપાર કરવાથી તને પુષ્કળ પૈસો મળશે વળી મેં જે શાસ્ત્રો રચ્યા છે તેને તારે પુસ્તકારૂઢ કરાવવા અને યોગ્ય સાધુઓને એ આપવા જેથી એ પુસ્તકો લોકમાં પ્રચાર પામે

કાર્પાટિક હરિભદ્રસૂરિની સલાહ પ્રમાણે વર્ત્યો એથી એ પૈસાદાર થયો અને એણે શાસ્ત્રો લખાવી એનું દાન કર્યું

**સમાન હકીકત—પ્ર. પ્ર. સં. (પૃ ૧૦૪)**ના નીચે મુજબની હકીકત છે —

હરિભદ્રસૂરિએ સિદ્ધાન્તના રહસ્યરૂપ ૧૪૦૦ ગ્રંથો રચ્યા એક વેળા એમને વિચાર આવ્યો કે આ લખાવશે કોણ ? એક ગરીબ વણિક ઉપર એમની નજર પડી એમને એને કહ્યું કે તું મારા ગ્રંથો લખાવ. ગુરુની આજ્ઞા મારે પ્રમાણરૂપ છે એમ એ વણિકે કહ્યું એટલે હરિભદ્રસૂરિએ એને ઉપદેશ આપ્યો કે આજે મંડપિકા(માંડવી)માં જે મધ વડે ઉચ્છિષ્ટ થયેલા થાળવાઓ આવે તે લઈ ઘરમાં એને સાફ કરી પછી આવજે એણે તેમ કર્યું એટલે એ સોનાના કણ વડે પૈસાદાર થયો

**રહસ્યપુસ્તકોની પ્રાપ્તિ અને અદ્ભુત સ્તંભમાં સ્થાપના**—ચ. પ્ર. (પૃ ૫૦)મા કહ્યુ છે કે દેવતાઓ પાસેથી હરિભદ્રસૂરિને રહસ્યપુસ્તકો મળ્યા હતા તેમણે એ પુસ્તકો દિગબર આચાર્ય ઉપર વિજય પ્રાપ્ત થતા જે ચોર્યાશી મઠો છેદાયા હતા તેના 'ચૌંગસી' (ચોર્યાસી) નામના પ્રાસાદના સ્તભમા આદરપૂર્વક મૂકયા આ સ્તભ વિવિધ ઔષધિઓ વડે એવો બનાવાયો હતો કે એના ઉપર જળનુ કે અગ્નિનુ કઈ જોર ચાલે નહિ

પુ. પ્ર. સં. (પૃ ૧૦૪) પ્રમાણે તો હરિભદ્રસૂરિએ રચેલા ગ્રથો એક વણિક રુપ્પપરો ઉપર સુવર્ણાક્ષરે લખાવ્યા હતા અને તે 'ચિત્રકૂટ' ઉપરના પ્રાસાદમા ઔષધિઓ મેળવીને બનાવેલા સ્તભમા મૂકયા હતા આ સ્તભ પાણી વડે ભેદે (ભીજાય) તેમ ન હતો, છેદાય તેમ ન હતો કે અગ્નિ વડે બાળી શકાય તેમ ન હતો

**'કલિકાલસર્વજ્ઞ'નુ બિરુદ**—ચ. પ્ર. (પૃ ૫૦) પ્રમાણે હરિભદ્રસૂરિને 'કલિકાલસર્વજ્ઞ'નુ બિરુદ મળ્યુ હતુ

**આરાધના અને અનશન**—પ્ર. ચ. (પૃ ૭૫, શ્લો ૨૨૦–૨૨૧)મા સૂચવાયુ છે કે શ્રુતજ્ઞાનના બળે પોતાનો અતસમય નજીક આવેલો જાણી હરિભદ્રસૂરિ પોતાના ગુરુ પાસે ગયા શિષ્યોના વિરહનુ દુ ખ ભૂલી જઈ એમણે નિર્મળ અનશન અગીકાર કર્યું

**સ્વર્ગવાસ**—પ્ર. ચ. (પૃ ૭૫, શ્લો ૨૨૧)મા કહ્યુ છે કે હરિભદ્રસૂરિ અતે સ્વર્ગના સુખના અધિકારી બન્યા

**'હરિભદ્ર'નામક મુનિવરો**—આપણા ચરિત્રનાયકના નામ રાશિ અનેક 'હરિભદ્ર' અત્યાર સુધીમા થઈ ગયા છે એમની પૂર્વે થઈ ગયેલા સૂરિઓ-મુનિઓ વિષે અદ્યાપિ કશુ જાણવા મળ્યુ નથી, પરતુ એમના ઉત્તરકાલીન સૂરિઓ પૈકી જેઓ નોધપાત્ર જણાય છે તેમને વિષે કેટલીક માહિતી મળતી હોવાથી હુ થોડુક કહુ છુ

(૧) 'મૃહદ્' ગચ્છના માનદેવસૂરિના શિષ્ય જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હરિભદ્રસૂરિ. એમણે વિ સં. ૧૧૭૨મા બંધસામિત્ત તેમ જ છાસીઇ યાને આગમિકવત્થુવિયારસાર ઉપર સસ્કૃતમા વિવૃતિ રચી છે. એમણે પ્રશમરતિ અને ખેત્તસમાસ ઉપર પણ વૃત્તિ રચી છે વિશેષમા એમણે મુણિવઇચરિય અને શ્રેયાંસનાથચરિત્ર રચ્યા છે

(૨) 'ચદ્ર' કુળના—'વડ' ગચ્છના શ્રીચન્દ્રસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ. એમણે વિ સ. ૧૨૧૬મા નેમિનાહચરિય રચ્યુ છે

(૩) 'ચદ્ર' ગચ્છના અભયદેવસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ એઓ વસ્તુપાલના સમકાલીન બાલચન્દ્રના ગુરુ થાય છે

(૪) 'નાગેન્દ્ર' ગચ્છના અમરચન્દ્રસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ એઓ વિજયસેનસૂરિના ગુરુ થાય છે

(૫) 'ચન્દ્ર' ગચ્છના ભદ્રેશ્વરસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ. એઓ શાન્તિસૂરિના ગુરુ થાય છે એમના એક સતાનીયે-શ્રીચન્દ્રસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિએ વિ સ. ૧૨૯૬મા ઉપમિતિભવપ્રપંચાકથાસારોદ્ધાર રચ્યો છે

(૬) 'બૃહદ્' ગચ્છના માનભદ્રના શિષ્ય હરિભદ્રસૂરિ એ સૂરિના શિષ્ય ધર્મચન્દ્રના કહેવાથી રત્નદેવગણિએ વિ સ. ૧૩૯૩મા વજ્જાલગ્ગ ઉપર સસ્કૃતમા ટીકા રચી છે

---

# ઉત્તર ખંડ : સાહિત્યસેવા

**ગ્રંથની સંખ્યા**—હરિભદ્રસૂરિએ અનેક ગ્રંથો રચ્યા છે એ વાત નિર્વિવાદ છે. [1]અભયદેવસૂરિ, [2]મુનિચન્દ્રસૂરિ અને 'વાદી' [3]દેવસૂરિ એ ત્રણ આચાર્યના મત મુજબ હરિભદ્રસૂરિએ ૧,૪૦૦ ગ્રંથો રચ્યા છે. વિશેષમાં **લલિતવિસ્તરા**ની [4]વિ. સં. ૧૧૮૫માં લખાયેલી હાથપોથીમાં પણ અંતમા ૧,૪૦૦ ગ્રંથો રચ્યાની વાત છે.[5] **રાજશેખરસૂરિ**નું કહેવું આથી ભિન્ન છે. એમના કથન પ્રમાણે હરિભદ્રસૂરિએ ૧,૪૪૦ ગ્રંથોની રચના કરી છે.[6] [7]રત્નશેખરસૂરિએ

---

૧ જુઓ **પંચાસગ** (પં. ૧૯, ગા. ૪૪)ની ટીકા (પત્ર ૩૦૧ આ).

૨ જુઓ **ઉવએસપય**ની ટીકા (પત્ર ૪૩૪ આ).

૩ જુઓ **સ્યાદ્વાદરત્નાકર** (ભા. ૧, પૃ. ૮૬).

૪ જુઓ **જૈ. પુ. પ્ર. સં.** (પૃ. ૧૦૨).

૫ આ ઉપરાંતના ઉલ્લેખો તરીકે જુઓ મુનિરત્નસૂરિએ વિ. સં. ૧૨૫૨માં રચેલું **અમમચરિત્ર** (સર્ગ ૧, શ્લો. ૯૯), જિનદત્તસૂરિકૃત **ગણહરસદ્ધસયગ** (ગા. ૫૫), પ્રદ્યુમ્નસૂરિએ વિ. સં. ૧૩૨૪મા રચેલ **સમરાદિત્યસંક્ષેપ**ની પ્રશસ્તિ (શ્લો. ૬૮), મુનિદેવસૂરિએ વિ. સં. ૧૩૨૨મા રચેલું અને પ્રદ્યુમ્નસૂરિએ શોધેલું **શાન્તિનાથચરિત્ર** (સર્ગ ૧, શ્લો ૪), **પ્ર. ચ.** (પૃ. ૭૪, શ્લો. ૨૦૫), ગુણરત્નસૂરિકૃત **તર્કરહસ્યદીપિકા** (પત્ર ૧અ), કુલમંડનગણિએ વિ. સં. ૧૪૪૩મા રચેલો **વિચારામૃતસંગ્રહ** અને હર્ષનન્દનગણિએ વિ. સં. ૧૬૭૩મા રચેલી **મધ્યાહ્નવ્યાખ્યાનપદ્ધતિ**.

૬ જુઓ **ચ. પ્ર.** (પૃ. ૫૨).

૭ **પ્રો.** સુખલાલ કિ. મહેતાએ **વંદિત્તુસુત્ત** (ગા. ૪૭)ની વૃત્તિ નામે **અર્થદીપિકા**મા નીચે મુજબ ઉલ્લેખ હોવાનું કહ્યું છે —

"१४४४प्रकरणकृत् श्रीहरिभद्रसूरयोऽप्याहुर्ललितविस्तरायाम्"

"દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી **લલિતવિસ્તરા**ની આવૃત્તિ (પત્ર ૨૦૧ અ)મા તો ૧૪૪૪નો અંક નથી. એ છપાવવો રહી ગયો લાગે છે.

અને [1]વિજયલક્ષ્મીસૂરિએ એમનાથી પણ આગળ વધી ગ્રંથની સંખ્યા ૧,૪૪૪ની દર્શાવી છે.[2]

**ગ્રંથો વિષે પ્રાચીન નામનિર્દેશ**—હરિભદ્રસૂરિએ કયા કયા ગ્રંથો રચ્યા છે એની નોંધ પ્રાચીન તેમ જ અર્વાચીન લેખકોએ આપી છે. તેમાં આપણે અહીં પ્રાચીન નોંધો વિચારીશું.

(૧) ગણહરસદ્ધસયગ ઉપર સુમતિગણિએ વિ. સં. ૧૨૯૫માં સંસ્કૃતમાં બૃહદ્‌વૃત્તિ રચી છે. ગા. ૫૫ની વૃત્તિમાં એમણે હરિભદ્રસૂરિની કૃતિઓ ગણાવી છે. અહીંના (સુરતના) "શીતલવાડી"ના ભંડારની પચાસેક વર્ષ ઉપર લખાયેલી ૧૩૯ પત્રની એક હાથપોથી (પત્ર ૧૦૦અ)માં પ્રસ્તુત પાઠ છે. એ અંશતઃ અશુદ્ધ હોઈ એ સુધારી પરંતુ સંધિ ન કરાઈ હોય ત્યાં તેમ જ રહેવા દઈ હું આપું છું :—

"पञ्चवस्तुक-उपदेशपद-पञ्चाशका-ऽष्टक-षोडशक-विंशिका-लोकतत्त्वनिर्णय-धर्मबिन्दु-योगबिन्दु-योगदृष्टिसमुच्चय-दर्शनसप्ततिका-नानाचित्रक-बृहन्मिथ्यात्वमथन-पञ्चसूत्रक-संस्कृतात्मानुशासन-संस्कृतचैत्यवन्दनभाष्य-अनेकान्तजयपताका-अनेकान्तवादप्रवेशक-परलोकसिद्धि-धर्मलाभसिद्धि-शास्त्रवार्तासमुच्चयादिप्रकरणानां तथा आवश्यकवृत्ति-दशवैकालिकबृहद्‌वृत्ति-लघुवृत्ति-ओघनिर्युक्तिवृत्ति-पिण्डनिर्युक्तिवृत्ति-जीवाभिगम-प्रज्ञापनोपाङ्गवृत्ति-अनेकान्तजयपताकावृत्ति चैत्यवन्दनवृत्ति अनुयोगद्वारवृत्ति-नन्दिवृत्ति संग्रहणीवृत्ति-क्षेत्रसमासवृत्ति-शास्त्रवार्तासमुच्चयवृत्ति अर्हच्चूडामणि-समरादित्यचरित्र-कथाकोशादिशास्त्राणां भाव"[3]

---

૧ જુઓ ઉપદેશપ્રાસાદ (સ્તંભ ૩, વ્યાખ્યાન ૩૦).

૨ 'અચલ' ગચ્છની એક પટ્ટાવલીમાં તેમ જ ક્ષમાકલ્યાણકૃત ખરતર ગચ્છ પટ્ટાવલીમાં ૧૪૪૪નો ઉલ્લેખ છે.

૩ આ જ પાઠ ગણહરસદ્ધસયગની પદ્મમન્દિરગણિકૃત ટીકા (પત્ર ૨૬આ–૨૭અ)માં છે. અહીં અપાયેલાં નામોની અકારાદિ ક્રમે સૂચી પૃ. ૫૦માં છે.

આમ અહીં ૩૮ કૃતિઓ ગણાવાઈ છે. તેમાં ૨૧ને 'પ્રકરણ' કહી છે. તેવીસ મૂળ કૃતિ છે, જ્યારે પંદર વૃત્તિરૂપ કૃતિ છે.

પ્ર. ચ. (પ્રબંધ ૯)માં નિમ્નલિખિત બે ગ્રંથોનો ઉલ્લેખ છે :—

૧. કિતવકથાનકપંચક (પૃ. ૭૫).

૨. સમરાર્કચરિત્ર (પૃ. ૭૪).

ચ. પ્ર. (પૃ. પર)માં નીચે પ્રમાણે ૧૧૧ ગ્રંથોનો ઉલ્લેખ છે :—

૧. અનેકાંતજયપતાકા

૨. અષ્ટક

૩. નાણાયત્તક

૪. ન્યાયાવતારવૃત્તિ

૫. પંચલિંગી

૬. પંચવસ્તુક

૭. પંચસૂત્રક

૮. પંચાશત્

૯-૧૦૮. [1]૧૦૦ શતક

૧૦૯. શ્રાવકપ્રજ્ઞપ્તિ

૧૧૦. ષોડશક

૧૧૧. સમરાદિત્યચરિત્ર

ગણહરસદ્ધસયગ ઉપરની પદ્મમંદિરગણિએ વિ. સં. ૧૬૭૬માં રચેલી સંસ્કૃત ટીકામાં ૨૩ મૂળ ગ્રંથો અને ૧૫ વિવરણાત્મક કૃતિઓ એમ ૩૮નો ઉલ્લેખ છે. એના નામો હું અહીં અકારાદિ ક્રમે આપું છું :—

1 "સિ. જે. ગ્રં."મા પ્રબન્ધકોશના નામથી છપાયેલા પુસ્તક-(પૃ. ૨૧)મા પણ "૧૦૦ શતક"નો ઉલ્લેખ છે.

૧ અનુયોગદ્વારવૃત્તિ, ૨ અજ.પ., ૩ અજપવૃત્તિ, ૪ અનેકાંતવાદપ્રવેશક, ૫ અર્હચ્ચૂડામણિ, ૬ અષ્ટક, ૭ આવશ્યકવૃત્તિ, ૮ ઉપદેશપદ, ૯ ઓઘનિર્યુક્તિવૃત્તિ, ૧૦ કથાકોશ, ૧૧ ક્ષેત્રસમાસવૃત્તિ, ૧૨ ચૈત્યવંદનવૃત્તિ, ૧૩ જીવાભિગમવૃત્તિ, ૧૪ દર્શનસપ્તતિકા, ૧૫ દશવૈકાલિકબૃહદ્વૃત્તિ, ૧૬ દશવૈકાલિકલઘુવૃત્તિ, ૧૭ ધર્મબિન્દુ, ૧૮ ધર્મલાભસિદ્ધિ, ૧૯ નંદિવૃત્તિ, ૨૦ નાનાચિત્રક, ૨૧ પંચવસ્તુક, ૨૨ પંચસૂત્રક, ૨૩ પંચાશક, ૨૪ પરલોકસિદ્ધિ, ૨૫ પિંડનિર્યુક્તિવૃત્તિ, ૨૬ પ્રજ્ઞાપનોપાંગવૃત્તિ, ૨૭ બૃહન્મિથ્યાત્વમથન, ૨૮ યોગદૃષ્ટિસમુચ્ચય, ૨૯ યોગબિન્દુ, ૩૦ લોકતત્ત્વનિર્ણય, ૩૧ વિંશિકા, ૩૨ શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ૩૩ શાસ્ત્રવાર્તાસમુચ્ચયવૃત્તિ, ૩૪ ષોડશક, ૩૫ સંસ્કૃત ચૈત્યવંદનભાષ્ય, ૩૬ સંસ્કૃતાત્માનુશાસન, ૩૭ સંગ્રહણીવૃત્તિ અને ૩૮ સમરાદિત્યચરિત

કેટલાક આધુનિક લેખકોએ પણ હરિભદ્રસૂરિના ગ્રંથોની સૂચી આપી છે જેમકે મ કિ મહેતા, મ ન દોશી, પં હરગોવિંદદાસ, મુનિ (હાલ પં ) કલ્યાણવિજયજી, પં બેચરદાસ અને સ્વ મો દ દેશાઈ મે પણ અ.જ.પ. (ખડ ૧)ના અંગ્રેજી ઉપોદ્ઘાત (પૃ ૨૮-૨૯)-મા એક સૂચી આપી છે અને એને અગેના સુધારાવધારા ખડ ૨ના ઉપોદ્ઘાતમા દર્શાવ્યા છે આ ઉપરાંત **ષોડશકપ્રકરણ**ની 'પ્રસ્તાવના' (પૃ ૨૧-૨૭)મા મે એક સૂચી આપી થોડીક વિગતો પણ રજૂ કરી છે આધુનિક લેખકોમા સૌથી પ્રથમ સૂચી આપનાર મ કિ મહેતા હોવાથી અને એમની સૂચી મ ન દોશીએ **ધર્મબિન્દુ**ના અનુવાદની પ્રસ્તાવનામા આપેલી હોવાથી તેમ જ આ અનુવાદની સૂચીનો પં. હરગોવિંદદાસે અને કલ્યાણવિજયજીએ ઉપયોગ કર્યો હોવાથી એ સૂચી જેવી છે તેવી અહીં હું આપુ છુ, ફક્ત પહેલી ચોવીસ કૃતિઓમા જે સૌથી આગળ 'શ્રી' શબ્દ છે તે હું જતો કરું છુ —

(૧) દશવૈકાલિકલઘુવૃત્તિ, (૨) દશવૈકાલિકબૃહદ્વૃત્તિ, (૩) નંદી

સૂત્રલઘુવૃત્તિ, (૪) આવશ્યકસૂત્ર ઉપર શિષ્યહિતા ટીકા (બૃહદ્ વૃત્તિ), (૫) પ્રજ્ઞાપનાપ્રદેશવ્યાખ્યા (લઘુવૃત્તિ), (૬) જંબૂદ્વીપસંગ્રહણી, (૭) જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિટીકા, (૮) ચૈત્યવંદનવૃત્તિ, (૯) લલિતવિસ્તરા (ચૈત્યવંદનબૃહદ્વૃત્તિ), (૧૦) કર્પૂરાભિધસુભાષિતકાવ્ય, (૧૧) ધૂર્તાખ્યાન, (૧૨) મુનિપતિચરિત્ર, (૧૩) સમરાદિત્યચરિત્ર, (૧૪) પંચવસ્તુ, સ્વોપજ્ઞ વૃત્તિ, (૧૫) પંચસૂત્ર, સ્વોપજ્ઞ વૃત્તિ, (૧૬) અષ્ટક, (૧૭) ષોડશક, (૧૮) પંચાશક, (૧૯) શ્રાવકધર્મવિધિ, (૨૦) ધર્મબિન્દુ, (૨૧) યોગબિન્દુ, સ્વોપજ્ઞ વૃત્તિ, (૨૨) યોગદૃષ્ટિસમુચ્ચય, સ્વોપજ્ઞ વૃત્તિ, (૨૩) યોગવિંશતિ, (૨૪) ન્યાયપ્રવેશકસૂત્ર, સ્વોપજ્ઞ વૃત્તિ, (૨૫) ન્યાયાવતારવૃત્તિ, (૨૬) ન્યાયવિનિશ્ચય, (૨૭) ધર્મસંગ્રહણી, (૨૮) વેદબાહ્યતાનિરાકરણ, (૨૯) ષડ્દર્શનસમુચ્ચય, (૩૦) ષડ્દર્શની, (૩૧) અનેકાંતવાદપ્રવેશ, (૩૨) અનેકાંતજયપતાકા, સ્વોપજ્ઞ વૃત્તિ, (૩૩) લોકતત્ત્વનિર્ણય, (૩૪) ઉપદેશપદ, (૩૫) અનેકાંતપ્રઘટ્ટ, (૩૬) લઘુક્ષેત્રસમાસ, (૩૭) તત્ત્વાર્થલઘુવૃત્તિ, (૩૮) શાસ્ત્રવાર્તાસમુચ્ચય, સ્વોપજ્ઞ વૃત્તિ, (૩૯) જ્ઞાનાદિત્યપ્રકરણ, (૪૦) દર્શનસત્તરી (સમ્યક્ત્વસપ્તતિકા), (૪૧) દેવેન્દ્રનરકેન્દ્રપ્રકરણ, (૪૨) યતિદિનકૃત્ય, (૪૩) યોગશતક, (૪૪) લગ્નશુદ્ધિ, (૪૫) સર્વજ્ઞસિદ્ધિ, (૪૬) સંબોધપ્રકરણ, (૪૭) અનુયોગદ્વારસૂત્રલઘુવૃત્તિ, (૪૮) સંસારદાવાસ્તુતિ, (૪૯) વ્યવહારકલ્પ, (૫૦) પ્રતિષ્ઠાકલ્પ, (૫૧) દ્વિજવદનચપેટા, (૫૨) ક્ષમાવલ્લીબીજ, (૫૩) જ્ઞાનપંચકવિવરણ, (૫૪) વીરસ્તવ, (૫૫) શ્રાવકપ્રજ્ઞપ્તિટીકા, (૫૬) પ્રશમરતિટીકા, (૫૭) વીરાંગદકથા, (૫૮) કર્મસ્તવવૃત્તિ, (૫૯) લઘુસંગ્રહણી, (૬૦) જીવાભિગમલઘુવૃત્તિ અને (૬૧) મહાનિશીથ મૂળ (ઉદ્ધૃત)

અહીં જે કૃતિ ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ છે તેનો અંક ભિન્ન દર્શાવાયો નથી જેથી મૂળ લખાણ એ પ્રમાણે છે તે જાણી શકાય, એ ભિન્ન ગણીએ તો કૃતિની સંખ્યા ૬૮ (૬૧ + ૭)ની થાય

મ કિ મહેતાએ ઉપર પ્રમાણેની સૂચી આપ્યા બાદ ૩૮મી કૃતિનું **નાણાવૃત્ત**, ૪૨માનું **સાધુસામાચારી** અને ૪૪મું **લગ્નકુંડલિકા** નામાંતર હોય એમ લાગે છે એમ કહ્યું છે વિશેષમાં એમણે નીચે મુજબના નામોને **શ્રાવકધર્મવિધિના** પર્યાયો હોવાની સંભાવના કરી છે —

**(૧) શ્રાવકધર્મતંત્ર, (૨) શ્રાવકપ્રજ્ઞપ્તિ, (૩) શ્રાવકસામાચારી અને (૪) શ્રાવકધર્મપ્રકરણ.**

એમણે એ વાતનો પણ નિર્દેશ કર્યો છે કે મેં જે યાદી આપી છે તેમાંના કોઈ ગ્રંથના કર્તા અન્ય હરિભદ્રસૂરિ પણ હોય આવી રીતે અન્ય લેખકોએ પણ કેટલીક કૃતિને સંદિગ્ધ તેમ જ ભ્રાંત જણાવી છે એનો સમગ્ર ખ્યાલ આવે તે માટે હરિભદ્રસૂરિને નામે ખરી કે ખોટી રીતે ચડાવાયેલી કૃતિઓની સૂચી અકારાદિ ક્રમે હાલ તુરત તો અહીં આપું છું અને એમાં જે નામાંતર છે તે બાબતનું તેમ જ ભ્રાંત ઉલ્લેખોના નિરસનનું કાર્ય હું આગળ ઉપર હાથ ધરવાનું રાખું છું —

૧ અનુયોગદ્વાર(સૂત્ર)લઘુવૃત્તિ
૨ અનુયોગદ્વારવિવૃતિ
૩ અનેકાંતજયપતાકા
૪ અનેકાંતજયપતાકાવૃત્તિ
૫ અનેકાંતજયપતાકોદ્દ્યોતદીપિકા
૬ અનેકાંતપ્રઘટ્ટ
૭ અનેકાંતપ્રવેશ
૮ અનેકાંતવાદપ્રવેશ(ક)
૯ અનેકાંતસિદ્ધિ
૧૦ અર્હચ્ચૂડામણિ
૧૧ અર્હચ્છ્રીચૂડામણિ
૧૨ અષ્ટક(પ્રકરણ)
૧૩ આત્મસિદ્ધિ
૧૪ આત્માનુશાસન
૧૫ આવશ્યક(સૂત્ર)બૃહદ્વૃત્તિ
૧૬ આવશ્યક(સૂત્ર)લઘુવૃત્તિ
૧૭ આવશ્યકવૃત્તિ
૧૮ ઉપદેશપદ
૧૯ ઉપદેશપ્રકરણ

*૨૦ ઉવએસપય [ ઉપદેશપદ ]
૨૧ ઓઘનિર્યુક્તિવૃત્તિ
૨૨ કથાકોશ
૨૩ કર્પૂરકાવ્ય
૨૪ કર્મસ્તવવૃત્તિ
૨૫ કિતવકથાનકપંચક
૨૬ કુલક
૨૭ ક્ષમાવલ્લીબીજ
૨૮ ક્ષેત્રસમાસવૃત્તિ
૨૯ ચતુર્વિંશતિસ્તુતિ
૩૦ ચતુર્વિંશતિસ્તુતિટીકા
૩૧ ચૈત્યવંદનભાષ્ય (સં.)
૩૨ ચૈત્યવંદનવૃત્તિ (લલિતવિસ્તરા)
*૩૩ જઇદિણકિચ્ચ [યતિદિનકૃત્ય]
*૩૪ જંબુદ્દીવસંગહણી [જંબૂદ્વીપસંગ્રહણી]
૩૫ જંબૂ(બુ)દ્વીપપ્રજ્ઞપ્તિટીકા
૩૬ જંબૂ(બુ)દ્વીપસંગ્રહણી
*૩૭ જસહરચરિય [ યશોધરચરિત ]
*૩૮ જિણહરપડિમાથોત્ત [જિનગૃહપ્રતિમાસ્તોત્ર]
૩૯ જિનગૃહપ્રતિમાસ્તોત્ર
૪૦ જિનસ્તવ
૪૧ જીવા(જીવા)ભિગમ(સૂત્ર)-લઘુવૃત્તિ
*૪૨ જોગસયગ [ યોગશતક ]
૪૩ જ્ઞાનપંચકવિવરણ
૪૪ જ્ઞાનાદિત્ય(પ્રકરણ)
૪૫ ડુપડુપિકા
*૪૬ તત્તપયાસગ [તત્ત્વપ્રકાશક]
૪૭ તત્ત્વતરંગિણી
૪૮ તત્ત્વપ્રકાશક
૪૯ તત્ત્વાર્થ(સૂત્ર)લઘુવૃત્તિ (ડુપડુપિકા)
૫૦ ત્રિભંગીસાર
*૫૧ દંસણસત્તરિ [દર્શનસપ્તતિ]
*૫૨ દંસણસુદ્ધિ [દર્શનશુદ્ધિ]
*૫૩ દરિસણસત્તરિ [ દર્શનસપ્તતિ ]
૫૪ દર્શનશુદ્ધિ(પ્રકરણ)
૫૫ દર્શનસપ્તતિ(કા)

* આ ચિહ્નથી એ સૂચિત છે કે પ્રસ્તુત કૃતિ પાઇયમાં છે.

૫૬ દશવૈકાલિક(સૂત્ર)બૃહદ્-વૃત્તિ ( શિષ્યબોધિની )
૫૭ દશવૈકાલિક(સૂત્ર)લઘુવૃત્તિ
૫૮ દશવૈકાલિકાવચૂરિ
૫૯ દિક્પ્રદા ( શાસ્ત્રવાર્તા-સમુચ્ચયટીકા )
૬૦ દિનશુદ્ધિ
*૬૧ દેવિન્દનરઇન્દપયરણ [ દેવેન્દ્રનરેન્દ્રપ્રકરણ ]
૬૨ દેવેન્દ્રનરકે(રે)ન્દ્રપ્રકરણ
૬૩ દ્વિજવદનચપેટા (વેદાંકુશ)
*૬૪ ધમ્મસંગહણી [ ધર્મ-સંગ્રહણી ]
૬૫ ધર્મબિન્દુ
૬૬ ધર્મલાભસિદ્ધિ
૬૭ ધર્મસંગ્રહણી
૬૮ ધર્મસાર
૬૯ ધર્મસારટીકા
*૭૦ ધુત્તક્ખાણ [ધૂર્તાખ્યાન]
૭૧ ધૂર્તાખ્યાન
૭૨ ધ્યાનશતકવૃત્તિ
૭૩ નંદી( દિ)ટીકા
૭૪ નંદીસૂત્રલઘુવૃત્તિ (નંદ્ય-ધ્યયનવૃત્તિ)
*૭૫ નાણાઇત્ત [ જ્ઞાનાદિત્ય ]
*૭૬ નાણાચિત્તપયરણ [ નાના-ચિત્રપ્રકરણ ]
*૭૭ નાણપંચગવક્ખાણ [ જ્ઞાનપંચકવ્યાખ્યાન ]
*૭૮ નાણાયત્તક [ ?જ્ઞાનપત્રક]
૭૯ નાનાચિત્રક
૮૦ નાનાચિત્રપ્રકરણ
૮૧ નૃતત્ત્વનિગમ ( લોકતત્ત્વ-નિર્ણય )
૮૨ ન્યાયપ્રવેશકવ્યાખ્યા ( શિષ્યહિતા )
૮૩ ન્યાયવિનિશ્ચય
૮૪ ન્યાયામૃતતરંગિણી
૮૫ ન્યાયાવતારવૃત્તિ
*૮૬ પંચઠાણગ [પંચસ્થાનક]
*૮૭ પંચનિયંઠી [ પંચનિ-ર્ગ્રન્થી ]
૮૮ પંચનિર્ગ્રન્થી
૮૯ પંચલિંગી
*૯૦ પંચવત્થુગ [ પંચવસ્તુક ]
૯૧ પંચવસ્તુક
૯૨ પંચવસ્તુકટીકા
૯૩ પંચસંગહ

૯૪ પંચસૂત્રક

૯૫ પંચસૂત્રકવ્યાખ્યા

૯૬ પંચસ્થાનક

૯૭ પંચાશક

૯૮ પંચાશત્

*૯૯ પંચાસગ [ પંચાશક ]

૧૦૦ પરલોકસિદ્ધિ

૧૦૧ પિંડનિર્યુક્તિવૃત્તિ

૧૦૨ પ્રજ્ઞાપના( સૂત્ર )પ્રદેશ-વ્યાખ્યા

૧૦૩ પ્રજ્ઞાપનોપાંગવૃત્તિ

૧૦૪ પ્રતિષ્ઠાકલ્પ

૧૦૫ પ્રદેશટીકા ( જીવાભિગમ-વૃત્તિ )

૧૦૬ પ્રદેશવ્યાખ્યા ( પ્રજ્ઞાપના-વૃત્તિ )

૧૦૭ પ્રશમરતિટીકા

૧૦૮ બૃહન્મિથ્યાત્વમ(મં)થન

૧૦૯ બોટિકપ્રતિષેધ

૧૧૦ ભાવનાસિદ્ધિ

૧૧૧ ભાવાર્થમાત્રાવેદિની

*૧૧૨ મુણિવઇચરિય [મુનિપતિ-ચરિત ]

૧૧૩ મુનિપતિચરિત(ત્ર)

૧૧૪ યતિદિનકૃત્ય

૧૧૫ યશોધરચરિત( ત્ર )

૧૧૬ યોગદૃષ્ટિસમુચ્ચય

૧૧૭ યોગદૃષ્ટિસમુચ્ચયવૃત્તિ

૧૧૮ યોગબિન્દુ

૧૧૯ યોગબિન્દુટીકા

૧૨૦ યોગવિંશતિ

૧૨૧ યોગશતક

૧૨૨ લગ્નકુંડલિયા [ લગ્નકુંડ-લિકા ]

*૧૨૩ લગ્ગસુદ્ધિ [ લગ્નશુદ્ધિ ]

૧૨૪ લગ્નકુંડલિકા

૧૨૫ લગ્નશુદ્ધિ

૧૨૬ લઘુક્ષેત્રસમાસ

૧૨૭ લઘુસંગ્રહણી

૧૨૮ લલિતવિસ્તરા

૧૨૯ લોકતત્ત્વનિર્ણય ( નૃતત્ત્વ-નિગમ )

૧૩૦ લોકબિન્દુ

૧૩૧ વર્ગકેવલિવૃત્તિ

૧૩૨ વિંશતિવિંશિકા

૧૩૩ વિંશિકા

*૧૩૪ વિમાણનરયઇંદ [ વિમાન-નરેન્દ્ર ]

૧૩૫ વિમાનનરેન્દ્ર

१३६ वि ेपावश्यकभाष्यवृत्ति
*१३७ वीरत्थय [ वीरस्तव ]
१३८ वीरस्तव
१३९ वीरांगदकथा
*१४० वीसवीसिया [ विंशति विंशिका ]
१४१ वेदबाह्यतानिराकरण
१४२ व्यवहारकल्प
१४३ शतशतक
१४४ शाश्वतजिनस्तव
१४५ शास्त्रवार्तासमुच्चय
१४६ शास्त्रवार्तासमुच्चयटीका
१४७ शिष्यबोधिनी ( दशवैकालिकटीका )
१४८ शिष्यहिता
१४९ श्रावकधर्मतंत्र
१५० श्रावकधर्मप्रकरण
१५१ श्रावकधर्मविधिप्रकरण
१५२ श्रावकधर्मसमास
१५३ श्रावकधर्मसमासवृत्ति
१५४ श्रावकप्रज्ञप्ति
१५५ श्रावकप्रज्ञप्तिटीका
१५६ श्रावकसामाचारी
१५७ षड्दर्शनसमुच्चय
१५८ षड्दर्शनी
१५९ षोडशक( प्रकरण )
१६० संसारदावा( नल )स्तुति
१६१ संस्कृतचैत्यवंदनभाष्य
१६२ संस्कृतात्मानुशासन
१६३ संकितप( प )चासि (?)
१६४ संग्रहणीवृत्ति
*१६५ समराइच्चचरिय [समरादित्यचरित ]
१६६ समरादित्यकथा( चरित्र )
१६७ समरार्कचरित्र
१६८ संपचासित्तरि [?]
१६९ संबोधप्रकरण
१७० संबोधसप्तति
*१७१ संबोधसित्तरि( री ) [ संबोधसप्तति ]
*१७२ संबोहपयरण [ संबोधप्रकरण ]
*१७३ सम्मत्तसत्तरि [ सम्यक्त्व सप्तति ]
१७४ सम्यक्त्वसप्तति(का)
१७५ सर्वज्ञसिद्धि
१७६ सर्वज्ञसिद्धिटीका

૧૭૭ સાધુપ્રવચનસારપ્રકરણ
૧૭૮ સાધુસામાચારી
*૧૭૯ સાવગધમ્મવિહિપયરણ [શ્રાવકધર્મવિધિપ્રકરણ]
*૧૮૦ સાવગધમ્મસમાસ [શ્રાવકધર્મસમાસ]
*૧૮૧ સાસયજિણથય [શાશ્વતજિનસ્તવ]
૧૮૨ સ્તવ
૧૮૩ સ્યાદ્વાદકુચોદ્યપરિહાર
૧૮૪ હિંસાષ્ટક
૧૮૫ હિંસાષ્ટકાવચૂરિ

અહીં જે નામો મેં આપ્યાં છે તે દરેક ભિન્ન ભિન્ન કૃતિનું જ છે એમ નથી. કેટલીક કૃતિનાં એક કરતાં વધારે નામ છે.

જે કેટલીક કૃતિઓ જ. મ.માં છે એ એ નામે તેમ જ એના સંસ્કૃત નામે પણ નોંધાઈ છે. આ સંસ્કૃત નામ મેં જ. મ. નામની સાથે સાથે કૌંસમાં આપવા ઉપરાંત જુદું પણ આપ્યું છે. જ. મ.માં કૃતિ છે એ દર્શાવવા મેં એ નામ આગળ ' ફૂદડી ' જેવું ચિહ્ન રાખ્યું છે.

કેટલાંક નામોમાં નહિ જેવો ફરક છે તે મેં કૌંસ દ્વારા દર્શાવ્યો છે અને એ જ નામાંતરને મેં અલગ સ્થાન આપ્યું નથી.

કેટલાક આગમોનાં નામના અંતમાં ' સૂત્ર ' શબ્દ કોઈ કોઈ તરફથી વપરાયો છે. એ વાત મેં કૌંસ દ્વારા રજૂ કરી છે.

કેટલાંક નામને અંતે ' પ્રકરણ ' શબ્દનો પ્રયોગ કેટલાકે કર્યો છે. એનું મેં કૌંસ દ્વારા સૂચન કર્યું છે.

ટીકા, વૃત્તિ, વિવરણ, વ્યાખ્યા ઇત્યાદિ એકબીજાના પર્યાય છે એથી એથી યુક્ત નામો ભિન્ન ભિન્ન મેં ગણાવ્યાં નથી.

કોઈ કોઈ નામો અશુદ્ધ છે, પણ એ સુધારી શકાયાં નથી. કોઈક નામ તો તદ્દન ખોટું છે. દા. ત. **ક્ષમાવલ્લીબીજ.** એ નામની કોઈ જ કૃતિ નથી, છતાં એ પણ મેં નોંધ્યું છે જેથી આગળ ઉપર એનું નિરસન થઈ શકે.

**હારિભદ્રીય કૃતિઓનો અંક યાને એની મુદ્રા—**યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત હરિભદ્રસૂરિએ પોતાની કેટલીક કૃતિના અંતમાં 'વિરહ' શબ્દ અને કેટલીકના અંતમાં 'ભવ-વિરહ'નો પ્રયોગ કર્યો છે. [1]યોગબિન્દુની સ્વોપજ્ઞ ગણાતી વૃત્તિના અંતમાં નીચે મુજબ ઉલ્લેખ છે :—

"विरह इति च भगवत श्रीहरिभद्रसूरे स्वप्रकरणाङ्कप्रयोतक इति"

[2]શાસ્ત્રવાર્તાસમુચ્ચયની દિક્પ્રદા નામની સ્વોપજ્ઞ ટીકાના અંતમાં એ મતલબનો ઉલ્લેખ છે કે આથી કરીને ગ્રન્થકારે 'ભવવિરહ' પ્રત્યે અત્યંત અનુરાગ, સર્વનું કલ્યાણ અને 'અસત્યામૃષા' ભાષાના વિષયનું જાણપણું કહ્યાં. આ ઉપરથી 'ભવવિરહ' એમની કેટલીક કૃતિના અંતમાં જોવાય છે તેનું કારણ સમજાય છે

હરિભદ્રસૂરિની નીચે મુજબની કૃતિઓ [3]'વિરહ' અંક યાને મુદ્રાથી અંકિત છે :—

**અષ્ટક**, અષ્ટક-પ્રકરણ, ઉવએસપય, ધમ્મસંગહણી, ધર્મબિન્દુ, પંચવત્થુગની ટીકા, પંચાસગ, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગબિન્દુ, લલિત-

---

૧ સ્વોપજ્ઞ ગણાતી વૃત્તિ સહિત આનું સંપાદન ડૉ. લુઈગિ સુઆલિએ કર્યું છે અને એ "જૈ ધ પ્ર સ" તરફથી ઇ સ ૧૯૧૧માં છપાયું છે

૨ આ મૂળ કૃતિ દિક્પ્રદા સહિત "વિજયદેવસૂરસંઘ સંસ્થા ગોડીજી જૈન ઉપાશ્રય" મુંબઈ તરફથી ઈ સ ૧૯૨૯માં છપાવા૦ છે

૩ 'વિરહ'થી અંકિત કૃતિઓને લગતા પ્રસ્તુત ઉલ્લેખો મુનિ (હાલ પં ) કલ્યાણવિજયજીએ **ધમ્મસંગહણી** (ભા ૨)ના 'પરિચય' (પૃ ૧૯આ–૨૧આ )માં આપ્યા છે આ પૂર્વે પ્રો હરગોવિંદદાસે પણ હરિભદ્ર-**સૂરિચરિત્ર** (પૃ ૩૧–૩૨)માં આ જાતના ઉલ્લેખો નોંધ્યા છે

વિસ્તગ, પ્વીગ્ત્થગ, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષોડશક, સંસારદાવાનલ-સ્તુતિ અને સંબોહપયરણ

પ્ર. ચ. ( પૃ ૭૪, શ્લો. ૨૦૬ ) પ્રમાણે તો હરિભદ્રસૂરિની તમામ કૃતિઓ ' વિરહ ' પદથી અંકિત છે, અને એ ' વિરહ 'થી અંકિત કરવાનું કારણ અતિશય હૃદયાભિરામ બે શિષ્યોનો વિરહ છે ' વિરહ ' પદ સરળતાથી–અર્થની ખેંચતાણ કર્યા વિના જ્યાં આપી શકાયું–ભવ, દુઃખ કે પાપ સાથે જોડી શકાયુ ત્યાં હરિભદ્રસૂરિએ આપ્યું એથી અથવા તો વિરહવાળી પંક્તિ કે પદ્ય લુપ્ત થયેલ હોવાથી સર્વ કૃતિમા નથી એમ કલ્પના કરાય છે

## સ્વતંત્ર કૃતિઓ અને સ્વોપજ્ઞ વિવરણો

### (૩-૫) [2]અનેકાન્તજયપતાકા અને એની સ્વોપજ્ઞ વ્યાખ્યા

હરિભદ્રસૂરિએ પોતાની તમામ કૃતિના નામ પાડ્યા નથી. કેટલીકના નામ તો એમની એ કૃતિના ટીકાકારે અને કેટલીકના એમની કૃતિનો ઉલ્લેખ કરનારે યોજ્યા છે સદ્ભાગ્યે પ્રસ્તુત કૃતિનુ નામ ગ્રંથકારે

---

૧ આ કૃતિ હરિભદ્રસૂરિની જ છે એમ માનવા માટે સબળ આધાર જાણવો બાકી રહે છે

૨ શેઠ મનસુખભાઈ ભગુભાઈ (અમદાવાદ) તરફથી કેવળ મૂળ છપાવાયું છે મૂળ કૃતિના પ્રથમ ત્રણ અધિકારો અને ચોથાનો થોડોક ભાગ સ્વોપજ્ઞ વ્યાખ્યા સહિત "ય જૈ. ગ્ર " તરફથી વીરસંવત ૨૪૩૬થી ૨૪૩૮મા પ્રકાશિત થયા છે મૂળ એની સંપૂર્ણ સ્વોપજ્ઞ વ્યાખ્યા તેમ જ એના ઉપરના મુનિચન્દ્રસૂરિકૃત વિવરણ સહિત બે ખંડમા "ગા. પૌ ગ્ર."મા અનુક્રમે ઈ સ ૧૯૪૦ અને ઈ સ ૧૯૪૭મા છપાયુ છે પ્રથમ ખંડમા ચાર અધિકાર છે અને દ્વિતીય ખંડમા બાકીના બે અધિકારો છે આ બંને ખંડનુ સંપાદન મે કર્યું છે પ્રથમ ખંડમા મારો અંગ્રેજીમા લખાયેલો ઉપોદ્ઘાત છપાયો છે દ્વિતીય ખંડમા મારા વિસ્તૃત ( પૃ ૯-૧૨૮ ) અંગ્રેજી ઉપોદ્ઘાતની સાથે સાથે મારા અંગ્રેજી ટિપ્પણોને પણ સ્થાન અપાયુ છે

જાતે દર્શાવ્યું છે[1] એટલું જ નહિ પણ એને 'પ્રકરણ' તરીકે નિર્દેશ્યું છે આ પ્રકરણ સંસ્કૃતમાં મુખ્યતના ગદ્યમાં રચાયું છે પ્રારંભમાં દસ પદ્યો છે અને અંતમાં પણ દસ પદ્યો છે હરિભદ્રસૂરિની જે કેટલીક કૃતિઓ 'વિરહ' અંકથી અંકિત છે તેમાંની એક તે આ અ.જ.પ. છે એમની કેટલીક કૃતિઓના નામના અંતમાં સમાન શબ્દ છે, જ્યારે આ કૃતિ એ રીતે અજોડ છે, કેમકે 'પતાકા' અંતવાળી એમની બીજી કોઈ કૃતિ નથી એમની પૂર્વેની કોઈ કૃતિના નામના અંતમાં 'પતાકા' શબ્દ હોય-પછી તે બૌદ્ધ કૃતિ કાં ન હોય તો એ વાત જાણવામાં નથી

આ કૃતિ એના અષ્ટક-પ્રકરણ આદિની પેઠે પરિમાણસૂચક નથી, એમાં વિષયને વ્યક્ત કરે એવું એનું નામ છે એમાં જૈન દર્શનનો-ન્યાયનો અતિમહત્ત્વનો વિષય નામે 'અનેકાન્તવાદ' યાને 'સ્યાદ્વાદ'નું નિરૂપણ છે હરિભદ્રસૂરિના સમયમાં આ જૈનોના મૂળભૂત સિદ્ધાન્તની કેટલાક બૌદ્ધો વગેરે તરફથી ખોટી રીતે આક્ષેપો દ્વારા ઠેકડી થતી હતી અને એ બૌદ્ધ આદિની તર્કજાળમાં ભોળા જનો સપડાતા હતા તેમના રક્ષણાર્થે અઘટિત આક્ષેપોના પ્રતિકારરૂપે આ અનુપમ કૃતિ હરિભદ્રસૂરિએ રચી છે આ કૃતિની રચના જૈન ન્યાયના કેટલાક અભ્યાસીઓને [2]દુર્ગમ જણાય છે

ધર્મકીર્તિકૃત [3]પ્રમાણવાર્તિક ઉપર મનોરથનન્દિકૃત મનો

---

૧ જુઓ દસમું પદ્ય

૨ વિચારો ગુર્વાવલીનું નિમ્નલિખિત ૬૮મું પદ્ય —

"हरिभद्रसूरिरचिता श्रीमदनेकान्तजयपताकाद्या ।
ग्रथनगा विबुधानामप्यधुना दुर्गमा येऽत्र ॥ ६८ ॥"

૩ આને કેટલીક વાર 'વાર્તિક' તરીકે ઓળખાવાય છે દા ત જુઓ અ.જ.પ. (ખંડ ૧ પૃ ૧૦૫ પંક્તિ ૨૧) એમાં ૧૪૫૨કે કારિકાઓ છે એ ચાર વિભાગમાં વિભક્ત કરાયું છે

રથનન્દિની નામની સસ્કૃતમા [1]ટીકા છે આનો અભ્યાસ કર્યા બાદ આ કૃતિ (અ.જ.પ.)નુ પાન કરાય તો એ સુગમ થઈ પડશે વળી આ કૃતિના અભ્યાસના પ્રવેશદ્વારની ગરજ સારે એવી એક અન્ય કૃતિ પણ હરિભદ્રસૂરિએ રચી છે એનુ નામ [2]**અનેકાન્તવાદપ્રવેશ** છે અને એ નામ પણ આ અર્થનુ દ્યોતન કરે છે

અનેકાન્તવાદ ઉપર અવારનવાર ખૂબ જ પ્રહાર થતા હશે એમ લાગે છે, નહિ તો આ આચાર્યવર્ય એને અગે [3]ચચ્ચાર સ્વતન્ત્ર કૃતિઓ રચે ખરા ? દુર્ભાગ્યે આ ચારે કૃતિઓ આજે મળતી નથી

---

આ **પ્રમાણવાર્તિક** એ **પ્રમાણસમુચ્ચય** ઉપરની ટીકા છે એમા છ અધિકારને બદલે પહેલા ત્રણ જ અધિકારોનુ વિવરણ છે વળી એની સ્વોપજ્ઞ વૃત્તિને પણ **અ.જ.પ.** (ખડ ૧, પૃ ૨૦૦ અને ખડ ૨ પૃ ૫, ૧૬૨ અને ૨૧૮)મા 'વાર્તિક' કહેલ છે

આ **પ્રમાણવાર્તિકનુ** સપાદન રાહુલ **સાંકૃત્યાયને** કર્યુ છે આ વાર્તિક **મનોરથનન્દિની** સહિત JBORSમા નીચે મુજબ આઠ હપ્તે છપાવાયુ છે —

Vol XXIV, pt 3 & pt 4 Vol XXV, pt 1, pt 2 & pts 3 4 Vol XXVI pt 1 pt 2 & pt 3

અન્ય વિવરણાદિ માટે જુઓ **અ.જ.પ.** (ખડ ૨, પૃ ૨૮૯)

૧ આ ટીકા **અ.જ.પ.** અને ખાસ કરીને એની સ્વોપજ્ઞ વ્યાખ્યા સમજવામા ઘણી સહાયક થઈ પડે તેમ છે

૨ આ કૃતિ ટિપ્પણ સહિત "હેમચન્દ્રાચાર્ય ગ્રથાવલી મા ઈ સ ૧૯૧૯મા પ્રકાશિત કરાઈ છે

૩ આથી નીચે મુજબની કૃતિઓ અભિપ્રેત છે —

**અ જ.પ., અનેકાન્તવાદપ્રવેશ, અનેકાન્તસિદ્ધિ** અને **સ્યાદ્વાદકુચોદ્યપરિહાર.**

**અનેકાન્તસિદ્ધિ** અને **સ્યાદ્વાદકુચોદ્યપરિહાર** એ બે કૃતિઓના દર્શનથી આપણે આજે વંચિત છીએ; તેમ છતા, નહિ બહુ નાની[1] કે નહિ બહુ મોટી એવી **અ.જ.પ.** નામની આ કૃતિ એવી સબળ છે કે એકલી એ દ્વારા પણ આપણે અનેકાન્તવાદનો ધ્વજ ફરકાવી એને સદા ઊડતો રાખી શકીએ તેમ છીએ.

**અધિકારો—અ.જ.પ.** ૭ [2]અધિકારોમા વિભક્ત છે આ ૭ના વિશિષ્ટ નામો ગ્રંથકાર તરફથી દર્શાવાયા નથી. ફક્ત બેના જ નામ એમણે સ્વોપજ્ઞ વ્યાખ્યામા આપ્યા છે. પ્રથમ અધિકારનું નામ 'સદસદ્રૂપવસ્તુવક્તવ્યતા' છે અને બીજા અધિકારનું નામ 'નિત્યાનિત્યવસ્તુ' છે એમ પહેલા અને બીજા અધિકારની સ્વોપજ્ઞ વ્યાખ્યાની પુષ્પિકા જોતા જણાય છે ત્રીજા અધિકારનું નામ 'સામાન્ય-વિશેષ-વાદ', ચોથાનું 'અભિલાપ્યાનભિલાપ્ય', પાચમાનું [4]'યોગાચારમતવાદ' અને છઠ્ઠાનું મુક્તિવાદ' છે એમ મુનિચન્દ્રસૂરિકૃત આ વ્યાખ્યાના ટિપ્પણકની તે તે અધિકારની પુષ્પિકાના અનુક્રમે ખંડ ૧ના પૃ. ૩૧૬ અને ૪૦૩ અને ખંડ ૨ના પૃ. ૧૧૩ ને ૨૩૮ જોતા જણાય છે.

**પ્રતિપાદ્ય વિષયનું સૂચન**—કેટલાક ગ્રથકારો પોતાની કૃતિમા

---

૧ જૈન ગ્રંથાવલી (પૃ. ૭૧) પ્રમાણે અ.જ.પ.નો ગ્રંથાગ્ર ૩૫૦૦ શ્લોક જેવડો છે

૨ આ શબ્દ ગ્રથકારે સ્વોપજ્ઞ વ્યાખ્યા (ખંડ ૧, પૃ. ૬૬ અને ૧૩૪)મા વાપર્યો છે

૩ જો 'યોગાચાર'મતવાદ અને મુક્તિવાદ બન્નેને એક અધિકાર ગણીએ તો પાચ થાય.

૪ અ.જ.પ. જેવા તર્કગ્રથોમા એક તૃતીયાશ જેટલી બૌદ્ધ ચર્ચા આવે છે. એ ઉપરથી હરિભદ્રસૂરિનો 'બૌદ્ધ' દર્શનનો કેવો અને કેટલો તલસ્પર્શી અભ્યાસ હશે તેનો ખ્યાલ આવે છે

ઇષ્ટ દેવતાને માટે એવા વિશેષણો વાપરે છે કે જેથી પ્રતિપાદ્ય વિષયનું સૂચન થાય. હરિભદ્રસૂરિએ આવી પ્રથા અપનાવી છે એમ એની કેટલીક કૃતિઓનો પ્રારંભ જોતા જણાય છે. દા. ત. અ.જ.પ.મા સદ્‌ભૂતવસ્તુવાદી એવું વિશેષણ એમણે એમના ઇષ્ટ દેવ શ્રમણ ભગવાન મહાવીરસ્વામી માટે વાપર્યું છે. એવી રીતે યોગને અંગેના ગ્રંથો પૈકી યોગદૃષ્ટિસમુચ્ચયમા अयोगं અને योगिगम्यं અને યોગબિન્દુમાં योगीन्द्रवन्दित, ષડ્‌દર્શનસમુચ્ચયમા सद्दर्शन અને સર્વજ્ઞસિદ્ધિમા अखिलार्थज्ञतास्पष्टमूर्ति વિશેષણો એમણે યોજ્યા છે.

**વિષય**—મંગળાચરણરૂપ પ્રથમ પદ્યથી વિભૂષિત પ્રથમ અધિકાર (પૃ. ૧૧–૩૫)મા સમગ્ર પૂર્વ પક્ષ રજૂ કરાયો છે. અનેકાન્તવાદની વિવિધ બાબતોને ઉદ્દેશીને અને એથી તો એની પછીના લગભગ બધા અધિકારો નિરસનનું જ કાર્ય કરે છે. પ્રથમ અધિકારમા મુખ્ય પાચ બાબતોનો નિર્દેશ છે, અને એ દરેક એકેક અધિકારના નિરૂપણનો વિષય બને છે. પહેલી બાબત એના નિરસનપૂર્વક પ્રથમ અધિકારમા ચર્ચાઈ છે મેં પ્રકાશનની અનુકૂળતાને લક્ષીને આ કૃતિ બે ખંડમા વિભક્ત કરી છે. પ્રથમ ખંડગત સ્વોપજ્ઞ વ્યાખ્યામા કેટલીક પ્રાસંગિક હકીકતો અપાઈ છે. જેમકે પ્રથમ ખંડમા અવગ્રહ (પૃ. ૧૭૫ ઇ.), પ્રત્યક્ષ અને નિર્વિકલ્પકત્વનુ સ્વરૂપ (પૃ. ૨૨૯ ઇ.), સમવાયનુ નિરસન (પૃ ૯૩–૯૪) અને સ્ફોટનો ઘટસ્ફોટ (પૃ. ૩૯૧ ઇ.). અપોહનો વિષય (પૃ. ૩૩૮ ઇ.)મા આલેખાયો છે. છેલ્લા અધિકારમા 'તપ' સબધી જૈન વક્તવ્ય રજૂ કરાયુ છે. દેહદમન એ કઈ જૈન તપનુ ધ્યેય નથી ઇન્દ્રિયો અને મનની સ્વાભાવિક પ્રવૃત્તિઓ (વ્યાપારો) રૂડી રીતે ચાલતી હોય તેને હરકત ન પહોચે એવી રીતે તપશ્ચર્યા કરવી એમ સ્પષ્ટપણે કહેવાયુ છે શુભ ભાવનાઓ પણ તપશ્ચર્યાનો એક પ્રકાર છે[1] એમ કહી બીજા ખડ (પૃ. ૨૧૮–૨૧૯)મા એનુ સ્વરૂપ વિચારાયુ છે.

---

૧. જુઓ. અ.જ.પ. (ખડ ૨, પૃ ૨૮–૨૯)

મૂળ—અ.જ.પ.ની રચના કયા ગ્રંથને આધારે થઈ છે તે બાબત વિષે હરિભદ્રસૂરિએ કે મુનિચન્દ્રસૂરિએ કશું કહ્યું નથી. એકાન્તવાદના નિરસનરૂપે હરિભદ્રસૂરિની પૂર્વે થયેલા વિબુધવરોએ કૃતિઓ રચી છે એમ હરિભદ્રસૂરિ જાતે કહે છે અને વાત ખરી છે, કેમકે આ વિષય તો કંઈ નહિ તો છેક મહાવીરસ્વામીના સમયથી ચર્ચાતો આવ્યો છે. તેમ છતાં સિદ્ધસેન દિવાકરકૃત સમ્મતિપયરણનો ત્રીજો—છેલ્લો કંડ (કાંડ) અ.જ.પ.ની રચનાના મૂળરૂપ હોય એમ લાગે છે.

**પ્રણેતા**—અંતમાં અપાયેલી પુષ્પિકા પ્રમાણે **અ.જ.પ.** એ શ્વેત ભિક્ષુ હરિભદ્રાચાર્યની કૃતિ છે. **આવસ્સયની** લઘુવૃત્તિની પુષ્પિકા પણ આની પેઠે પ્રણેતાનું નામ પૂરું પાડે છે. **શા.વા.સ.**ના ઉપાન્ત્ય (૬૯૮મા) પદ્યમાં કર્તાએ પોતાનું નામ આપ્યું છે.

**શૈલી**—**અ.જ.પ.** અને એની સ્વોપજ્ઞ વ્યાખ્યા સરળ સંસ્કૃત ભાષામાં વૈયાકરણને શોભે એમ સંક્ષેપમાં રચાઈ છે. વિચારસરણી સ્પષ્ટ અને તર્કબદ્ધ છે. કેટલીક વાર હેતુઓની શૃંખલા નજર પડે છે. વિષયને વિશદ બનાવવા માટે ઉદાહરણો અપાયાં છે અને ન્યાયોનો નિર્દેશ કરાયો છે. આમ ન્યાયો વાપરનાર જૈન ગ્રંથકારોમાં એઓ સૌથી પ્રથમ હોય એમ લાગે છે. પ્રસંગોના ઉત્થાન તેમ જ પૂર્ણાહુતિની સમાનતાને લઈને કેટલીક વાર સમાન શબ્દ—ગુચ્છોનો પ્રયોગ કરાયો છે. પ્રારંભમાં ને અંતમાં પદ્યો છે તેમ કોઈ કોઈ વાર વચ્ચે પણ છે, પરંતુ મોટે ભાગે એ અવતરણરૂપ છે.

ઉલ્લેખ—**સિદ્ધહેમચન્દ્ર** (૭–૨–૮૭)ની સ્વોપજ્ઞ બૃહદ્વૃત્તિ (પૃ ૧૫૭)માં "साध्वी खल्वनेकान्तजयपताकाया वृत्तिराचार्यहरिभद्रस्या चार्यहरिभद्रेण वा" એવો ઉલ્લેખ છે.

વ્યાખ્યા ઇત્યાદિ—અ.જ.પ. ઉપર હરિભદ્રસૂરિએ જે સંસ્કૃતમાં વ્યાખ્યા રચી છે તેને અનેકાન્તજયપતાકોદ્દ્યોતદીપિકા

તરીકે એ ઉપરના મુનિચન્દ્રસૂરિકૃત વિવરણની-વૃત્તિટિપ્પણકની પુષ્પિકામાં ઓળખાવાઈ છે.[1] ૮૨૫૦ શ્લોક જેવડી આ વ્યાખ્યામાં વચ્ચેવચ્ચે કેટલીક વાર પદ્યો છે અને એ તો મોટે ભાગે અવતરણો છે એટલે એકંદર રીતે વિચારતાં આ વ્યાખ્યા મુખ્યતયા ગદ્યમાં છે. આ વ્યાખ્યા મૂળને વિશદ બનાવે છે. એમાં [2]કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ દર્શાવાઈ છે. વ્યાખ્યામાં ડોંગર, દિક્કરિકા અને લોટ્ટક એવા 'દેસિય' (દેશ્ય) શબ્દો છે.[3]

ગ્રંથકારે આ વ્યાખ્યામાં મૂળ કૃતિને [4]'સૂત્ર' તરીકે અને એના પ્રણેતાને-પોતાને [5]'આચાર્ય' તરીકે ઓળખાવેલ છે.

**પ્રયોજનાદિત્રય**—અ.જ.પ.ની સ્વોપજ્ઞ [6]વ્યાખ્યામાં 'આદિ વાક્ય'થી [7]પ્રયોજન, અભિધેય અને સંબંધનું પ્રતિપાદન કરાયું છે. આ પ્રથા હરિભદ્રસૂરિએ **તત્ત્વાર્થસૂત્ર**ની ટીકા (પૃ. ૧૧)માં, **યોગદૃષ્ટિસમુચ્ચય** (શ્લો. ૧)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં તેમ જ **શા.વા.સ.** (કા. ૧)માં પણ અપનાવી છે. [8]વાચસ્પતિ, [9]અનંતવીર્ય, [10]પ્રભાચન્દ્ર અને વાદી [11]દેવસૂરિને આ મત માન્ય છે.

---

૧ જુઓ અ.જ.પ. (ખંડ ૨, પૃ. ૨૩૮).

૨ એજન (ખંડ ૨)નો ઉપોદ્ઘાત (પૃ. ૨૦).

૩ જુઓ ઉપર્યુક્ત ઉપોદ્ઘાત (પૃ. ૨૧).

૪ જુઓ અ.જ.પ. (ખંડ ૧, પૃ. ૧૬૩).

૫ એજન (ખંડ ૧, પૃ. ૨ અને ખંડ ૨, પૃ. ૨૬ તથા ૯૮).

૬ અ.જ.પ. (ખંડ ૧, પૃ. ૩)માં 'प्रयोजनादि' ઉલ્લેખ છે.

૭ જુઓ અ.જ.પ. (ખંડ ૨, પૃ. ૨૪૭)માનું મારું અંગ્રેજી ટિપ્પણ.

૮-૧૧ આ સંબંધમા જુઓ એ પ્રત્યેક ગ્રંથકારની તે તે કૃતિ.

અતિદેશ—અ.જ.પ.ની સ્વોપજ્ઞ વ્યાખ્યામા [1]અનેકાન્તસિદ્ધિ, [2]આત્મસિદ્ધિ, [3]સર્વજ્ઞસિદ્ધિ અને એની [4]ટીકા તેમ જ [5]સ્યાદ્વાદકુચોદ્યપરિહારનો નિર્દેશ છે સર્વજ્ઞસિદ્ધિમા ભાવનાસિદ્ધિનો નિર્દેશ છે એ હિસાબે આ તમામ અતિદિષ્ટ કૃતિઓ કરતા આ વ્યાખ્યા પછીથી રચાઈ છે એમ અનુમનાય લલિતવિસ્તરા (પત્ર ૭૫અ)મા 'અન્યત્ર' દ્વારા અ.જ.પ.નુ સૂચન છે એમ એની પંજિકામા મુનિચન્દ્રસૂરિએ કહ્યુ છે

**વિવરણ યાને વૃત્તિ-ટિપ્પણક**—અ.જ.પ. અને એની સ્વોપજ્ઞ વ્યાખ્યાને ઉદ્દેશીને વાદી દેવસૂરિના ગુરુ મુનિચન્દ્રસૂરિએ સંસ્કૃતમા બે હજાર શ્લોક જેવડુ વિવરણ યાને વૃત્તિ-ટિપ્પણક રચ્યુ છે આ ટિપ્પણક એટલે કંઈ વ્યાખ્યાના દરેક અંશનુ વિશદીકરણ એમ નહિ, એ તો વ્યાખ્યાના ઘણાખરા દુર્બોધ સ્થળો ઉપર પ્રકાશ પાડે છે, કેમકે કેટલીક વાર ટિપ્પણકકાર સંપ્રદાયનો અભાવ હોવાથી સ્પષ્ટીકરણ શક્ય નથી એમ કહે છે

ટિપ્પણકમા કેટલાક ન્યાયોનો પણ નિર્દેશ છે [6]એમા 'દાસી-ગર્દભ' ન્યાયનો જે ઉલ્લેખ છે તે નોંધપાત્ર છે ટિપ્પણકમા મૂળ લેખકને [7]સૂત્રકાર અને વ્યાખ્યાને [8]વૃત્તિ કહેલ છે આને લઈને

---

૧ જુઓ અ.જ.પ. (ખંડ ૧, પૃ ૨૬૩)
૨ એજન (ખંડ ૨, પૃ ૨૧૮)
૩ એજન (ખંડ ૨, પૃ ૪૯)
૪ એજન (ખંડ ૧, પૃ ૬ અને ૧૧૬)
૫ એજન (ખંડ ૧, પૃ ૨૬૬)
૬ એજન (ખંડ ૨, પૃ ૧૭૮)
૭ એજન (ખંડ ૧, પૃ ૩૮)
૮ એજન (ખંડ ૧, પૃ ૫)

કે ૧ છી અન્ય કોઈ કારણસર **અનેકાન્તજયપતાકોદ્દ્યોતદીપિકાને** મુમતિગણિએ ' અનેકાન્તજયપતાકાવૃત્તિ ' તરીકે ઓળખાવી છે.

આ **ટિપ્પણક** વિ. સં. ૧૧૭૧માં રચાયું છે એમ **જૈ.સા.સં.ઇ.** (પૃ. ૨૪૨)મા ઉલ્લેખ છે પરંતુ એ આરેનો આધાર જાણવો બાકી રહે છે. **જિ.ર.કો.** (વિ. ૧, પૃ. ૯)માં આ **ટિપ્પણક**ની વિ. સં. ૧૧૭૧મા લખાયેલી એક હાથપોથીની નોંધ છે

## (૧૦૧) ભાવાર્થમાત્રાવેદિની

**અ.જ.પ.**ની આ સંસ્કૃત વૃત્તિ છે. ઉપર્યુક્ત વ્યાખ્યાના અંતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:—

" टीकाऽप्येषाऽवचूर्णिका भावार्थमात्रावेदिनी नाम तस्यैवेति "

આનો અર્થ બરાબર સમજાયો નથી. શું સ્વોપજ્ઞ વ્યાખ્યાને જ ' ભાવાર્થમાત્રાવેદિની ' નામની કહી છે કે એ અર્થસૂચક અવચૂર્ણિ છે?

ભાં. પ્રા. સં. મં.માં **અ.જ.પ.**ની અવચૂર્ણિની ૪૧ પત્રની એક અશુદ્ધ હાથપોથી છે. શું આ કર્તાની પોતાની રચના છે? લખાણ સામાન્ય કોટિનું અને તે પણ કેટલેક સ્થળે અસંગત જણાય છે એટલે આવો પ્રશ્ન ઉઠે છે.

## (૬) અનેકાન્તપ્રઘટ્ટ

આ કૃતિ વિષે કશું ખાસ જાણવામા નથી; સિવાય કે મ. કિ. મહેતાએ અને એમના પછીના કેટલાક લેખકોએ એનો ઉલ્લેખ કર્યો છે.

## (૭–૮) [1]અનેકાન્તવાદપ્રવેશ

આ ગદ્યાત્મક કૃતિ સંસ્કૃતમા છે. એનો ગ્રંથાગ્ર ૭૨૦ શ્લોકનો છે. એમા મુખ્યત્વે નીચે મુજબના પાચ વિષયોનું નિરૂપણ છે:—

---

૧ આ કૃતિ છપાયેલી છે. જુઓ પૃ. ૬૧, ટિ. ૨.

(૧) સદસત્ત્વવાદ, (૨) નિત્યાનિત્યત્વવાદ, (૩) સામાન્ય-વિશેષત્વવાદ, (૪) અભિલાપ્યાનભિલાપ્યવાદ અને (૫) મોક્ષવાદ.

પ્રારંભમાં અજૈનોના આ વિષયોને અંગેના વિચારો રજૂ કરાયા છે. એનું ખંડન આ કૃતિનો મોટો ભાગ રોકે છે.

**અ.જ.પ.** જેવા દુર્ગમ મનાતા ગ્રંથનું સાધારણ બુદ્ધિ ધરાવનારી વ્યક્તિ સુગમતાથી અધ્યયન કરી શકે એ આશયથી આ કૃતિ રચાઈ લાગે છે. આ કૃતિ **અ.જ.પ.**ના સંક્ષેપરૂપ જણાય છે. એમાં 'યોગાચાર'નો અધિકાર નથી કે જે **અ.જ.પ.**માં છે. **અ.જ.પ.**ના વિવિધ શબ્દો કેટલી યે વાર આ **અનેકાન્તવાદપ્રવેશ**માં નજરે પડે છે. આનો અન્ય રીતે પણ વિચાર થઈ શકે. અનેકાન્તવાદ જેવા મહત્ત્વના વિષયનો પ્રાથમિક અભ્યાસ કરવા માટેની પ્રવેશિકા તે **અનેકાન્તવાદપ્રવેશ** છે. એનો અભ્યાસ કરાયા બાદ **અ.જ.પ.**નું અધ્યયન સરળ બને.

**ષડ્દર્શનસમુચ્ચય** (શ્લો. ૫૮)ની ટીકા નામે **તર્કરહસ્ય-દીપિકા** (પત્ર ૧૦૭અ)મા ગુણરત્નસૂરિએ જે **અનેકાન્તપ્રવેશ**નો ઉલ્લેખ કર્યો છે તે જ આ **અનેકાન્તવાદપ્રવેશ** હોવો જોઈએ અને છે એમ ભાસે છે. આને જ કેટલાક **અનેકાન્તવાદપ્રવેશક** કહે છે. આ નામ દિઙ્નાગકૃત **ન્યાયપ્રવેશક**નું સ્મરણ કરાવે છે.

**ટિપ્પણક—અનેકાન્તવાદપ્રવેશ** ઉપર કોઈકનું સંસ્કૃતમાં ટિપ્પણક છે અને એ [૧]મુદ્રિત છે.

**ભાષાંતર—અનેકાન્તવાદપ્રવેશ**નુ ગુજરાતી [૨]ભાષાંતર સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ ઇ. સ. ૧૮૯૮માં તૈયાર કર્યું હતું.

---

૧ જુઓ પૃ. ૬૧, ટિ. ૨.

૨ આ ભાષાંતર વડોદરાના કેળવણીખાતા તરફથી ઈ. સ. ૧૮૯૯માં છપાવાયું છે.

## ( ૯ ) અનેકાન્તસિદ્ધિ

આ કૃતિ આજે કોઈ સ્થળે મળતી હોય એમ જણાતું નથી.[૧] અ.જ.પ.ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( ખંડ ૧, પૃ. ૨૬૩ )માં આ વિષે ઉલ્લેખ છે એટલું જ નહિ પણ નીચે મુજબની પંક્તિ એમાંથી ઉદ્ધૃત કરાઈ છે :—

" नाचित्रात् स्वभावद्वयाचित्रद्वयमावः, भवन्नपि द्वयभावोऽचित्रादेक-स्वभावतया तुल्य एव स्यात् "

આ ઉપરથી બે બાબત ફલિત થાય છે :—

( ૧ ) **અનેકાન્તસિદ્ધિ**ની રચના સંસ્કૃતમાં હોય એમ ભાસે છે.

( ૨ ) **અનેકાન્તસિદ્ધિ** એ નામ વિચારતાં એમાં અનેકાન્તવાદની સિદ્ધિ કરાઈ હશે એમ લાગે છે. જો એમ જ હોય તો અનેકાન્તવાદને અંગેની આ ત્રીજી કૃતિ હરિભદ્રસૂરિએ રચી આ જૈનોના પ્રાણભૂત સિદ્ધાન્તનું સમર્થન અને પ્રકાશન કરેલ છે એમ કહી શકાય.

જેમ આ કૃતિના અંતમાં ' સિદ્ધિ ' શબ્દ છે તેમ હારિભદ્રીય ગણાતી અન્ય કૃતિઓમાં પણ છે. જેમકે **આત્મસિદ્ધિ, પરલોક-સિદ્ધિ, ભાવનાસિદ્ધિ** અને **સર્વજ્ઞસિદ્ધિ.** આ નામો ત. સૂ.ની ઉપર દેવનંદિએ યાને પૂજ્યપાદે રચેલી ટીકા નામે **સર્વાર્થસિદ્ધિ** વગેરેનું સ્મરણ કરાવે છે.

## (૧૦–૧૧) અર્હચ્ચૂડામણિ

ધનપાલે અર્હચ્ચૂડામણિના આધારે ભોજ રાજાને ઉત્તર આપ્યો

---

૧ જિ.ર.કો. (વિ. ૧)માં કોઈ કોઈ અનુપલબ્ધ કૃતિની નોંધ છે પરંતુ એમાં આ કૃતિની નોંધ નથી. એમ. કૃષ્ણમાચારિઅરે History of Classical Sanskrit Literatureમાં જૈન તેમ જ અજૈન સંસ્કૃત કૃતિઓ વિષે લખ્યું છે. એમાં હરિભદ્રસૂરિની એકે કૃતિ નોંધાયેલી હોય એમ જણાતું નથી.

હતો એવો ઉલ્લેખ મળે છે શું તે જ કૃતિ તે આ છે? **અર્હચ્ચૂડામણિ** એ નામથી એક કૃતિની નોંધ સુમતિગણિએ લીધી છે આ કૃતિ પાટણના ભંડારમાં આજે પણ હયાત છે એમ *જૈનદર્શનને* અંગેના "મૂળ ગ્રંથકાર–શ્રીહરિભદ્રસૂરિ" (પૃ ૧૦૦)માં ઉલ્લેખ છે પણ જિ૦ ર૦ કો૦માં તો આની નોંધ નથી **અર્હચ્ચૂડામણિસાર** નામથી એક પાઇય કૃતિ પત્રાકારે પ્રકાશિત થઈ છે[1] એ જ પ્રકાશન ઉપરથી ફરીથી આ કૃતિ **જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથો** નામના[2] પુસ્તકમાં પાંચમા ગ્રંથ તરીકે પૃ ૩૨૫–૩૩૬માં છપાઈ છે એમાં ૭૩ પદ્યો છે એમાં અનેક અશુદ્ધિઓ જોવાય છે એમ લાગે છે કે જાણે સંપાદક પાઇય ભાષાથી અપરિચિત હોય આ સંપાદકે "સંપાદકીય નિવેદન' (પૃ ૨૦)માં ઉપર્યુક્ત પત્રાકાર પ્રકાશનને અંગે કહ્યું છે કે **અર્હચ્ચૂડામણિસાર** "ઘણી જ અશુદ્ધ રીતે" છપાવાયો છે જો આ વાત ખરી હોય તો એ પત્રાકાર પ્રકાશનની શી કિંમત? મારી સામે તો આ બીજી વાર છપાયેલી જ કૃતિ છે એના કર્તા તરીકે સંપાદકે ભદ્રબાહુસ્વામીનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ એ માટે કોઈ આધાર આપ્યો નથી વળી આ ભદ્રબાહુસ્વામી તે કોણ તે પણ કહ્યું નથી

આ કૃતિનું પ્રથમ પદ્ય નીચે મુજબ અશુદ્ધ સ્વરૂપે છપાયું છે —

---

૧ જિ૦ ર૦ કો૦ (વિ ૧)માં આની નોંધ નથી આ કૃતિ સટીક વિ સં ૧૯૯૩માં મહાવીર ગ્રંથમાલા મા ધૂળિયાથી છપાવાઈ છે એના ઉપરથી એને **જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથોમાં** સ્થાન અપાયું છે

૨ આ પુસ્તક શ્રી સારાભાઈ મણિલાલ નવાબે ઈ સ ૧૯૪૭માં પ્રસિદ્ધ કર્યું છે એમાં નીચે મુજબની પાંચ કૃતિઓ ગુજરાતી અનુવાદ સહિત અપાઈ છે —

સામુદ્રિકતિલક હસ્તસંજીવન સામુદ્રિકશાસ્ત્ર હસ્તકાંડ અને અર્હચ્ચૂડામણિસાર (પાંચમા)

પ્રસ્તુત પુસ્તકમાં વિસ્તૃત વિષયસૂચી અપાઈ છે

"नमिऊण जिणं सुरगणचूडामणिकिरणसोहियपयजुगलं।
इय चूडामणिसारं कहिय मज्ञ नाणदीवक्खं ॥"

આ ઉપરથી એમ સમજાય છે કે ગ્રંથકાર **જ્ઞાનદીપ** નામનો **ચૂડામણિસાર** કહેવા ઇચ્છે છે. આનો અર્થ એ થયો કે [1]**ચૂડામણિ** એ કોઈ મોટી કૃતિ હોવી જોઈએ.

**જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથોના** આમુખ (પૃ. ૧૪-૧૫)માં કહ્યું છે કે શકસંવત્ ૧૦૦૦ કરતાં પહેલા થયેલા વસંતરાજે **વસંતરાજશકુન**મા અને શકસંવત્ ૯૬૪મા લખાયેલા **રાજમૃગાંક**માં **ચૂડામણિ**નો ઉલ્લેખ છે. શકસંવત્ ૧૦૯૭માં લખાયેલા **નરપતિ-(જયચર્યા)**મા **વસંતરાજ(શકુન)** અને **ચૂડામણિ** એ બંનેનો ઉલ્લેખ છે.

પાર્શ્વચન્દ્રકૃત **હસ્તકાંડ**નો વિષય તે **અર્હચ્ચૂડામણિસાર**નો વિષય છે અને એ વિષયનો વિસ્તૃત ગ્રંથ તે **ચંદ્રોન્મીલન** છે એમ "સંપાદકીય નિવેદન" (પૃ. ૮)મા ઉલ્લેખ છે. વિશેષમા અહીં એમ કહેવાયું છે કે વાચક મેઘવિજયકૃત "**હસ્તસંજીવન**મા **ચૂડામણિ**ની પદ્ધતિનો ઉલ્લેખ છે."

**અર્હચ્ચૂડામણિસાર**નો ગુજરાતી અનુવાદ છપાયો છે.[2]

## (૧૨) [3]અષ્ટક–પ્રકરણ

**પદ્યની સંખ્યા**—જેમ **ઋગ્વેદ**માં આઠ અષ્ટકો છે અને **તૈત્તિરીય બ્રાહ્મણ**મા ત્રણ છે તેમ આ 'વિરહ'થી અંકિત સંસ્કૃત કૃતિ બત્રીસ

---

૧ આ સંબંધમા જુઓ **જૈ.સં.સા.ઈ.** (પૃ. ૨૧૫, ૨૨૦ અને ૨૨૧) તેમ જ **પા. ભા. સા.** (પૃ. ૧૭૧-૧૭૨)

૨ જુઓ પૃ. ૭૦, ટિ. ૨.

૩ ભીમસી માણેકે હીરાલાલ હંસરાજના મૂળ તેમ જ **જિનેશ્વરસૂરિ**-કૃત ટીકાના ગુજરાતી સારાંશ સહિત આ કૃતિ ઈ. સ. ૧૯૦૦મા મુંબઈથી પ્રસિદ્ધ કરી છે. મનસુખભાઈ ભગુભાઈએ **જિનેશ્વરસૂરિ**કૃત ટીકા સહિત મૂળ

અષ્ટકોના સમૂહરૂપ છે છેલ્લા અષ્ટક સિવાયના બાકીના બધા અષ્ટકોમા આઠ આઠ પદ્યો છે, છેલ્લામા દસ છે આમ આ કૃતિમા એકદરે ૨૫૮ પદ્યો છે આ કૃતિને 'અષ્ટક' પણ કહે છે એનુ પરિમાણ ૨૬૬ શ્લોકનુ દર્શાવાયુ છે

જેમ આ કૃતિનુ નામ પદ્યની સખ્યાને આભારી છે તેમ **પંચાસગ, વીસવીસિયા, સયગ** અને **ષોડશક**ને અંગે પણ કહી શકાય તેમ છે

**નામ**—૩૨મા અષ્ટકના અંતિમ પદ્યમા કર્તાએ આ કૃતિને 'અષ્ટક નામનુ પ્રકરણ' કહેલ છે જિનેશ્વરસૂરિએ આ પ્રકરણ (શ્લો ૨)ની ટીકાના પ્રારભમા આ કૃતિનો 'અષ્ટક' તરીકે ઉલ્લેખ કર્યો છે

---

વિ સ ૧૯૬૮મા અમદાવાદથી પ્રકાશિત કર્યું છે "જૈ ધ પ્ર સ" તરફથી વિ સ ૧૯૬૮મા કેવળ મૂળ છપાવાયુ છે "આ સ" દ્વારા ઇ સ. ૧૯૧૮મા **યશોવિજયગણિકૃત જ્ઞાનસાર**ની સાથે આ **અષ્ટકપ્રકરણ** પ્રસિદ્ધ કરાયુ છે

મફનજી જૂઠાએ જે **ન્યાયાવતાર** ગુજરાતી અનુવાદ સહિત બહાર પાડ્યો છે તેમા 'વાદાષ્ટક' નામનુ બારમુ અષ્ટક ગુજરાતી અનુવાદ સહિત છપાવાયુ છે આ 'વાદાષ્ટક' મારા ગુજરાતી ભાષાતર સહિત "ય જૈ ગ્ર" તરફથી ઇ સ ૧૯૩૨મા **આર્હતદર્શનદીપિકા** સહિત છપાયેલ **જૈનતત્ત્વપ્રદીપ**ના પૃ ૧૯૦–૧૯૧મા પ્રસિદ્ધ કરાયુ છે "શ્રીમહાવીર જૈન વિદ્યાલય" (મુબઈ) તરફથી ઇ સ ૧૯૪૧મા મૂળનો એકેક શ્લોક અને એની સાથે સાથ શ્રી ખુશાલદાસ જગજીવને કરેલો ગુજરાતી અનુવાદ, મૂળ શ્લોકોની અકારાદિ ક્રમે સૂચી તેમ જ ગુજરાતી પ્રસ્તાવના સાથે પ્રસિદ્ધ કરાયેલ છે

"ઋ કે શ્વે. સસ્થા" તરફથી ઇ સ. ૧૯૩૦મા 'શ્રીમત્કૃતપ્રાર્થિત પ્રકરણસમુચ્ચય' નામથી જે આઠ કૃતિઓ છપાઈ છે તેમા આ ચોથી છે બાકીની કૃતિ તે **તત્ત્વાર્થાધિગમસૂત્ર, તત્ત્વાર્થપરિશિષ્ટ, ન્યાયાવતાર, જ્ઞાનસાર, ષડ્દર્શનસમુચ્ચય** (રાજશેખરીય) **ષડ્દર્શનસમુચ્ચય** (હારિભદ્રીય) અને **પ્રમાણનયતત્ત્વાલોકાલકાર** છે

**અષ્ટકોના નામ અને વિષય** – અષ્ટકપ્રકરણની કોઈ ગઈ [૧]હાથપોથીમા બત્રીસે અષ્ટકના નામ અપાયા નથી પરતુ પહેલા સોળ અષ્ટકના જ નામ મળે છે આ પ્રકરણની જિનેશ્વરસૂરિકૃત ટીકામા તો બત્રીસેના નામ જોવાય છે એટલુ જ નહિ પણ ઉત્તરોત્તર ક્રમની સકારણતા પણ જાણવા મળે છે એના આધારે દરેક અષ્ટકના અતમા જે ' અષ્ટક ' શબ્દ છે તે ૨૮મા અષ્ટકના નામમા ગખી અને અન્યને બાજુએ રાખતા એ નામો નીચે પ્રમાણે અપાય —

(૧) મહાદેવ, (૨) સ્નાન, (૩) પૂજા, (૪) અગ્નિકારિકા, (૫) ભિક્ષા, (૬) સર્વસપત્કરિ ભિક્ષા, (૭) પ્રચ્છન્નભોજન, (૮) પ્રત્યાખ્યાન, (૯) જ્ઞાન, (૧૦) વૈરાગ્ય, (૧૧) તપસ્, (૧૨) વાદ, (૧૩) ધર્મવાદ, (૧૪) એકાતનિત્યપક્ષખડન, (૧૫) એકાન્તાનિત્યપક્ષખડન, (૧૬) નિત્યાનિત્યપક્ષમડન, (૧૭) માસભક્ષણદૂષણ, (૧૮) માસભક્ષકમતદૂષણ, (૧૯) મદ્યપાનદૂષણ, (૨૦) મૈથુનદૂષણ, (૨૧) સૂક્ષ્મબુદ્ધ્યાશ્રયણ, (૨૨) ભાવશુદ્ધિવિચાર, (૨૩) શાસનમાલિન્યનિષેધ, (૨૪) પુણ્યાનુબન્ધિપુણ્ય, (૨૫) પુણ્યાનુબન્ધિપુણ્યપ્રધાનફલ, (૨૬) તીર્થકૃદ્દાનમહત્ત્વસિદ્ધિ, (૨૭) તીર્થકૃદ્દાનનિષ્ફલતાપરિહાર, (૨૮) [૨]राज्यादिदानेऽपि तीर्थकृतो दोषाभावप्रतिपादनाष्टकम्, (૨૯) સામાયિકસ્વરૂપનિરૂપણ, (૩૦) કેવલજ્ઞાન, (૩૧) તીર્થકૃદ્દેશના અને (૩૨) મોક્ષસ્વરૂપનિરૂપણ

મૂળની એક [૩]હાથપોથીમા દેવ, દીક્ષા, પિંડ, યમ, આત્મનિત્યવાદ અને ક્ષણિકવાદ એ પ્રમાણે અષ્ટક ૧, ૪, ૬, ૧૩, ૧૪ અને ૧૫ના નામ જોવાય છે

---

૧ જુઓ DCGCM (Vol. XVIII, pt. 1, p 198)

૨ રાજ્યાદિનુ દાન દેવા છતા તીર્થંકરને દોષ લાગતો નથી એ બાબત

૩ જુઓ DCGCM (Vol XVIII, pt 1, p 198)

આ ઉપરથી અષ્ટક-પ્રકરણમાં વિષયોનું વૈવિધ્ય છે એ વાત તરી આવે છે. એમાં શ્રાવકોને તેમ જ શ્રમણોને ઉપયોગી બાબતોનું નિરૂપણ છે. વળી એમાં એકાંત નિત્યવાદ, એકાંત અનિત્યવાદ તેમ જ નિત્યાનિત્યવાદ વિષે દાર્શનિક ચર્ચાઓ છે અને આ હકીકત તો અષ્ટક ૧૪-૧૬નાં નામો પણ કહી આપે છે.

આ ત્રણ અષ્ટકો સિવાયનાં અષ્ટકોનો વિચાર કરીશું તો જણાશે કે પ્રથમ અષ્ટકમાં રાગ, દ્વેષ અને મોહથી સર્વથા જે મુક્ત હોય તે 'મહાદેવ' કહેવાય એવી રીતે મહાદેવનું સ્વરૂપ વર્ણવાયું છે. એમ લાગે છે કે આ અષ્ટક જોઈને 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ ૪૪ પદ્યનું સંસ્કૃતમાં [1]મહાદેવસ્તોત્ર રચ્યું છે અને એવી રીતે આગમોદ્ધારકે વિ. સં. ૧૯૯૪માં ૩૨ પદ્યમાં અષ્ટકબિન્દુ રચ્યું છે.[2]

બીજા અષ્ટકમાં દ્રવ્ય-સ્નાન (બાહ્ય સ્નાન) અને ભાવસ્નાન (આધ્યાત્મિક સ્નાન)નું નિરૂપણ છે.

ત્રીજા અષ્ટકમાં અષ્ટપુષ્પી પૂજાના બે પ્રકારો દર્શાવાયા છે. એમાં પાંચ મહાવ્રતો, ગુરુભક્તિ, તપ અને જ્ઞાનને 'સત્પુષ્પ' યાને 'ભાવ-પુષ્પ' કહ્યાં છે.

ચોથા અષ્ટકમાં ભાવાગ્નિકારિકાનું વર્ણન છે. અહીં કર્મને ઇન્ધન, સદ્ભાવનાને આહુતિ અને ધર્મધ્યાનને અગ્નિ કહેલ છે. આના બીજા

૧ મૂળ કૃતિ, એના ગુજરાતી ભાષાંતર તેમ જ મૂળના પ્રત્યેક સંસ્કૃત પદને સમના ગુજરાતી પ્રત્યેક ભાષાંતર સહિત "શ્રીમાંગરોળ જૈન સભા" તરફથી ઈ. સ. ૧૯૦૧માં પ્રસિદ્ધ થઈ છે. વળી આ સ્તો. વીતરાગ-સ્તોત્ર તથા આ બંનેના ગદ્યાત્મક તેમ જ પદ્યાત્મક ગુજરાતી અનુવાદો ઉપરાંત કુમારપાલ રચિત જિનેન્દ્રસ્તોત્રના અને રત્નાકરપંચવિંશતિકાના ગુજરાતી પદ્યમાં અનુવાદ સહિત સાંકળચંદ પિતાંબરદાસે રા. હ. તરફથી ઈ. સ. ૧૯૨૩માં પ્રકાશિત કરેલું છે.

૨ જુઓ આગમોદ્ધારકની શ્રુતઉપાસના (પૃ. ૧૯).

પદ્યમાં **શિવધર્મોત્તર**નો ઉલ્લેખ છે અને ત્રીજા પદ્ય તરીકે એ કૃતિમાંથી એક અવતરણ અપાયું છે. છઠ્ઠું પદ્ય **મહાભારત**ના વનપર્વ ( અ. ૨ )-માંથી ઉદ્ધૃત કરાયું છે. એના કર્તા તરીકે મૂળમાં 'મહાત્મા'નો અને **જિનેશ્વરસૂરિ**કૃત ટીકા ( પત્ર ૨૨આ )માં વ્યાસનો ઉલ્લેખ છે. આ સંબંધમાં જિનેશ્વરસૂરિએ એમ કહ્યું છે કે **વ્યાસ** મિથ્યાદૃષ્ટિ હોવા છતાં એમને 'મહાત્મા' કહ્યા છે તે અન્યને સંમત બાબતનું અનુકરણ-માત્ર છે તેમ જ પોતાની મધ્યસ્થતાનું એ દ્યોતક છે એટલે દુષ્ટ નથી.

પાંચમા અષ્ટકમાં સર્વસંપત્કરી ભિક્ષા, પૌરુષઘ્ની ભિક્ષા અને વૃત્તિ-ભિક્ષા એમ ભિક્ષાના ત્રણ પ્રકારો સૂચવાયા છે, અને છઠ્ઠા અષ્ટકમાં આના પ્રથમ પ્રકારનું નિરૂપણ છે.

'સર્વસંપત્કરી' માટેનો પાઇય શબ્દ 'સવ્વસંપક્કરી' છે અને એ **જોગસયગ** ( ગા. ૮૧ )માં વપરાયો છે.

સાતમા અષ્ટકમાં સાધુઓએ શા માટે પ્રચ્છન્ન ભોજન કરવું તે વિચારાયું છે.

આઠમા અષ્ટકમાં સાપેક્ષ અને નિરપેક્ષ એમ બે પ્રકારના પ્રત્યા-ખ્યાનનો અધિકાર છે.

નવમા અષ્ટકમાં ( ૧ ) વિષયના પ્રતિભાસરૂપ, ( ૨ ) આત્માની પરિણતિથી યુક્ત અને ( ૩ ) તત્ત્વના સંવેદનરૂપ એમ જ્ઞાનના ત્રણ પ્રકારો વર્ણવાયા છે.

દસમા અષ્ટકમાં ( ૧ ) આર્ત ધ્યાનપૂર્વકનું, ( ૨ ) મોહગર્ભિત અને ( ૩ ) સદ્જ્ઞાનથી યુક્ત એમ ત્રણ પ્રકારના વૈરાગ્યનું વિવેચન છે.

અગિયારમા અષ્ટકમાં 'તપ દુઃખાત્મક છે' એ કુતર્કનું ખંડન છે. આ વિષય **અ.જ.પ.** ( ખંડ ૨, પૃ. ૨૧૮–૨૧૯ )માં વિચારાયો છે.

બારમા અષ્ટકમાં વાદના ( ૧ ) શુષ્ક વાદ, ( ૨ ) વિવાદ અને ( ૩ ) ધર્મવાદનું કથન છે અને તેરમા અષ્ટકમાં ધર્મવાદનું સ્વરૂપ આલેખાયું છે.

'માંસ પ્રાણીનું અંગ છે એ માટે માંસ ખવાય' એવા [1]અતિ તાર્કિક ( બૌદ્ધ )ના કથનનું સત્તરમા અષ્ટકમા ખંડન છે

ચૌદમાથી સોળમા અષ્ટકનો વિષય પૃ. ૭૪મા સૂચવાયો હોવાથી અહીં એ દર્શાવાયો નથી

અઢારમા અષ્ટકમા મનુસ્મૃતિ ( અ ૫ )ના શ્લો ૫૬, ૫૫, ૨૭ અને ૩૫ ( પૂર્વાર્ધમા ભિન્નતા છે ) અનુક્રમે ૨, ૩, ૫ અને ૭ તરીકે રજૂ કરાયા છે આ અષ્ટકમા 'માંસભક્ષણમાં દોષ નથી' એ માન્યતાનુ નિરસન કરાયું છે

ઓગણીસમા અષ્ટકમા મદિરાપાનના દૂષણ સમજાવતી વેળા કોઈ એક ઋષિની પૌરાણિક માન્યતા મુજબની કથા અપાઈ છે

વીસમા અષ્ટકમા 'અબ્રહ્મચર્યમા દોષ નથી' એ કથનનો પ્રતિકાર કરાયો છે

એકવીસમા અષ્ટકમા 'ધર્મનો વિચાર સૂક્ષ્મ બુદ્ધિએ કરવો' એમ કહ્યુ છે

બાવીસમા અષ્ટકમા ભાવની શુદ્ધિ કોની ગણાય એ વાત વિચારાઈ છે

ત્રેવીસમા અષ્ટકમા શાસનની અવનતિ કરનારને અને એની પ્રભાવના કરનારને શું શું ફળ મળે એ બાબત આલેખાઈ છે

ચોવીસમા અષ્ટકમા પુણ્યાનુબંધી પુણ્યનો અધિકાર છે. એમા પુણ્યાનુબંધી પાપ, પાપાનુબંધી પાપ અને પાપાનુબંધી પુણ્યનો પણ વિચાર કરાયો છે.

પચ્ચીસમા અષ્ટકમા પુણ્યાનુબંધી પુણ્યનુ ફળ દર્શાવાયું છે અને મહાવીરસ્વામીના જીવનમાથી એમણે લીધેલા અભિગ્રહની હકીકત અપાઈ છે

---

૧ આ ઉપદાસનુ વચન છે

છવ્વીસમા અષ્ટકમા 'બોધિસત્ત્વનું અપરિમિત દાન મહાદાન કહેવાય કે તીર્થંકરનું ?' એ વિષય ચર્ચાયો છે

સત્તાવીસમા અષ્ટકમા 'દાન એ ધર્મનું અંગ છે' અને અપવાદરૂપે સાધુઓ પણ દાન દઈ શકે એના ઉદાહરણરૂપે મહાવીરસ્વામીએ દેવદૂષ્યનું બ્રાહ્મણને દાન કર્યું હતું એ બાબત દર્શાવાઈ છે

અઠ્ઠાવીસમા અષ્ટકમા 'રાજ્ય એ પાપનું કારણ છે વાસ્તે એનું દાન ન દેવું' એ વાતનો પ્રતિષેધ કરાયો છે તેમ કરતી વેળા લગ્ન અને શિલ્પનું નિરૂપણ એ 'તીર્થંકર'-નામકર્મનો વિપાક છે એમ કહ્યું છે

ઓગણત્રીસમા અષ્ટકમા પ્રથમ પદ્યમા મહાત્માઓને [1]"વાસી-ચંદન'ની ઉપમા અપાઈ છે એમના શરીરને કોઈ વાસલા વડે છેદે કે કોઈ એ શરીર ઉપર ચંદનનો લેપ કરે તો પણ એઓ સમદર્શિતા સાચવી રાખે

ત્રીસમા અષ્ટકમા કેવલજ્ઞાનનું સ્વરૂપ, એ મેળવવાના ઉપાય અને આત્મામા જ કેવલજ્ઞાન છે, નહિ કે બહાર એ બાબતો વિચારાઈ છે

---

૧ આ વિશેષણ માટે જુઓ મારો લેખ "વાસીચંદણકપ્પ" આ લેખ 'જૈન' (પર્યુષણાંક વ ૪૬, અ ૩૫)મા વિ સ ૨૦૦૩મા (તા ૧૧-૯-'૪૭)મા છપાયો છે 'વાસીચંદણકપ્પ'નો ભાવાર્થ **મહાભારત** (આદિપર્વ અ ૧૧૦, શ્લો ૧૪ તેમ જ શાન્તિપર્વ અ ૯, શ્લો ૨૫)નું સ્મરણ કરાવે છે આ બન્ને સ્થળે તેમ જ **અહિર્બુધ્ન્યસંહિતા** (૧૫, ६૫)મા પણ નિમ્નલિખિત શ્લોકાર્ધ જોવાય છે —

"वास्यैकं तक्षतो बाहु चन्दनेनैकमुक्षत "

ડૉ એસ કે બેલ્વલકરે શાન્તિપર્વના સંપાદન (પૃ ૬૪૦)મા **મિલિન્દપઞ્હ** (૯ ૨૫ Treckner, p 383)માથી નીચે મુજબનું ટિપ્પણ રજૂ કર્યું છે એમ ડૉ એ ડી પુસલકર તરફથી જાણવા મળ્યું છે —

"एकं चे बाहं वासिया तच्छेय्य कुपितमनसा ।
एकं चे बाहं गन्धेन आलिम्पेय्य पमोदिता ।
असुस्मिं पटिघो नत्थि रागो अस्मिं न विज्जति ।
पठवी समच्चित्ता ते तादिसा समणा मम ॥"

એકત્રીસમા અષ્ટકમાં 'તીર્થંકર'–નામકર્મના ઉદયને લઈને તીર્થંકર દેશના દે છે એમ કહ્યું છે બીજા પદ્યમાં 'વરબોધિ'નો ઉલ્લેખ છે

બત્રીસમા અષ્ટકમા મોક્ષનું સ્વરૂપ વર્ણવાયું છે અને ત્યાં 'ભોગ ભોગવવાના નથી એટલે સુખ નથી' એ દલીલનું ખંડન કરાયું છે

આ ઉપરથી જોઈ શકાશે કે આ અષ્ટકપ્રકરણ જૈન આચાર–વિચાર ઉપર પ્રબળ પ્રકાશ પાડે છે, અને એ પ્રાથમિક પાઠ્ય–પુસ્તકની ગરજ સારે તેમ છે સમ્યક્ત્વની ઉત્પત્તિ દર્શાવનારું એ તત્ત્વ સાધન છે આધુનિક યુગમા કેટલાક સંઘાડાઓમા આ અષ્ટકપ્રકરણનું સવિશેષ પઠન પાઠન કરાતુ જોવાય છે

**ઉદ્ધરણ**—આપણે જોઈ ગયા તેમ **મહાભારત, મનુસ્મૃતિ** અને **શિવધર્મોત્તર** એ કૃતિઓમાથી પદ્યો ઉદ્ધૃત કરી આ **અષ્ટકપ્રકરણ**મા તેને સ્થાન અપાયુ છે એવી રીતે 'ધર્મવાદ' નામના તેરમા અષ્ટકમા પાચમા પદ્ય તરીકે **ન્યાયાવતાર**નો બીજો શ્લોક ગૂંથી લેવાયો છે અને એના ચોથા પદ્યમા આ **ન્યાયાવતાર**ના કર્તા તરીકે 'મહામતિ'નો ઉલ્લેખ છે જિનેશ્વરસૂરિએ આની વૃત્તિમા આ 'મહામતિ' એટલે સિદ્ધસેન દિવાકર એમ કહ્યુ છે

જેમ **લલિતવિસ્તરા** (પત્ર ર૦આ)મા અને **ત૦ સૂ૦** (સબંધ કારિકા ૧૧)ની હારિભદ્રીય ટીકા (પત્ર ૭)મા 'વરબોધિ'નો ઉલ્લેખ છે તેમ આ **અષ્ટકપ્રકરણ** (અ ૩૧, શ્લો ૨)મા પણ છે

**મહત્ત્વ**—આ **અષ્ટકપ્રકરણ**નુ મહત્ત્વ ઘણુ છે વીસમા અષ્ટકના શ્લો ૭–૮ સૂયગડ (૧, ૩, ૪)ની ટીકામા **શીલાંકસૂરિ**એ, દસમા અષ્ટકના શ્લો ૧–૭ અ.જ.પ. અને એની સ્વોપજ્ઞ વ્યાખ્યા ઉપરના પોતાના **ટિપ્પણક** (ખંડ ૨, પૃ ર૩૭)મા મુનિચન્દ્રસૂરિએ અને અ ૧૨, શ્લો ૪ **અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા** (શ્લો ૧૦)ની ટીકા નામે **સ્યાદ્વાદમંજરી**મા મલ્લિષેણે ઉદ્ધૃત કર્યાં છે. આમ આ કૃતિ મોડામા મોડી નવમા સૈકાથી તો આદરપાત્ર બની જ છે

વિવરણો – વિ. સં. ૧૦૮૦ પૂર્વે અષ્ટકપ્રકરણ ઉપર કોઈકે [1]ટીકા રચી હતી. આ બાબત જિનેશ્વરસૂરિએ વિ. સં. ૧૦૮૦માં અષ્ટકપ્રકરણ ઉપર–એના 'તપોઽષ્ટક' નામના અષ્ટક ઉપર [2]ટીકા રચતાં જે નીચે મુજબનો ઉલ્લેખ પત્ર ૪૯આમાં કર્યો છે તે ઉપરથી ફલિત થાય છે:—

"अन्ये त्विदमष्टकमेवं व्याचक्षते"

જિનેશ્વરસૂરિએ ટીકામાં જે પાઇય અવતરણો આપ્યાં છે તેનું પ્રતિસંસ્કૃત યાને સંસ્કૃત રૂપાંતર અર્થાત્ છાયા નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિએ તૈયાર કરેલ છે.

અનુકરણ–ન્યાયાચાર્ય યશોવિજયગણિએ જે બત્રીસ અષ્ટકોના સમહરૂપે [3]જ્ઞાનસાર યાને અષ્ટકપ્રકરણ કિંવા અષ્ટકદ્વાત્રિંશત્ રચેલ છે તે આ હારિભદ્રીય અષ્ટકપ્રકરણના અનુકરણરૂપ છે અને એ દ્વારા પ્રેરણા પામી યોજાયેલ છે એમ લાગે છે. જ્ઞાનસારનાં બત્રીસ અષ્ટકોના નામ એના અંતમાં આવતા 'અષ્ટક' શબ્દને બાજુએ રાખતાં નીચે પ્રમાણે રજૂ થઈ શકે:—

(૧) પૂર્ણ, (૨) મગ્ન, (૩) સ્થિરતા, (૪) મોહ, (૫) જ્ઞાન, (૬) શમ, (૭) ઇન્દ્રિયજય, (૮) ત્યાગ, (૯) ક્રિયા, (૧૦) તૃપ્તિ, (૧૧) નિર્લેપ, (૧૨) નિઃસ્પૃહ, (૧૩) મૌન, (૧૪) વિદ્યા, (૧૫) વિવેક, (૧૬) માધ્યસ્થ્ય, (૧૭) નિર્ભય, (૧૮) અનાત્મશંસા, (૧૯) તત્ત્વદૃષ્ટિ, (૨૦) સર્વસમૃદ્ધિ, (૨૧) કર્મવિપાકચિન્તન, (૨૨) ભવોદ્વેગ, (૨૩) લોકસંજ્ઞાત્યાગ, (૨૪) શાસ્ત્ર,

૧ આ ટીકા હજી સુધી તો મળી આવ્યાનું જાણવામાં નથી.

૨ આ મુદ્રિત છે. જુઓ પૃ. ૭૧, ટિ. ૩.

૩ આ મુદ્રિત કૃતિનો પરિચય મેં યશોદોહનમાં આપ્યો છે.

(૨૫) પરિગ્રહ, (૨૬) અનુભવ, (૨૭) યોગ, (૨૮) નિયાગ, (૨૯) ભાવપૂજા, (૩૦) ધ્યાન; (૩૧) તપસ્ અને (૩૨) સર્વનયાશ્રયણ.

**વ્યાખ્યાનો**— અષ્ટકપ્રકરણને અનુલક્ષીને આગમોદ્ધારકે એકંદર ૫૫ વ્યાખ્યાનો આપ્યાં છે. એ લિપિબદ્ધ કરાયાં છે ખરાં પણ એ બધાં છપાયાં નથી;[૧] દસ જ છપાયાં છે.[૨]

**ભાષાન્તર** (અનુવાદ)—હીરાલાલ હંસરાજે મૂળ કૃતિનું ભાષાંતર અને સાથે સાથે જિનેશ્વરસૂરિકૃત ટીકાનો સારાંશ જે ગુજરાતીમાં તૈયાર કરેલ હતો તે છપાવાયો છે.[૩]

'વાદાષ્ટક'નું ગુજરાતી ભાષાંતર છપાયું છે.[૪] **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૧૯૦)માં આ 'વાદાષ્ટક' અને એનાં પૃ. ૧૯૦-૧૯૨મા આનો મારો ગુજરાતી અનુવાદ અપાયો છે. ૩૨ અષ્ટકોનો વારાફરતી એકેક શ્લોક લઈ એનો શ્રી. ખુશાલદાસ જગજીવને ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.[૫]

## (૧૩) આત્મસિદ્ધિ

આ કૃતિ ઉપલબ્ધ નથી.[૬] વળી એમાથી કોઈ કૃતિમા અવતરણ

૧ જુઓ આ૦ સ્ર૦ (પૃ. ૧૨૪ અને ૧૨૬).

૨ આઠમા "પ્રસાખ્યાનાષ્ટક"ના આદ્ય પદ્યને ઉદ્દેશીને આગમોદ્ધારકે ગુજરાતીમા જે દસ વ્યાખ્યાનો આપ્યાં હતાં તે "જ્ઞાનનાં ઝરણા"ના નામથી "શ્રીમીઠાભાઈ કલ્યાણચંદ જૈન પેઢી" તરફથી કપડવંજથી વિ. સં. ૨૦૧૪માં છપાવાયાં છે.

૩ જુઓ પૃ. ૭૧, ટિ. ૩.

૪ જુઓ પૃ. ૭૧, ટિ. ૩.

૫ આ અનુવાદ છપાયો છે. જુઓ પૃ. ૭૧, ટિ. ૩.

૬ જિ૦ ર૦ કો૦માં આની નોંધ નથી.

અપાયાનું પણ જોયું કે સાંભળ્યું નથી. આ કૃતિનો ઉલ્લેખ **અ.જ.પ.** (ખંડ ૨)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૨૧૮)માં છે. આ ઉપરથી આ કૃતિ આ વ્યાખ્યા કરતાં પહેલી રચાઈ છે એ વાત ફલિત થાય છે.

આત્માની સિદ્ધિનો વિષય **ધમ્મસંગહણી**માં વિસ્તારથી તેમ જ એનું લક્ષણ વગેરે બાબત **દંસણસુદ્ધિ** (ગા. ૫૯–૬૭)માં પણ ચર્ચાયેલ છે.

## (૧૪ અને ૧૬૨) આત્માનુશાસન

સુમતિગણિએ **સંસ્કૃતાત્માનુશાસન** એ નામથી જે કૃતિ નોંધી છે તેને જ હું અહીં **આત્માનુશાસન** તરીકે ઓળખાવું છું. 'આત્માનુશાસન' તેમ જ '**અપ્પાણુસાસણ**' નામની જે વિવિધ કૃતિઓ જોવાય છે તે પૈકી એકમાં એના કર્તા તરીકે હરિભદ્રસૂરિનો ઉલ્લેખ નથી.

**સમાનનામક કૃતિઓ**—સંસ્કૃતમા નીચે મુજબની **આત્માનુશાસન** નામની કૃતિઓ રચાઈ છે:—

૧. દિગંબર જિનસેનના શિષ્ય ગુણભદ્રે વિ. સં. ૯૩૫ની આસપાસમા ૨૭૦ શ્લોકમા **આત્માનુશાસન** નામની કૃતિ રચી છે.[૧] એના ઉપર પ્રભાચન્દ્રની ટીકા છે અને મૂળનો અંગ્રેજી અનુવાદ થયેલો છે.[૨]

૨. પાર્શ્વનાગે વિ. સં. ૧૦૪૨મા કે ૧૦૫૨મા પ્રાયઃ ૭૭

---

૧ આ મૂળ કૃતિ "સનાતન જૈન ગ્રંથમાલા"મા ગ્રંથાક ૧ તરીકે છપાઈ છે.

૨ Sacred Books of the Jainasમા સંસ્કૃત ટીકા તેમ જ જગમંદરલાલ જૈનના અંગ્રેજી અનુવાદ સહિત મૂળ કૃતિ ઈ. સ. ૧૯૨૮મા પ્રકાશિત કરાઈ છે.

પદ્યોમા [1]**આત્માનુશાસન** રચ્યુ છે એનો [2]હિંદીમા તેમજ ગુજરાતીમા અનુવાદ થયેલ છે [3]

૩ એક અજ્ઞાતકર્તૃક **આત્માનુશાસન** છે એના ઉપર સંસ્કૃતમા ટીકા છે

ભાંડાગારિક **નેમિચન્દ્રે** જ મ મા ૧૬૧ પદ્યોમા **અપ્પાણુસાસણ** (આત્માનુશાસન)ની રચના કરી છે જુઓ DCGCM (Vol XVIII, pt 1, pp 246-247)

રત્નસિંહસૂરિએ ૭૫ પદ્યોમા સંસ્કૃતમા **આત્માનુશાસ્તિકુલક** રચ્યુ છે

કોઈ કે **આત્માનુશાસનાદિકુલક** રચ્યુ છે

રત્નસિંહસૂરિએ જ મ મા ૫૬ પદ્યમા **અપ્પાણસાસણકુલય** (આત્માનુશાસનકુલક) રચ્યુ છે

આ વિચારતા એમ લાગે છે કે જો હરિભદ્રસૂરિએ સંસ્કૃતમા **આત્માનુશાસન** રચ્યુ જ હોય તો એ નામની કૃતિ રચનારા જૈનોમા એઓ પ્રથમ છે

## (૧૯) ઉપદેશપ્રકરણ

આ **ઉવએસપય** નામની જ કૃતિ હશે એમ ભાસે છે.

---

૧ આ કૃતિ ગુજરાતી અનુવાદ સહિત **આચારાંગના** વ્યાખ્યાનાના પરિશિષ્ટ તરીકે "જૈ૦ પુ૦ પ્ર૦ સ૦" તરફથી સુરતથી વિ સ ૨૦૦૬મા પ્રસિદ્ધ કરાઈ છે

૨ આ હિન્દી અનુવાદ સહિત મૂળ કૃતિ સેનાબચંદ નાહર કલકત્તાથી વિ સ ૧૯૭૨મા પ્રસિદ્ધ કરી છે વિશેષ માટે જુઓ DCGCM (Vol. XVIII, pt 1, pp 243-246)

૩ આને અંગે કેટલીક બાબતો મેં **શ્રીઆચારાંગસૂત્ર** (અ ૪)ના મારા "પ્રવચન" (પૃ ૬–૭)મા આપી છે

## (૨૦ અને ૧૮) [1]ઉવએસપય [ઉપદેશપદ]

આ કૃતિ જ.મ.માં ૧૦૩૯ પદ્યો (ગાથા)માં 'આર્યા' છંદમાં રચાયેલી છે. એનું પરિમાણ ૧૧૫૦ શ્લોક જેવડું છે. એના કોઈ વિભાગો પડાયા નથી. આ ધર્મકથાનુયોગને અંગેની કૃતિમાં મુખ્યતયા આત્માની ઉન્નતિ કરવામાં સહાયક એવો ઉપદેશ અપાયો છે. એમાં મનુષ્ય-ભવની દુર્લભતા [2]દસ સુપ્રસિદ્ધ દૃષ્ટાંતો દ્વારા દર્શાવાઈ છે.

---

૧ આ મૂળ કૃતિ નિમ્નલિખિત સાત કૃતિઓ સહિત "श्रीपंचाशक-धर्मसंग्रहणी उपदेशपद-उपदेशमाला-जीवसमास-कर्मप्रकृति-पंचसंग्रह-ज्योतिष्करण्डकानि (मूलमात्राणि)"ના નામથી "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૮માં છપાવાઈ છે :—

પંચાસગ, ધમ્મસંગહણી, ઉવએસમાલા, જીવસમાસ, કમ્મપયડિ, પંચસંગહ અને જોઇસકરંડગ.

વિશેષમાં એમાં પ્રથમ તો "રા. સા. શેઠ વસનજી ત્રીકમજી જે. પી. ગ્રંથમાલા"ના ૬ઠ્ઠા મણકા તરીકે ઉપદેશપદ એ નામથી 'કામિણી' બુદ્ધિ સુધીનો (ગા. ૨૭ અને એની ટીકા પૂરતો પત્ર ૬૩આ સુધીનો) ભાગ સુખસંબોધિની ટીકા તેમ જ આ બંનેના ગુજરાતી અનુવાદપૂર્વક "શ્રીજૈનધર્મવિદ્યાપ્રચારકવર્ગ" (પાલીતાણા) તરફથી ઇ. સ. ૧૯૦૯માં છપાયો છે. મુનિચન્દ્રસૂરિકૃત ટીકા સહિત મૂળ "મુ. ક. જૈ. મો. મા."માં બે ભાગમાં અનુક્રમે ઇ. સ. ૧૯૨૩માં અને ઇ. સ. ૧૯૨૫માં છપાયું છે.

ઉવએસપયમાંની ગાથાઓનો અકારાદિ ક્રમ નીચે મુજબની નવ કૃતિઓના પણ અકારાદિ ક્રમ સહિત "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી "श्रीपञ्चाशक-पञ्चवस्तु-धर्मसंग्रहणी-कर्मप्रकृति-पञ्चसंग्रह-जीवसमास-ज्योतिष्करण्डक-उपदेशपद-उपदेशमाला प्रवचनसारोद्धाराणाम् अकारादिक्रम"ના નામથી ઈ. સ. ૧૯૨૯માં પ્રસિદ્ધ કરાયેલી કૃતિમાં અપાયો છે :—

ઉવએસમાલા, કમ્મપયડિ, જીવસમાસ, જોઇસકરંડગ, ધમ્મસંગહણી, પંચવત્થુગ, પંચસંગહ, પંચાસગ અને પવયણસારુદ્ધાર.

૨ ઉત્તરજ્ઝયણ (અ. ૩)ની નિજ્જુત્તિ (ગા. ૧૬૦, પત્ર ૧૪૫આ)માં ભોજન, પાશા, ધાન્ય, જુગાર, રત્ન, સ્વપ્ન, ચક્ર, ચર્મ, ધોસરી અને પરમાણુ એમ દસ દૃષ્ટાંત છે. આના સ્પષ્ટીકરણ માટે જુઓ વૈરાગ્યરસમંજરી (ગુચ્છક ૧, શ્લો. ૪)નું મારું સ્પષ્ટીકરણ (પૃ. ૧૨-૧૫).

ત્યાર બાદ જૈન શાસ્ત્રોનો અભ્યાસ, [1]ચાર પ્રકારની બુદ્ધિ અને એના ઉદાહરણો, બુદ્ધિના કારણો, બહુની પરીક્ષા, રોહિણીની યાને પાંચ ચોખાની કથા, મહાગિરિ અને 'મૂક'નાં વૃત્તાન્ત, દ્રવ્યાજ્ઞા અને ભાવાજ્ઞા, મોહનું નિરૂપણ, ચૈત્યદ્રવ્ય, જીર્ણશ્રેણી, જિનધર્મ વગેરેના દૃષ્ટાન્ત, ગુરુકુલવાસ, ઉપરાન્ત તેમ જ ધાર્મિક શિક્ષણ લેવા-આપવાની રીત એમ વિવિધ બાબતો આલેખાઈ છે

વિશેષમાં પદ્ય ૮૫૮-૮૮૫માં વાચ્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થનું નિરૂપણ છે

આ સમગ્ર કૃતિનો સારાંશ હૃદયંગમ રીતે ન્યાયાચાર્ય યશોવિજય ગણિકૃત [2]ઉવએસરહસ્સમાં જોવા મળે છે

**સંકલના**—આ સંપૂર્ણ કૃતિ કંઈ સર્વાંશે હરિભદ્રસૂરિની રચના નથી એમણે કેટલીક પ્રાચીન કૃતિઓમાંના પદ્યો આમાં વણી લીધાં છે દા ત ગા ૫ એ ઉત્તરજ્ઝયણની નિજ્જુત્તિની ગા ૧૬૦ છે, ગા ૪૦-૫૧ એ **નંદી**ની ગા ૬૩-૭૪ છે, અને ગા ૧૬૪ એ **સમ્મઇપયરણ**ના ત્રીજા કંડ (કાંડ)નું ૫૩મું પદ્ય છે.

**અતિદેશ**—ઉવએસપયની રચના **લલિતવિસ્તરા** પૂર્વે થઈ છે, કેમ કે આ **લલિતવિસ્તરા**ની મુનિચન્દ્રસૂરિકૃત **પંજિકા** (પત્ર ૧૮ આ)માં 'અન્યત્ર'થી આ કૃતિનો નિર્દેશ કરાયો છે

---

૧ ઔત્પાતિકી વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એ (અશ્રુત નિશ્રિત) મતિના ચાર પ્રકારો છે. આના સ્વરૂપાદિ માટે જુઓ **આર્હતદર્શનદીપિકા** (પૃ ૨૧૭-૨૨૬)

૨ આ ૨૦૧ ગાથામાં જ મ.માં રચાયેલી કૃતિ સ્વોપજ્ઞ સંસ્કૃત વિવરણ સહિત **મનસુખભાઈ ભગુભાઈ**એ વિ સં ૧૯૬૭માં પ્રસિદ્ધ કરી છે એમાં પ્રારંભમાં સંસ્કૃતમાં વિષયસૂચી છે આનો પરિચય મેં **યશોદોહન**માં આપ્યો છે.

વિવરણો—ઉવએસપય ઉપર વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૦૫૩-'માં સંસ્કૃતમા ટીકા રચી છે. એની પ્રશસ્તિ પાર્શ્વિલગણિએ રચી છે અને એનો પ્રથમાદર્શ આમ્રદેવે લખ્યો છે. જેસલમેરના ભંડારમાં આની વિ. સં. ૧૧૯૩માં લખાયેલી હાથપોથી છે. જે. ભાં. ગ્રં. સૂ. (પૃ. ૬-૭)માં આ ટીકાના આદિમ અને અંતિમ ભાગો અપાયા છે અને એ તો વિ. સં. ૧૨૧૨માં લખાયેલી હાથપોથીમાંથી છે.

રામચન્દ્રગણિની સહાયતાથી મુનિચન્દ્રસૂરિએ ઉવએસપય ઉપર વિ. સં. ૧૧૭૪માં [1]**સુખસંબોધના** નામની સંસ્કૃતમાં વ્યાખ્યા રચી છે. એમાં એમણે અર્થદૃષ્ટિએ ગહન એવી કોઈકની ટીકાનો નિર્દેશ કર્યો છે. શું આ ટીકા તે જ વર્ધમાનસૂરિકૃત ટીકા છે? **સુખસંબોધના**માં મૂળમાં જે ઉદાહરણોનું સૂચન છે તેના સ્પષ્ટીકરણ તરીકે ટીકાકારે મોટે ભાગે પાઇયમાં કથાઓ આપી છે.

ઉવએસપય ઉપર એક અજ્ઞાતકર્તૃક ટીકા પણ છે.

**અનુવાદ**—**ઉવએસપય** તેમ જ એના ઉપરની **સુખસંબોધના** વ્યાખ્યાના કાર્મિણ બુદ્ધિ સુધીના ભાગનો ગુજરાતી અનુવાદ "જૈન ધર્મવિદ્યાપ્રસારક વર્ગ" તરફથી ઈ. સ. ૧૯૦૯મા છપાયો છે.

## (૨૨) કથાકોશ

આ કથાઓના સંગ્રહરૂપ કૃતિ હશે. જેમકે હરિષેણકૃત [2]**બૃહત્-કથાકોશ**. પ્રસ્તુત કૃતિની એકે હાથપોથી હજી સુધી તો મળી આવી નથી, જોકે એની નોંધ સુમતિગણિએ અને સર્વરાજગણિએ પણ **ગ૦સા૦સ૦**ની ટીકામા લીધી છે.

---

૧ આ મુદ્રિત છે. જુઓ પૃ. ૮૩, ટિ. ૧.

૨ આ "સિ. જૈ. ગ્રં."મા ઈ. સ. ૧૯૪૩મા પ્રકાશિત કરાયો છે અને એનું સંપાદન ડૉ. એ. એન. ઉપાધ્યેએ કર્યું છે.

## (૨૩) કર્પૂરકાવ્ય

મ કિ મહેતાએ આ કૃતિ નોંધી છે શુ વજ્રસેનના શિષ્ય હરિ- (હરિષેણ)કૃત [1]કર્પૂરપ્રકરને તો ભૂલથી હરિભદ્રસૂરિની કૃતિ ગણી લેવાઈ નથી ?

## (૨૫) કિતવકથાનકપંચક

આ ધુત્તક્ખાણ જ હશે એટલે એનો આગળ ઉપર વિચાર કરાશે

## (૨૬અ અને ૨૬) [2]કુલય [ કુલક ]

પ્ર હરગોવિંદદાસે કુલયનો ઉલ્લેખ કર્યો છે મ ઓહપયરણ (અધિ ૧)મા ગા ૨૮૦–૨૯૮ રૂપે અભગ્નકુલય છે એ હરિભદ્રસૂરિનુ જ હશે આવી રીતે બીજા પણ કુલયો હશે

પ્ર બેચરદાસના મતે (પૃ ૧૦૦) કુલકોના કર્તા અન્ય હરિભદ્ર છે

## (૨૭) ક્ષમાવલ્લીબીજ

ચન્દ્રપ્રભાની નિમ્નલિખિત પંક્તિનો અર્થ ન સમજાયો હોવાથી મ કિ મહેતા વગેરેએ આનો એક કૃતિ તરીકે ઉલ્લેખ કર્યો છે, બાકી ખરી રીતે તો એ **સમરાદિત્યચરિત્ર** (**સમરાઇચ્ચચરિય**)ના વિશેષણરૂપ છે —

"समरादित्यचरितं नव्य शास्त्र क्षमावल्लीबीज कृतम् "

આનો અર્થ એ છે કે ક્ષમારૂપ વેલના બીજ જેવુ નવીન શાસ્ત્ર નામે **સમરાદિત્યચરિત્ર** (હરિભદ્રસૂરિએ) રચ્યુ

---

૧ આ ૧૭૯ પદ્યમા રચાયેલી કૃતિ જિનસાગરસૂરિકૃત ટીકા સહિત "જૈ ધ પ્ર સ" તરફથી ઈ સ ૧૯૧૯મા પ્રસિદ્ધ કરાઈ છે

૨ આના અર્થ તેમ જ કેટલા કુલય (કુલક)ના ઉલ્લેખ વગેરે માટે જુઓ **પા. ભા. સા.** (પૃ ૧૩૦ ૧૩૧) વિશેષમા જ મ મા રચાયેલા સોળ કુલકો " આગમોદ્ધારક ગ્રંથમાલા " ના સાતમા રત્ન તરીકે વિ સ ૨૦૧૫મા 'कुलकसन्दोह 'ના નામથી છપાવાયેલી કૃતિમા અપાયા છે

### ( ૨૯–૩૦ ) ચતુર્વિંશતિસ્તવ અને એની વૃત્તિ

પ. બેચરદાસે આ બંનેની નોંધ લીધી છે અને સંવાદી ઉલ્લેખ તરીકે સ્વ. કેશવલાલ મોદીના નામનો ઉલ્લેખ કર્યો છે પરંતુ પૃ. ૧૦૦મા આ અન્ય હરિભદ્રની કૃતિ છે એમ કહ્યું છે.

### ( ૩૧ ) ચૈત્યવંદનભાષ્ય

પ. હરગોવિંદદાસે આની નોંધ લીધી છે. પં. બેચરદાસે એને સંસ્કૃત કૃતિ કહી છે ડો. કલેટે Jain onomasticon ( પૃ ૬ )મા આનો ઉલ્લેખ કર્યાનું પં. હરગોવિંદદાસે કહ્યું છે.

### ( ૩૩ અને ૧૧૪ ) જઇદિણકિચ્ચ [ યતિદિનકૃત્ય ]

મ. કિ. મહેતાએ યતિદિનકૃત્યની નોંધ લીધી છે. એ કૃતિ પાઇયમા હોય તો એનું નામ જઇદિણકિચ્ચ હોય. આ હિસાબે મેં એનો અહીં ઉલ્લેખ કર્યો છે.

### ( ૩૪–૩૬ ) જંબુદ્દીવસંગહણી [ જંબુદ્વીપસંગ્રહણી ]

પ્રો. પિટર્સને નીજા હેવાલ ( પૃ ૨૮૪ )મા તેમ જ પ્રથમ હેવાલ ( પૃ. ૮૯ )મા આમાથી એકેક પદ્ય આપ્યુ છે એ બંનેનો અંક ૨૮ છે. બંને અર્થદૃષ્ટિએ એક છે પણ શબ્દ-રચના ભિન્ન છે આમા 'જંબુદ્વીપ વિષે અધિકાર હોય એમ લાગે છે. શું આ બંનેના એક જ કર્તા છે? અને તે પ્રસ્તુત હરિભદ્રસૂરિ છે? પ્રભાનંદ સૂરિએ વિ. સં. ૧૩૯૦મા સંસ્કૃતમા જે ટીકા રચી છે તેમા હરિભદ્રને પોતાના ગુરુ કહ્યા છે

### ( ૩૭ અને ૧૧૫ ) જસહરચરિય [ યશોધરચરિત ]

ક્ષમાકલ્યાણે વિ સં ૧૮૩૯મા ગદ્યમા સંસ્કૃતમા [1]યશોધર-ચરિત રચ્યું છે એમા એમણે એવો ઉલ્લેખ કર્યો છે કે હરિભદ્ર

[1] આની નોંધ જિ૦ ર૦ કો૦ ( વિ ૧, પૃ ૩૧૯ )મા છે

મુનીન્દ્રે પ્રાકૃતમાં તેમ જ અન્યે સંસ્કૃતમાં પદ્યમાં **યશોધરચરિત્ર** રચેલ છે. માણિક્ય(દેવ)સૂરિએ પણ સંસ્કૃતમાં પદ્યમાં ચૌદ સર્ગમાં જે **યશોધરચરિત્ર** રચ્યું છે[1] તેમાં આ વિષય પર લખનાર તરીકે હરિભદ્રસૂરિનો નિર્દેશ કર્યો છે, પરંતુ આ રચના સંસ્કૃતમાં કે પાઇયમાં છે તે જાણવા માટે કશું કહ્યું નથી વળી આ બંને ઉલ્લેખોથી પ્રસ્તુત હરિભદ્રસૂરિ જ અભિપ્રેત છે કે કેમ તેનો પણ નિર્ણય કરવા માટે વિશેષ સાધનની અપેક્ષા રહે છે આથી અત્યારે તો હું એટલું જ કહીશ કે **સોમદેવે** સંસ્કૃતમાં **શકસંવત્** ૮૮૧માં [2]**યશસ્તિલકચમ્પૂ** અને **પુષ્પદંતે** "અપભ્રંશ"માં [3]**જસહરચરિય** રચેલ છે અને એમાં યશોધર નૃપતિનું ચરિત્ર આલેખાયું છે. વળી **જ૦ ચ૦** (ભવ ૪, પત્ર ૨૮૯ ઈ.)માં જે **યશોધરનું** ચરિત્ર છે તે તો આ નથી[4]

(૩૮–૩૯) [5]**જિણહરપડિમાથોત્ત [જિનગૃહપ્રતિમાસ્તોત્ર]**

આ જ મણમાં સાત પદ્યોમાં રચાયેલું સ્તોત્ર સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણ લોકમાં રહેલી જિનપ્રતિમાઓ વિષે નિર્દેશ કરે છે "*नमिऊण सव्वजिणे*"થી એનો પ્રારંભ થાય છે અને એના અંતમાં

---

૧ આ કૃતિ **હીરાલાલ હંસરાજે** ઈ સ ૧૯૧૦માં સંપાદિત કરી પ્રકાશિત કરી છે

૨ આ કૃતિ **શ્રુતસાગરકૃત** ટીકા સહિત "કાવ્યમાલા"માં ઈ સ ૧૯૦૧માં પ્રસિદ્ધ કરાઈ છે

૩ આ કૃતિ "કારંજા જૈન ગ્રંથમાલા"માં ઈ સ. ૧૯૩૧માં છપાવાઈ છે એનું સંપાદન ડો. પી એલ **વૈદ્યે** કર્યું છે

૪ **જિ.ર.કો.** (વિ ૧, પૃ ૩૧૯–૩૨૦)માં "યશોધર ચરિત્ર"ના નામથી ૨૨ કૃતિઓ નોંધાયેલી છે

૫ આ સ્તોત્ર "વિજયદાનસૂરિ સિરીઝ"માં ગ્રંથાંક ૨૦ તરીકે જે **સ્વાધ્યાયદોહન** છપાયું છે તેના પૃ ૧૭૮–૧૭૯માં પૂરેપૂરું અપાયું છે

" भवविरह कुणउ मव्वाण " એવી પંક્તિ છે એમ લાગે છે કે અહીં 'ભવવિરહ'નો પ્રયોગ જોઈ આ કૃતિ પ્રસ્તુત હરિભદ્રસૂરિની છે એમ એના સંપાદકો માને છે શ્રીવિજયકસ્તૂરસૂરિએ આ સ્તોત્રનું નામ **શાશ્વતજિનસ્તવ** ગણ્યું છે એના પ્રથમ પદ્યમાં " वुच्छ जिण-क्तिण " અને અંતિમ પદ્યમાં " जिणहराण नियर " એમ ઉલ્લેખ છે એ જોતાં **જિણકિત્તણ** કે **જિણહરકિત્તણ** જેવું નામ કર્તાને અભિપ્રેત હોય એમ લાગે છે.

## (૪૦) જિનસ્તવ યાને (૧૮૨) સ્તવ

આને 'સ્તવ' પણ કહે છે એટલે એ નામે એનો આગળ ઉપર વિચાર કરાશે.

## (૪૨ અને ૧૭૧) [1]જોગસયગ [યોગશતક]

આ લઘુ કૃતિ જ. મ માં 'આર્યા' છંદમાં ૧૦૧ પદ્યોમાં રચાયેલી છે. એના આદ્ય અને અંતિમ પદ્ય અનુક્રમે નીચે મુજબ છે.

" नमिऊण जोगिनाह सुजोगसन्दसग महावीर ।
वोच्छामि जोगलेस जोगज्झयणाणुसारेण ॥ "
" ता इय आणाजोगे जइयव्वमजोगयत्थिणा सम्म ।
एसो चिय भवविरहो सिद्धीए सया अविरहो य ॥ "

આ કૃતિની અન્ય ૭ કૃતિની સાથે લેગી એવી એક જ હાથપોથી મળી આવી છે એના પત્ર ૫૫આ–૬૫આમાં પ્રસ્તુત કૃતિ છે

૧ આ કૃતિ "યોગશતક" ના નામથી "ગુજરાત વિદ્યાસભા"એ અમદાવાદથી ઈ સ ૧૯૫૬માં પ્રકાશિત કરી છે એમાં મૂળ કૃતિ ડૉ ઇન્દુકલા હીરાચંદ ઝવેરીના ગુજરાતી શ્લોકાર્થ, સમન્તુતી અને પ્રસ્તાવના સહિત અપાઈ છે પ્રારંભમાં ખંભાતના શાન્તિનાથના ભંડારની તાડપત્રીય પ્રતિના ૫૫આ પત્રની પ્રતિકૃતિ છે આ કૃતિનું સંપાદન ડૉ ઇન્દુકલાએ કર્યું છે

**આધાર**—શું આ કૃતિ જોગજ્ઝયણ (યોગાધ્યયન)નામના કોઈ પ્રકરણને આધારે યોજાઈ છે ?

**વિષય**—આ કૃતિનો વિષય યોગબિન્દુ સાથે ખૂબ મળતો આવે છે. આ યોગબિન્દુની જાણે નાનકડી આવૃત્તિ ન હોય તેવી લાગે છે. એમાં નિશ્ચય-યોગ અને વ્યવહાર-યોગ, યોગના અધિકારી, અપુનર્બંધક, અનુષ્ઠાન, સાધકે શું કરવું તે માટેના બાહ્ય અને આંતરિક ઉપાયો, આત્મનિરીક્ષણ, ચિત્તની સ્થિરતા તેમ જ આહારાદિની ચર્ચા-'સર્વ-સંપત્કરી' ભિક્ષા એમ વિવિધ બાબતો આલેખાઈ છે. ટૂંકમાં કહું તો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ કેમ થાય તે સૂચવાયું છે

## (૪૨અ) જ્ઞાનચિત્રિકા

આ નામ પ્રો. પિટર્સને નોંધ્યા હેવાલમાં આપ્યું છે પણ એ ભૂલ હોય એમ લાગે છે. એ **નાણાચિત્તપયરણ** જ હોવું જોઈએ

## (૪૩) જ્ઞાનપંચકવિવરણ

**નાણપંચગવક્ખાણ**ને નામે ઓળખાવાતી કૃતિ તે જ આ હશે જો એમ જ હોય તો એ કૃતિનો પૃ. ૧૧૦માં વિચાર કરાયો છે. પં બેચરદાસે પૃ ૧૦૦માં આને અન્ય હરિભદ્રની કૃતિ કહી છે.

## (૪૪) જ્ઞાનાદિત્ય(પ્રકરણ)

આ જ **નાણાચિત્તપયરણ** હોય એમ લાગે છે. એમ ન જ હોય તો પં બેચરદાસ એને પૃ ૧૦૦માં અન્ય હરિભદ્રની કૃતિ કહે છે તે વિચારવું ઘટે

## (૪૭) તત્ત્વતરંગિણી

'ખરતર' ગચ્છની કેટલીક વ્યક્તિએ આને હરિભદ્રસૂરિની કૃતિ ગણી છે, પરંતુ ધર્મસાગરગણિએ પવયણપરિક્ખામાં એનું ખંડન

કર્યું છે આ હકીકત ડૉ ભાંડારકરે ઈ સ ૧૮૮૩ ૮૪ના એમના હેવાલ ( પૃ ૧૫૨ )મા નોંધી છે

## ( ૫૦ ) ત્રિભંગીસાર

આ કૃતિ કલેટે નોંધ્યાનુ પ કલ્યાણવિજયજીએ કહ્યુ છે

**ત્રિભંગીસાર** નામની એક કૃતિ **જિ. ર. કો.** ( વિ ૧, પૃ ૧૬૧ )મા નોંધાઈ છે આના કર્તા તરીકે સૈદ્ધાનિક **નેમિચંદ્ર**નો ઉલ્લેખ કરી આ કૃતિના નીચે મુજબ ૭ અંશો દર્શાવી એના કર્તા ભિન્ન ભિન્ન હોવાનુ સૂચવાયુ છે —

| નામ | ગાથા | કર્તા |
|---|---|---|
| [1]આસ્રવ-ત્રિભંગી | ૬૩ | શ્રુતમુનિ |
| બંધત્રિભંગી | ૪૪ | માધવચન્દ્ર ( નેમિચન્દ્રના શિષ્ય ) |
| ઉદયોદીરણાત્રિભંગી | ૭૩ | નેમિચન્દ્ર |
| સત્તાત્રિભંગી | ૩૫ | ,, |
| સત્ત્વસ્થાનત્રિભંગી | ૩૭ | કનકનંદિ |
| [2]ભાવત્રિભંગી | ૧૧૬ | શ્રુતમુનિ |

હર્ષકુલે **ત્રિભંગીસૂત્ર** તરીકે ઓળખાવાતી [3]**બંધહેતૂદય-ત્રિભંગી** ( બંધહેતૂદયત્રિભંગી ) નામની કૃતિ ૬૫ ગાથામા રચી છે આ હર્ષકુલને તો ભૂલથી હરિભદ્ર માની નહિ લેવાયા હોય ?

---

૧ ૨ આ બન્ને કૃતિઓ ' મા દિ જૈ ગ્ર મા ૨૦મા ગ્રથાક તરીકે પ્રકાશિત થએલી છે

૩ વિજયવિમલગણિકૃત વાનરર્ષિની ટીકા સહિત આ કૃતિ જૈ આ સ '' તરફથી વિ સ ૧૯૭૪મા પ્રસિદ્ધ કરાઈ છે

## (૫૨ અને ૫૪) [1]દંસણસુદ્ધિ [દર્શનશુદ્ધિ] યાને (૫૩ અને ૫૫) દરિસણસત્તરિ [દર્શનસપ્તતિ]

આ ૭૦ ગાથામા જ. મ મા રચાયેલી નાનકડી કૃતિ વિષયની દૃષ્ટિએ ઘણી મહત્ત્વની છે, કેમકે એમા જૈન દર્શનના પાયારૂપે અને ત્રણ રત્નોમા અગ્ર ગણાતા રત્નરૂપ દર્શનનુ યાને સમ્યક્ત્વનુ અર્થાત્ સાચી શ્રદ્ધાનુ અને એની નિર્મળતાનુ નિરૂપણ છે. આ ઉપરથી આ કૃતિના નીચે મુજબ નામો યોજી શકાય —

**દંસણસત્તરિ, દરિસણસત્તરિ અને સમ્મત્તસત્તરિ.**

આ કૃતિનો મુખ્ય વિષય સમ્યક્ત્વ છે ગા ૫૯–૬૩ આત્માના અસ્તિત્વ અને એના લક્ષણો ઉપર પ્રકાશ પાડે છે. આ વિષય **આત્મસિદ્ધિ** અને **ધમ્મસંગહણી**મા પણ છે.[2]

ગા ૫૬ કોઈ પ્રાચીન મુનિવર્યની કૃતિમાથી ઉદ્ધૃત કર્યાનુ ગ્રથ કાર પોતે કહે છે. આ મુનિવર્ય તે કોણ એ જાણવામા નથી. વિશેષ નવાઈની વાત તો એ છે કે આ સમગ્ર કૃતિ ઉપર વિવરણ રચનાર સંઘતિલકસૂરિ પ્રણેતાના નામથી અજાણ જણાય છે, જોકે એમણે હરિભદ્રસૂરિકૃત **ધુત્તક્ખાણ**નો તો આ પોતાની ટીકા નામે **તત્ત્વકૌમુદી** (પત્ર ૩૧આ–૪૬અ)મા મૂળદેવ વગેરે પાચ ધૂર્તોની કથા આપતી વેળા ઉપયોગ કર્યો છે એમ ભાસે છે આથી પ્રશ્ન ઉદ્ભવે છે કે શું આ કૃતિના કર્તા હરિભદ્રસૂરિ નથી અથવા જો તેઓ છે જ તો એમનુ નામ કેમ વિવરણકારે આપ્યુ નથી?

---

૧ સંઘતિલકસૂરિકૃત ટીકા સહિત આ કૃતિ **સમ્યક્ત્વસપ્તતિકા**ના નામથી "દે લા જૈ. પુ સંસ્થા" તરફથી ઈ સ ૧૯૧૩મા પ્રસિદ્ધ કરાઈ છે

૨ આત્માના સ્વતન્ત્ર અસ્તિત્વ અને એ આત્માના સ્વરૂપ વિષે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે **વિસેના૦** (ગા ૧૫૪૯–૧૬૦૦)ના વિસ્તારથી નિરૂપણ કર્યું છે

**વિવરણ–દંસણસુદ્ધિ** ઉપર અનેક ટીકાઓ રચાઈ છે. આ સૌમા 'રુદ્રપલ્લીય' ગચ્છના ગુણશેખરસૂરિના શિષ્ય **સંઘતિલક**-સૂરિએ ૭૭૧૧ શ્લોક જેવડી જે [1]ટીકા સંસ્કૃતમા વિ સ. ૧૪૨૨મા રચી છે તે એમા આવતી કથા[2] વગેરેને લઈને ખાસ ધ્યાન ખેચે છે એ ટીકાનુ નામ **તત્ત્વકૌમુદી** છે

ગુણનિધાનસૂરિના શિષ્યે એક અવચૂરિ રચ્યાનો **જિ. ર. કો.** (વિ. ૧, પૃ ૪૨૬)મા ઉલ્લેખ છે, પણ સાથે સાથે આ **સંઘતિલક**-સૂરિકૃત ટીકા તો નથી એમ પ્રશ્ન અહી ઉઠાવાયો છે

દેવેન્દ્ર(?) કોઈ ટીકા રચી છે.

વળી 'તપા'ગચ્છના મુનિસુન્દરસૂરિના શિષ્ય શિનમંડનગણિએ ૩૫૦૭ શ્લોક જેવડી એક ટીકા રચી છે

કોઈકની અવચૂરિ છે.

**બાલાવબોધ**—'તપા' ગચ્છના ઉપાધ્યાય **શાન્તિચન્દ્ર**ના શિષ્ય **રત્નચન્દ્રગણિ**એ વિ સ. ૧૬૭૬મા બાલાવબોધ રચ્યો છે

**ભાષાંતર**—આ કૃતિની મહત્તા જોતા એનુ સ્પષ્ટીકરણપૂર્વક ભાષાતર થવુ ઘટે.

**સામ્ય**—ચક્રેશ્વરસૂરિના શિષ્ય તિલકસૂરિએ **દર્શનશુદ્ધિ** રચી છે. વળી ૨૨૬ ગાથામા "સમ્યક્ત્વપ્રકરણ'ના નામે પણ ઓળખાવાતી **દંસણસુદ્ધિ ચંદ્રપ્રભે** રચી છે અને એના ઉપર **દેવભદ્રની** [3]ટીકા છે.

---

૧ આ મુદ્રિત છે જુઓ પૃ ૯૨, ટિ ૧

૨ આમા 'ધૂર્તાખ્યાન' છે વિશેષમા આ ટીકામા જે વીસ પાઠ્ય કથાઓ છે એના નામાદિ માટે જુઓ મારી કૃતિ નામે **પા. ભા. સા.** (પૃ. ૧૨૫).

૩ આ ટીકા સહિત મૂળ કૃતિ હીરાલાલ હંસરાજ તરફથી ઈ સ ૧૯૧૩ મા છપાવાઈ છે

## (૫૩અ) [1]દરિસણસત્તરિ [ દર્શનસપ્તતિ ] યાને (૧૭૮અ અને ૧૫૨) સાવગધમ્મપગરણ [ શ્રાવકધર્મપ્રકરણ ]

આ નામ ઉપરથી તો આ કૃતિ ૭૦ પદ્યોમાં પાઇયમાં સમ્યક્ત્વના નિરૂપણાર્થે રચાયેલી હોવાનું અનુમનાય, પરંતુ આમાં તો ૭૦ ને બદલે ૧૨૦ પદ્યો છે એમ પ. ભાં. ગ્રં. સૂ. (પૃ ૯૩) તેમ જ એની મુદ્રિત આવૃત્તિમાંના અંતિમ પદ્યની ૧૨૦ની સંખ્યા જોતાં જણાય છે. આના આદ્ય પદ્ય દ્વારા ગ્રંથકારે સંક્ષેપમાં શ્રાવક-ધર્મ દર્શાવવાની પ્રતિજ્ઞા કરી છે. આ વાત તો ઠીક છે, કેમકે સમ્યક્ત્વ એ જૈન જીવનનો પ્રાણ છે એટલે એ વિષયને શ્રાવક-ધર્મના નિરૂપણમાં સ્થાન હોઈ શકે. મુદ્રિત આવૃત્તિમાં જે 'સાવગધમ્મપગરણ' નામ છે તે જ યથાર્થ છે. એનું દરિસણસત્તરિ નામ તો એની પૂર્વોક્ત કૃતિ સાથે સામ્ય ધરાવે છે, પરંતુ આ કૃતિ ભિન્ન છે. આની પહેલાં દંસણસુદ્ધિને અંગે જે વિવિધ ટીકાઓ ગણાવી છે તેમાં ચંદ્રપ્રભસૂરિ સિવાયના મુનિવરોની ટીકા દંસણસુદ્ધિની જ છે કે આ સમાનનામક કૃતિની છે તેની તપાસ કરવી બાકી રહે છે. એનો નિર્ણય તો હાથપોથીઓ જોયા વિચાર્યા પછી થઈ શકે.

જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૧૬૭)માં મુનિચન્દ્રસૂરિકૃત દર્શનસપ્તતિકા અને એની અવચૂરિ વિષે નોંધ છે.

## (૬૦) દિનશુદ્ધિ

હેમતિલકસૂરિની કૃપાથી રત્નશેખરસૂરિએ જ. મ. મા. ૧૪૪

---

૧ આ કૃતિ 'ઋ. કે. શ્વે. સંસ્થા'' તરફથી ઇ. સ. ૧૯૨૯માં ૨૮ પ્રકરણોનો સમુચ્ચય જે નામથી પ્રસિદ્ધ કરાયેલ છે તે પ્રકરણ સન્દોહ (પત્ર ૧–)માં છપાઈ છે. એના અંતમાં "[ઇતિ દરિસણસત્તરી સુત્ત] સાવગધમ્મપગરણં સમત્તં'' ઉલ્લેખ છે.

પદમા [1]દિણસુદ્ધિદીવિયા (દિનશુદ્ધિદીપિકા) યાને દિણસુદ્ધિ-પઈવિયા (દિનશુદ્ધિપ્રદીપિકા) નામની એક કૃતિ રચી છે આની એક હાથપોથી વિ સ ૧૫૩૬મા લખાયેલી છે અને એ મળે છે હરિભદ્રના નામના જે વિવિધ મુનિઓ થયા છે તે પૈકી એકના નામે દિનશુદ્ધિ નામની કૃતિ જિ. ર. કો.મા તો નોધાઈ નથી

(૬૧–૬૨) [2]દેવિન્દનરઇન્દપયરણ [દેવેન્દ્રનરેન્દ્રપ્રકરણ]

મ કિ મહેતાએ અને એમના અનુગામી લેખકોએ આ કૃતિનો ઉલ્લેખ કર્યો છે આ નામથી ઓળખાતી કૃતિ જ મ મા ૩૭૮ આર્યામા રચાયેલી છે એનુ નામ વિમાણનરઇન્દ્ય છે એમ એ જોતા જણાય છે એના કર્તાનુ નામ જણવામા નથી ગા ૧–૧૨૭મા નરકેન્દ્રનો અને બાકીની ગાથામા દેવેન્દ્રકનો અધિકાર છે આ દ્વારા દેવોના વિમાનોનો અને નારકોના નરકાવાસનો વિસ્તૃત પરિચય અપાયો છે આગમોમા તેમ જ અન્યત્ર નહિ જણાતી એવી કેટલીક બાબતો આ કૃતિમા છે

વિવરણ—મલયગિરિસૂરિએ આ કૃતિ ઉપર ટીકા રચી છે એમ સગહણી (ગા ૨૬૩) ઉપરની એમની ટીકા (પત્ર ૧૦૬આ) જોતા જણાય છે, પણ એ હજી સુધી તો મળી આવી નથી મુનિચન્દ્રસૂરિએ વિ સ ૧૧૮૬મા સસ્કૃતમા વૃત્તિ રચી છે અને એ [3]છપાયેલી છે

---

૧ દિનશુદ્ધિપ્રદીપિકા નામની સસ્કૃત કૃતિ રત્નશેખરસૂરિએ રચ્યાનો અને એ ભીમસી માણેકે વિ સ ૧૯૭૪મા પ્રકાશિત કર્યાનો ઉલ્લેખ જિ. ર. કો (વિ ૧ પૃ ૧૭૪)મા છે

૨ આ પાઇય કૃતિ જૈ આ સ તરફથી મુનિચન્દ્રસૂરિએ વિ સ ૧૧૮૬મા સસ્કૃતમા રચેલી વૃત્તિ સહિત ઈ સ ૧૯૨૨મા છપાવાઈ છે

૩ જુઓ ટિ ૨

### ( ૬૩ ) દ્વિજવદનચપેટા કિંવા ( ૬૩અ ) દ્વિજવદનચપેટિકા

જિ૦ ર૦ કો૦ ( વિ ૧, પૃ ૧૮૫ )માં કોઈ એક હરિભદ્રને નામે **દ્વિજવદનચપેટિકા** તેમ જ એની અજ્ઞાતકર્તૃક ટીકા નોંધાઈ છે અહીં આ કૃતિનું **વેદાંકુશ** એવું અપર નામ અપાયું છે 'બ્રાહ્મણના મુખે તમાચો ' એવા અર્થસૂચક આ કૃતિમાં વૈદિક હિંદુઓની કેટલીક માન્યતાઓને વખોડી કાઢવામાં આવી છે

હેમચન્દ્રસૂરિએ આ નામની એક [1]કૃતિ રચ્યાનું કેટલાક માને છે બૃહટ્ટિપ્પનિકામાં **દ્વિજવદનવજ્રસૂચી** નામની કૃતિની નોંધ છે અશ્વઘોષના નામ ઉપર **વજ્રસૂચી**નો અને ચીનના કેટલાક વિચારકોના કથન મુજબ એ કૃતિના કર્તા કે સંશોધક તરીકે ધર્મકીર્તિનો ઉલ્લેખ કરાય છે આ કૃતિ પણ વૈદિક મત યોની આલોચનારૂપ છે

### ( ૬૪ અને ૬૭ ) [2]ધમ્મસંગહણી [ ધર્મસંગ્રહણી ]

**નામ**—' ધમ્મસંગહણી ' એ નામ કર્તાએ પોતે આ કૃતિના બીજા પદ્યમાં દર્શાવ્યું છે

**પરિમાણ, ભાષા ઇત્યાદિ**—આમાં એકંદર ૧૯૩૬ પદ્યો છે એ જ મ મા આર્યામાં રચાયાં છે

---

૧ આ કૃતિ હેમચન્દ્રસભા તરફથી પાટણથી ઈ સ ૧૯૨૮માં પ્રકાશિત કરાઈ છે

૨ આ કૃતિ મલયગિરિસૂરિકૃત વિવરણ સહિત ' દે લા જૈ પુ સંસ્થા તરફથી બે ભાગમાં અનુક્રમે ઈ સ ૧૯૧૬ અને ઈ સ ૧૯૧૮માં પ્રસિદ્ધ કરાઈ છે વળી **ઉવએસપય** ઇત્યાદિ કૃતિઓની સાથ સાથ આ મૂળ કૃતિ ' ઋ કે શ્વે સંસ્થા તરફથી ઈ સ ૧૯૨૮માં છપાવાઈ છે (જુઓ પૃ ૮૩, ટિ ૧) વિશેષમાં આ ' ઋ કે શ્વે સંસ્થા એ **ઉવએસપય** વગેરે નવ કૃતિઓની અકારાદિ ક્રમપૂર્વકની અનુક્રમણિકાઓની સાથ સાથ આ **ધમ્મસંગહણી**ની પણ અનુક્રમણિકા ઈ સ ૧૯૨૯માં છપાવી છે (જુઓ પૃ ૮૩, ટિ ૧)

**વિષય**—આ દ્રવ્યાનુયોગને લગતી કૃતિ છે એમા તાર્કિક શૈલીએ દાર્શનિક બાબતો ચર્ચાઈ છે ચાર્વાક આદિના મતોના નિરસનપૂર્વક [1]જીવની સિદ્ધિ અને જૈન દૃષ્ટિએ એના [2]સ્વરૂપનુ નિરૂપણ એ આ અનુપમ કૃતિનો મુખ્ય વિષય છે એ દ્વારા જીવની અનાદિ-અનતતા, પરલોકગામિતા, અમૂર્તતા, પરિણામિતા, દેહવ્યાપિતા, જ્ઞાતૃતા, કર્તૃતા અને ભોક્તૃતા વિચારાઈ છે લગભગ પ્રાર ભમા ગા ૨૦મા ધર્મની વ્યાખ્યા નીચે મુજબ અપાઈ છે —

"धारेइ दुग्गतीए पडन्तमप्पाणग जतो तेण ।
धम्मो त्ति सिवगतीइ व सतत धरणा समक्खाओ ॥ २० ॥"

ત્યાર બાદ ધર્મને અ ગ વ્યવહાર દૃષ્ટિએ તેમ જ નિશ્ચય-દૃષ્ટિએ વિચાર કરતા ગા ૨૬મા શૈલેશી અવસ્થામા-ચૌદમા અર્થાત્ અ તિમ ગુણસ્થાનમા ધર્મ છે અને એ પૂર્વેના ગુણસ્થાનમા રહેલ વ્યક્તિ દ્વારા કરાતુ ધર્મનુ સેવન તે આ ધર્મની પ્રાપ્તિમા સહાયક છે એ બાબત વિચારાઈ છે ગા ૨૭મા ધર્મના નામ સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ છ નિક્ષેપનો ઉલ્લેખ છે

અવાતર વિષયો તરીકે આઠ પ્રકારના કર્મોનુ નિરૂપણ (ગા ૬૦૬-૬૭૩) સમ્યક્ત્વની પ્રાપ્તિ એના પ્રકારો તેમ જ એના લક્ષણો (ગા ७૮૮-૮૧૪), જ્ઞાનના પાચ પ્રકારો ઇત્યાદિ (ગા ૮૧૫-૫૫૫), સાધુઓના મહાવ્રતો (ગા ૮૫૬-૮૬૧) સર્વજ્ઞતાની સિદ્ધિ (ગા ૧૧૪૬-૧૧૬૬) અને મુક્તિમા સુખ (ગા ૧૩૭૬-૧૩૮૫) એ બાબતો હાથ ધરાઈ છે

પ્રસ ગવશાત્ ગા ૨૮૯-૩૩૦મા સમવાયનુ નિરસન છે

ગા ૮૧૯-૮૨૦મા તત્ત્વાર્થસૂત્રના આદ્ય સૂત્રનો અનેકાત-દૃષ્ટિએ વિચાર કરાયો છે

---

૧-૨ આ વિષય **આત્મસિદ્ધિ** અને **દ સણસુદ્ધિ**મા પણ છે

ગા ૯૨૬–૯૩૫મા ચોરીની નિર્દોષતાનો પક્ષ રજૂ કરી ગા ૯૩૬–૯૫૧મા એનુ ખંડન કરાયુ છે

આ ઉપરાંત કર્તૃત્વવાદ, એકાન્તનિત્યવાદ, એકાન્તક્ષણિકવાદ અને અજ્ઞાનવાદના ખંડન, સામાન્ય, બાહ્યાર્થ અને વસ્ત્રાદિ ઉપકરણોની સિદ્ધિ, વૈદિક હિંસાનુ નિરસન, અવ્રતોની સદોષતા તેમ જ ઉપયોગવાદ એ બાબતોને પણ સ્થાન અપાયુ છે

ગા ૫૪૩ એ **દસવેયાલિય** ( અ ૪ )નુ બીજું પદ્ય છે.

**ઉલ્લેખ**—પદ્ય ૧૧૫૯ (પત્ર ૩૮૫આ)મા **રેવણાદિકલ્પ**નો અને પદ્ય ૧૩૫૧ (પત્ર ૪૪૦આ)મા **પણ્ણત્તિ** અર્થાત્ **વિયાહપણ્ણત્તિ**નો ઉલ્લેખ છે. ૯૫૫મા પદ્યમા '**ઉવરિં**' શબ્દ છે. એનો અર્થ મલયગિરિસૂરિએ '**સર્વજ્ઞસિદ્ધિ**'મા એમ કર્યો છે

**અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા** ( શ્લો ૬ ) ઉપરની **સ્યાદ્વાદમંજરી** (પૃ ૨૬, B S P. Series)મા મલ્લિષેણે **ધર્મસંગ્રહણિ** અને એના કર્તા વિષે ઉલ્લેખ કર્યો છે 'મલધારી' રાજશેખરસૂરિએ **ષડ્દર્શનસમુચ્ચય** ( શ્લો. ૧૯ )મા **ધર્મસંગ્રહણી**ને **પ્રમાણમીમાંસા**, **પ્રમાણોક્તિસમુચ્ચય**, **નયચક્રવાલતર્ક**, **સ્યાદ્વાદકલિકા**, **પ્રમેયપક્ષમાર્તંડ** અને **તત્ત્વાર્થ**ના નિર્દેશપૂર્વક એને તેમ જ આ બધી કૃતિઓને "તર્કોઘ" કહી છે

**લલિતવિસ્તરા**ની પઞ્જિકા (પત્ર ૬૪અ)મા 'ધર્મસગ્રહણીકાર કહે છે' એવા ઉલ્લેખપૂર્વક **ધમ્મસંગહણી**ને ૬૪૩મુ પદ્ય મુનિચન્દ્રસૂરિએ આપ્યુ છે

**વિવરણ**—મલયગિરિસૂરિએ સસ્કૃતમા **ધમ્મસંગહણી** ઉપર

વિદ્વત્તાપૂર્ણ [1]વિવરણ રચ્યુ છે એનુ પરિમાણ ૧૧૦૦૦ શ્લોક જેવડુ છે. એમા એમણે અનેક વ્યક્તિઓ અને કૃતિઓના નામ આપ્યા છે એમાથી [2]કેટલાક નામ અહી નોંધુ છુ—

[3]અર્ચટ (ભટ્ટ) (પત્ર ૧૮૫આ), [4]ધર્મકીર્તિ (પત્ર ૬૯અ ઇ), પાત્રસ્વામી (પત્ર ૩૦આ), [5]પુરંદર (પત્ર ૩૦આ), [6]પ્રજ્ઞાકરગુપ્ત (પત્ર ૪૦૩આ ને ૪૦૮અ), [7]મલ્લવાદી (પત્ર ૨૬૦અ), વરરુચિ (પત્ર ૨૮૩અ), વ્યાડિ (પત્ર ૩૦આ) અને શાકટાયન (પત્ર ૧૪૪અ)

પત્ર ૭અમા ધર્મસારની પોતે રચેલી [8]ટીકા, પત્ર ૭૭આમા પાણિનિકૃત પ્રાકૃતલક્ષણ અને પત્ર ૬૯અમા ધર્મકીર્તિકૃત [9]વિજ્ઞાનનયપ્રસ્થાનનો નિર્દેશ છે

જિ૦ ૨૦ કો૦ (વિ ૧, પૃ ૧૯૪)મા 'અજ્ઞાતકર્તૃક' કહીને પછી સભવત હરિભદ્રસૂરિકૃત એવા ઉલ્લેખપૂર્વક ધર્મસંગ્રહણીની નોધ કરી એને અગે હેમચન્દ્રસૂરિકૃત ટિપ્પણ, 'મલધારી' હેમસૂરિના શિષ્યે રચેલી વૃત્તિ અને અજ્ઞાતકર્તૃક ટિપ્પણનો ઉલ્લેખ કરાયેલ છે

---

૧ આ વિવરણનો ઉલ્લેખ મલયગિરિસૂરિએ નન્દી (સુત્ત)ની વૃત્તિ (પ )મા તેમ જ એમણે રચેલા મલયગિરીય વ્યાકરણમા કર્યો છે

૨ વિશેષ માટે જુઓ અ.જ.પ. (ખડ ૨)નો ઉપોદ્ઘાત (પૃ ૨૬)

૩–૭ આ મહાનુભાવો વિષે આગળ ઉપર ઉપખડ ૮"મા વિચાર કરાયો છે

૮ પંચસંગહ (ગા ૮)ની ટીકા (પ. ૧૧આ)મા પણ મલયગિરિસૂરિએ ધર્મસાર ઉપરની પોતાની ટીકાનો ઉલ્લેખ કર્યો છે

૯ આ કૃતિ કોઈ સ્થળેથી પ્રકાશિત થઈ હોવાનુ જાણવામા નથી મલયગિરિસૂરિએ એમાથી એક અવતરણ આપ્યુ છે જુઓ અ.જ.પ. (ખડ ૨)નો ઉપોદ્ઘાત (પૃ ૮૨)

## (૬૫) [1]ધર્મબિન્દુ

આ કૃતિના નામના અતમા જેમ 'બિન્દુ' શબ્દ છે તેમ આ ગ્રથકારની યોગબિન્દુ નામની કૃતિમા તેમ જ લોકબિન્દુ એમની જ કૃતિ હોય તો તેમા પણ છે આ નામો હેતુબિન્દુ નામની બૌદ્ધ કૃતિ ઉપરથી સ્ફુર્યા હશે **અપ્રાકૃત અનુભવબિન્દુનુ** આ નામો સ્મરણ કરાવે છે

**વિભાગાદિ**—આ મુખ્યતયા ગદ્યમા રચાયેલી અને આઠ અધ્યાયોમા વિભક્ત કરાયેલી સસ્કૃત કૃતિ છે એનો પ્રારભ પદ્યથી થાય છે અને એની શૈલી સૂત્રાત્મક છે એ સૂત્રો જેમ જેમ ઉકેલાતા જાય તેમ તેમ એમાથી ગભીર અર્થરૂપ તાર નીકળતા જાય છે

**વિષય**—અ ૧મા સામાન્ય ગૃહસ્થનો અને અ ૨મા વિશિષ્ટ ગૃહસ્થનો ધર્મ સમજાવાયો છે વિશેષમા આ બીજા અધ્યાયમા ધાર્મિક ઉપદેશ કેમ આપવો એનુ નિરૂપણ છે અ ૩મા શ્રાવકોના વ્રતો અને એને લગતા અતિચારોનુ સ્વરૂપ આલેખાયુ છે અ ૩, સૂ ૧૮મા સામાયિક દેશાવકાશિક, પૌષધોપવાસ અને અતિથિસ વિભાગને 'શિક્ષાપદ' કહ્યા છે અ ૪ અને ૫ ઉપરથી જૈન શ્રમણોના જીવનનો ખ્યાલ આવે છે અ ૪ સૂ ૩–૨૦મા દીક્ષાર્થીની અને દીક્ષા આપનારની યોગ્યતા વિષે નિરૂપણ છે અ ૬મા બે પ્રકારના જૈન શ્રમણોના અધિકાર છે અ ૭ ધર્મના ફળ દર્શાવે છે અને અ ૮ સિદ્ધનુ સ્વરૂપ

---

૧ આ મૂળ કૃતિનુ મુનિચન્દ્રસૂરિકૃત ટીકા સહિતનુ સપાદન ડૉ સુઈગિ સુઆલિએ કર્યુ હતુ અને એ બિબ્લિઓથેકા ઈન્ડિકા મા ઈ સ ૧૯૧૨મા છપાવાયુ હતુ ઈ સ ૧૯૧૦મા આ ઈટાલિયન વિદ્વાને યોગબિન્દુની પ્રસ્તાવનામા કહ્યુ હતુ કે જૈ આ સ તરફથી સટીક મૂળ વિ સ ૧૯૬૭મા છપાવાયુ છે આ સ તરફથી સટીક મૂળ ઈ સ ૧૯૨૪મા પ્રકાશિત થયુ છે

જરૂ કર છે આમ આ કૃતિ મુખ્યતયા 'ચરણકરણાનુયોગ'ને અનુલક્ષીને રચાઈ છે

અ ૭, સૂ ૩૩મા કહ્યુ છે કે શ્રુતધર્મ અનેક હોવાથી એની પરીક્ષા થવી ઘટે એ પરીક્ષાના ઉપાય તરીકે સુવર્ણની જેમ એને અંગે કષ, તાપ અને છેદની બાબત સૂ ૩૪–૩૭મા વિચારાઈ છે

**દસવેયાલિય** (અ ૧૦)મા ભિક્ષુ (સાચા શ્રમણ)નુ સ્વરૂપ આલેખાયુ છે એને લગતી નિજ્જુત્તિની ગા ૩૫૦મા સુવર્ણનુ દૃષ્ટાંત છે. ગા ૩૫૧મા સુવર્ણના આઠ ગુણો ગણાવાયા છે ગા ૩૫૨મા સુવર્ણની કષ, તાપ, છેદ અને તાડન એમ ચાર પરીક્ષાઓથી શુદ્ધિ વિચારાઈ છે, અને ગા ૩૫૩મા એનો ભિક્ષુ સાથે સબંધ યોજાયો છે આ ઉપરથી શ્રુત-ધર્મની ત્રિવિધ પરીક્ષાનો વિચાર સ્ફુર્યો હશે

**નામોલ્લેખ**—અ. ૪ (પત્ર ૫૬અ–૫૮આ, આ સ )મા નિમ્નલિખિત અજૈન વ્યક્તિઓના નામ છે:—

**[1]ક્ષીરકદમ્બક, [2]નારદ, [3]વસુ, [4]વાયુ, [5]વાલ્મીકિ, [6]વિશ્વ, [7]વ્યાસ, [8]સમ્રાટ્, [9]સિદ્ધસેન અને [10]સુરગુરુ.**

**દીક્ષા લેનાર ને દેનારની યોગ્યતા**—ધર્મબિન્દુ (અ. ૪)મા ત્રીજા સૂત્રમા દીક્ષા લેનારમા આર્ય દેશમા જન્મ ઇત્યાદિ સોળ ગુણો ગણાવાયા છે એવી રીતે ચોથા સૂત્રમા દીક્ષા આપનાર ગુરુની યોગ્યતા તરીકે એમનામા એમણે વિધિપૂર્વક લીધેલી દીક્ષા ઇત્યાદિ પદર ગુણો હોવા જોઈએ એમ કહ્યુ છે આ ઉત્સર્ગ-પક્ષ છે એને અંગેના અપવાદની હકીકત પાચમા સૂત્રમા છે એમા કહ્યુ છે કે

૧ ૮ આ મહાનુભાવો વિષે 'ઉપખ ૮ મા વિચાર કરાયો છે

૯ મુનિચન્દ્રસૂરિએ એમને 'નીતિકાર' તરીકે ઓળખાવ્યા છે

૧૦ એમન વિષે ઉપખ ૮"મા મે નોધ લીધી છે

ઉપર ગણાવેલા ગુણોમાં ચોથા ભાગ જેટલી ન્યૂનતા હોય તો એ મધ્યમ કોટિની લાયકાત ગણાય, અને જો અડધોઅડધ ન્યૂનતા હોય તો એ જઘન્ય કોટિની લાયકાત ગણાય આ સંબંધમાં ઉપર્યુક્ત કેટલાક જૈનેતરોના મત રજૂ કરતા છે એ દર્શ એકત્ર મળી જાણે વાદવિવાદ કરતા હોય એ રીતે હકીકત હું અહીં આપું છું:—

વાયુ—ગુણો પૂરેપૂરા હોવા જ જોઈએ, કેમકે જે કાર્ય સમગ્ર ગુણો હોય તો જ સિદ્ધ થાય તેમ હોય તે અડધા ગુણોથી યે સિદ્ધ ન જ થાય. જો એમ નહિ માનીએ તો કારણ અને કાર્યની વ્યવસ્થાનો-મર્યાદાનો નાશ થાય અડધાપડધા કારણોથી જો કાર્ય થતું હોય તો સમસ્ત કારણોની સામગ્રીનો ખપ શો રહ્યો?

વાલ્મીકિ—પ્રવાદી વાયુ! તમારું આમ કહેવું ઠીક નથી, કેમકે ગુણરહિત વ્યક્તિમાં કોઈક રીતે ગુણ ઉદ્ભવે છે

વાયુ—કોઈક રીતે એટલે?

વાલ્મીકિ—નિર્ગુણ વ્યક્તિમાં રહેલી યોગ્યતાને લઈને

વાયુ—દાખલો આપી આ સમજાવો.

વાલ્મીકિ—જેમ કોઈ જંતુ નિર્ગુણ હોવા છતાં વિશિષ્ટ કાર્યના કારણરૂપ ગુણોને પામે-મેળવે છે તેમ જો વિશિષ્ટ કાર્યના કારણરૂપ ગુણો ન હોય તો પણ કોઈ રીતે વિશિષ્ટ કાર્યને પામે ત્યારે શો વિરોધ આવશે? શું કોઈ દરિદ્રને એકાએક રાજ્યાદિનો લાભ થઈ જતો નથી? આથી તો હું કહું છું કે ગુણરૂપ વિશિષ્ટ કારણ વિના પણ કાર્યની ઉત્પત્તિ કોઈક વાર થાય છે

વ્યાસ—વાલ્મીકિ! તમારું આ કથન નકામું છે

વાલ્મીકિ—કઈ કારણ?

વ્યાસ—ગુણમાત્રની એટલે સ્વાભાવિક- તુચ્છ ગુણની પ્રથમ અસિદ્ધિ હોય તો બીજા (વિશેષ) ગુણનો અવશ્ય અભાવ હોય છે, કારણ કે કાર્યનો વ્યવહાર પોતાને અનુરૂપ કારણપૂર્વક હોય છે. એક કાર્યનું કારણ બીજા કાર્યનું કારણ બની શકે નહિ. ઘડાનું કારણ જે માટી છે તે પટના તંતુઓ ઉત્પન્ન ન કરી શકે.

સમ્રાટ્—આ વાત બરાબર નથી, કેમકે યોગ્યતાના સંભવથી ઐશ્વર્યની સિદ્ધિ થાય છે–ખરેખર યોગ્યતાથી જ કલ્યાણની પ્રાપ્તિ થાય છે.

નારદ—સમ્રાટ્! તમારી આ વાત વજૂદ વિનાની છે.

સમ્રાટ્—કારણ કહેશો?

નારદ—હા, સાંભળો. યોગ્યતારૂપ ગુણમાત્રથી બીજા ગુણ ભલે ઉદ્ભવે, પરંતુ ઉત્કૃષ્ટ ગુણનો સંભવ નથી. કેવળ યોગ્યતાથી સમસ્ત કાર્ય થતું નથી. વિશિષ્ટ યોગ્યતા હોય તો જ ઉત્કર્ષ સધાય.

વસુ—પૂર્વ પૂર્વ ગુણો ઉત્તર ઉત્તર ગુણોના આરંભક છે એથી કરીને ગુણનો ઉત્કર્ષ થાય છે. નિર્બીજ કાર્ય કદાપિ થતું નથી. સામાન્ય ગુણ હોય તો વિશેષ ગુણ થાય. કેવળ યોગ્યતાથી વિશેષ ગુણ પ્રાપ્ત થતા નથી.

ક્ષીરકદંબક—કાર્ષાપણ એટલે હલકા રૂપાના જેટલા ધનવાળી વ્યક્તિ બીજાં ઘણાં કાર્ષાપણરૂપ હલકું નાણું મેળવે તેથી એ થોડી જ કોટિધ્વજ યાને કરોડપતિ કહેવાવાની છે? કોટિધ્વજ થતા તો ઘણી વાર લાગે અને એટલો વખત એ વ્યક્તિ જીવે એવો સંભવ કેટલો? ઉચ્ચ ગુણો તો યોગ્યતાથી જ આવી શકે.

નારદ—ક્ષીરકદંબક! તમે તો મારા મતને મળતા થાઓ છો.

વિશ્વ—ક્ષીરકદંબક ! તમારી વાત સાચી નથી. કાર્પાપણુ જેટલી અલ્પ મૂડીવાળી વ્યક્તિ ભાગ્યોદયથી જોતજોતામા 'કોટિધ્વજ'ના વ્યવહારને લાયક બને ઘણા નાના ગુણોથી મોટા ગુણ ઉત્પન્ન થવાનો સભવ છે

સમ્રાટ્—તમે તો મારા પક્ષના લાગો છો.

સુરગુરુ—કોઈ ગુણમા ઓછાશ હોય તોપણુ ગુણની બહુલતા હોય, અને એ જ બહુલતા વાસ્તવિક યોગ્યતા છે

સિદ્ધસેન—આ બધી ભાજગડ શા માટે ? બધુ બરાબર ઘટે છે—બંધબેસતુ છે પુરુષના પરાક્રમ વડે સિદ્ધ થનારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ વ્યવહારોને વિષે જે ક્યાંય નિમિત્તપણે ઉપપન્ન અર્થાત્ ઘટતુ બુદ્ધિશાળીઓએ ઉત્પ્રેક્ષ્યુ છે તે બધુ ઘટતુ છે—ઉપપન્ન છે ઉપપન્ન કહો કે યોગ્ય કહો એ એક જ છે

આનો ઉપસહાર કરતા હરિભદ્રસૂરિએ કહ્યુ છે કે અસાધારણ ગુણો અલ્પ હોય તોપણ તે કલ્યાણના ઉત્કર્ષને સાધે છે

આનો ઉપસહાર કરતા મુનિચન્દ્રસૂરિ કહે છે કે વાયુ, વાલ્મીકિ, વ્યાસ, સમ્રાટ્, નારદ, વસુ અને ક્ષીરકદંબકે એકબીજાના મતનુ ખડન કર્યુ છે એટલે એનુ ખડન કરવાનો અમારે વિચાર નથી. વળી વિશ્વ, સુરગુરુ અને સિદ્ધસેન અસાધારણ ગુણનો અનાદર કરી યોગ્યતાને સ્વીકારે છે તો એ યોગ્ય નથી, કેમકે કેવળ યોગ્યતાથી પરિપૂર્ણ કાર્ય થાય નહિ જો અન્યથા હોય તો શાસ્ત્રાન્તરથી એમલે અમારો જ મત સ્વીકાર્યો છે

પૌર્વાપર્ય—અ ૪, સૂ ૩ (પત્ર ૫૪ આ) યોગદૃષ્ટિસમુચ્ચય (શ્લો ૧૦)ની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૪અ)મા ઉદ્ધૃત કરાયુ છે એ ઉપરથી ધર્મબિન્દુ આ સ્વોપજ્ઞ ટીકા પૂર્વે રચાયાનુ ફલિત થાય છે

**વિવરણ**—મુનિચન્દ્રસૂરિએ **ધર્મબિન્દુ** ઉપર સંસ્કૃતમાં ૩૦૦૦ શ્લોક જેવડું વિવરણ રચ્યું છે અને એ [1]છપાવાયું છે આની મૂળ સહિતની એક તાડપત્રીય પ્રતિ વિ સં ૧૧૮૧મા લખાયેલી છે

**વ્યાખ્યાનો**—જેમ અષ્ટકપ્રકરણને ઉદ્દેશીને આગમોદ્ધારકે વ્યાખ્યાનો આપ્યા છે તેમ આ **ધર્મબિન્દુ**ને અંગે ૨૨ વ્યાખ્યાનો આપ્યા છે આ લખી તો લેવાયા છે, પરંતુ એ અમુદ્રિત છે

**ઇટાલિયન ભાષાંતર**—ડૉ સુઆલિએ યોગબિન્દુની ઇ સ ૧૯૧૦મા લખેલી પ્રસ્તાવનામા કહ્યું છે કે **ધર્મબિન્દુ**નો સ્પષ્ટીકરણ પૂર્વકનો મારો ઇટાલિયન અનુવાદ "જર્નલ ઑફ ધિ ઇટાલિયન એશિયાટિક સોસાયટી"મા છાપવા માટે મુદ્રણાલય પર મોકલ્યો છે અ ૧–૩ પૂરતો [2]પ્રથમ ભાગ પુ ૨૧મા પ્રકાશિત થયો છે, બાકીનો ભાગ ચાલુ વર્ષમા છપાશે

**ગુજરાતી અનુવાદ**—**ધર્મબિન્દુ**ના વિવિધ અનુવાદો જોવાય છે —

( ૧ ) **રામચન્દ્ર દીનાનાથ** શાસ્ત્રીએ ભાષાંતર કર્યાનું કહેવાય છે

( ૨ ) **શાંતિસાગરે** જૂની ઢબે ગુજરાતી અનુવાદ કર્યો હોય એમ **ધર્મબિન્દુ**ની મ ન **દોશી**ની ઈ સ ૧૮૧૨ની પ્રસ્તાવના જોતા ભાસે છે ત્યા નીચે મુજબ ઉલ્લેખ છે —

"શ્રીહરિભદ્રસૂરિકૃત **ધર્મબિન્દુ** ગ્રંથ મૂળ ટીકા તથા ભાષાંતર સાથે શ્રીશાન્તિસાગરજી તરફથી પ્રથમ પ્રગટ કરવામા આવ્યો હતો "

કદાચ એમ પણ હોય કે **શાન્તિસાગરજી** અનુવાદક ન હોય અને એમના ઉપદેશથી આ પ્રકાશન થયું હોય ગ્રંથ નજરે જોવા મળે તો નિર્ણય થઈ શકે

---

૧ જુઓ પૃ ૧૦૦ ટિ ૧

૨ આ તેમ જ અવશિષ્ટ ભાગ અદ્યાપિ મારા જોવામાં આવ્યા નથી

(૩) ધર્મબિન્દુનું ગુજરાતી ભાષાંતર ભાવાર્થપૂર્વક શ્રી. મણિલાલ નથુભાઈ દોશીએ કર્યું છે. એ મૂળ સહિત "જૈન પત્ર ઑફિસ" તરફથી સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારીએ ઈ સ. ૧૯૧૨મા પ્રકાશિત કર્યું છે

(૪) કોઈકે મૂળ તેમ જ એની મુનિચન્દ્રસૂરિકૃત ટીકાનુ ગુજરાતીમા ભાષાંતર કર્યું છે. આ મૂળ અને આ ટીકા સહિત "જૈ. આ. સ."એ વિ. સં. ૧૯૬૭મા છપાવ્યું છે, પરંતુ ભાષાંતરકર્તાનું નામ આપ્યું નથી.

(૫) શ્રી. મણિલાલ નથુભાઈ દોશીએ ધર્મબિન્દુ (અ. ૧-૩)નો ગુજરાતી અનુવાદ કર્યો છે. એ એટલી મૂળ કૃતિ સહિત **શ્રાવકધર્મ** એ નામથી એમના તરફથી પ્રથમ ભાગ તરીકે ઈ. સ. ૧૯૨૯મા છપાવાયો છે. ત્યાર પછી બીજો ભાગ બહાર પડ્યો હોય તો તેની મને ખબર નથી

## (૬૬) ધર્મલાભસિદ્ધિ

આ કૃતિનો ઉલ્લેખ સુમતિગણિએ કર્યો છે. પ્રો. વેબરે એમના બીજા હેવાલ (પૃ. ૯૮૭)મા આ કૃતિની નોંધ લીધી છે. **જિ. ૨. કો.**મા આની કશી નોંધ નથી

## (૬૮-૬૯) ધર્મસારપ્રકરણ અને એની સ્વોપજ્ઞ ટીકા

**ધર્મસાર** નામની કૃતિ સસ્કૃતમા કે પાઇયમા અને તે પણ ગદ્યમા કે પદ્યમા રચાઈ છે એ જાણવાનું કોઈ સાધન હોય તો તે **ચન્દ્રર્ષિકૃત પંચસંગહ** (ગા. ૮) ઉપરની મલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૧૧આ)માની નિમ્નલિખિત પંક્તિ છે :—

"अत एवोक्तं हरिभद्रसूरिणा धर्मसारप्रकरणे-' साध्यव्याधिममेर तत्' इति ॥"

આ કૃતિની એક હાથપોથી હજી સુધી તો મળી આવી નથી. હરિભદ્રસૂરિએ આ કૃતિ રચી છે એમ માનવા માટે શો આધાર છે એમ કોઈ પ્રશ્ન પૂછે તો તેનો ઉત્તર ઉપર્યુક્ત ઉલ્લેખ પૂરો પાડે છે વિશેષમા આ કૃતિની નોંધ મલયગિરિસૂરિએ **ધમ્મસંગહણી** (ગા ૪)ની ટીકા (પત્ર ૭અ)મા નીચે મુજબ લીધી છે —

"यथा चापुरुषार्थता अर्थकामयोस्तथा धर्मसारटीकायामभिहितमिति नेह प्रतन्यते"

આ ઉલ્લેખ ઉપરથી એમ અનુમનાય છે કે ધર્મસારની રચના હરિભદ્રસૂરિએ કરી છે અને એની ટીકા મલયગિરિસૂરિએ રચી છે.

**વિષય–ધર્મસાર** એ નામ વિચારતા એમ ભાસે છે કે એમા ધર્મનો સાર સમજાવાયો હશે. એમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ વિષે તેમ જ પ્રસંગવશાત્ કેવલિ સમુદ્દ્ઘાત વિષે નિરૂપણ હશે એમ લાગે છે.

**વિવરણ–ધર્મસાર**ના ઉપર મૂલટીકા એટલે કે પહેલવહેલી ટીકા જો કોઈ પણ હોય તો તે હરિભદ્રસૂરિની છે અને તે પણ સંસ્કૃતમા ગદ્યમા છે એમ દેવેન્દ્રસૂરિના **છાસીઈ** (ગા ૪૯)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૧૬૧)-ગત નિમ્નલિખિત ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છે —

"यदाह धर्मसारमूलटीकायां भगवान् श्रीहरिभद्रसूरि —
'मनोवचसी तदा न व्यापारयति प्रयोजनाभावात'"

આ પ્રસંગ વિચારતા એમ લાગે છે કે કેવલિ સમુદ્દ્ઘાતનો અધિકાર **ધર્મસાર**મા આવતો હશે

**ધમ્મસંગહણી** (ગા ૪) ઉપરની મલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૭અ)મા **ધર્મસાર** પર આ સૂરિએ રચેલી ટીકાનો ઉલ્લેખ છે આમ જે **ધર્મસાર** ઉપર મલયગિરિસૂરિની ટીકા છે તે આ જ

ધર્મસાર હોવો જોઈએ, અને એ હિસાબે ધર્મસાર (પ્રકરણ) ઉપરની બીજી ટીકા તે મલયગિરિસૂરિની છે

નામસામ્ય—ન્યાયકંદલીની રાજશેખરસૂરિકૃત ટીકાના અંતમાં જે નિમ્નલિખિત પદ્ય છે એ ઉપરથી જાણી શકાય છે કે 'મલધારી' દેવપ્રભસૂરિએ પાંડવાયનચરિત્ર તેમ જ ધર્મસાર રચ્યા છે —

"तत्कमिको देवप्रभसूरि किल पाण्डवायनचरितम् ।
श्रीधर्मसारशास्त्र च निर्ममे मुक्तविदुतिलक ॥ १३ ॥"

## (૭૦ અને ૭૧) [1]ધુત્તક્ખાણ [ધૂર્તાખ્યાન]

ભાષા—આ સમગ્ર કૃતિમાં [2]અવતરણરૂપે સાત પદ્યો સંસ્કૃતમાં છે એ બાદ કરતાં બાકીનાં તમામ પદ્યો જ. મ.માં છે આ પાઇય પદ્યોમાં પણ પાંચ તો [3]અવતરણ છે

આખ્યાનકો અને એનાં નામ—આ કૃતિમાં પાંચ આખ્યાનકો છે એની પદ્યસંખ્યા અનુક્રમે ૮૩, ૭૫, ૯૮, ૯૪ અને ૧૨૫ છે આ પૈકી છેલ્લું પદ્ય તો આ આખ્યાનકના કર્તા હરિભદ્રસૂરિના કોઈ પ્રશસંકે ગોઠવ્યું હોય એમ જણાય છે

ઉપર્યુક્ત પાંચ આખ્યાનકનાં નામ તે તે આખ્યાનકનાં મુખ્ય પાત્રના

---

૧ આ આખ્યાન સિં જૈ ગ્ર માં ઈ સ ૧૯૪૪માં પ્રકાશિત કરાયું છે એનું સંપાદન જિનવિજયજીએ કર્યું છે અને એના સમીક્ષાત્મક અભ્યાસરૂપે અંગ્રેજી લેખ ડૉ. એ. એન ઉપાધ્યેએ લખ્યો છે આ સંસ્કરણમાં સંઘતિલકસૂરિકૃત તત્ત્વકૌમુદીગત સંસ્કૃત 'ધૂર્તાખ્યાન' અને મૂળ(?)ના ગદ્યાત્મક અનુવાદરૂપે લોકભાષામાં જૂની ગુજરાતીમાં રચાયેલી અજ્ઞાતકર્તૃક ધૂર્તાખ્યાનકથા અપાયા છે

૨-૩ આમ જે બાર અવતરણો છે તેના મૂળનો નિર્દેશ સંપાદક મહાશયે કે ડૉ. એ. એન ઉપાધ્યેએ કર્યો નથી

નામ ઉપરથી રચાયા છે. મૂલસિરી (મૂલશ્રી) યાને [1]મૂલદેવ, કંડરીય (કંડરીક), એલાસાઢ (એલાષાઢ), સસ (શશ) અને ખંડવાણા (ખંડપાના) એ આ મુખ્ય પાત્રના-ધૂર્તશિરોમણિઓના નામ છે પહેલા ચાર પુરુષ-ધૂર્ત પાચસે પાચસે ધૂર્તના નાયક છે, અને છેલ્લી ખંડવાણા એ સ્ત્રી-ધૂર્ત પાચસે ધૂર્તાણી (ધૂતારી)ની મુખી છે

**નિર્દેશ**—હરિભદ્રસૂરિએ જાતે આ કૃતિને [2]બે સ્થળે-પ્રથમ પદ્યમા તેમ જ પાચમા આખ્યાનકના ૧૨૨મા પદ્યમા **ધુત્તક્ખાણ** તરીકે નિર્દેશી છે

**કપ્પ** (ભા ૩)ની વૃત્તિ (પૃ ૭૨૨)મા "आख्यानकानि धूर्ताख्यानकादीनि" એવો જે ઉલ્લેખ છે તે આ કૃતિને જ ઉદ્દેશીને હશે એમ લાગે છે **પ્ર૦ ચ૦** (શૃગ ૮, શ્લો ૨૧૧)મા [3]કિતવકથાનક-પંચક તરીકે જે કૃતિનો ઉલ્લેખ છે તે તો **ધુત્તક્ખાણ** જ છે વિશેષમા એમાંનો ૨૦૯મો શ્લોક અલ્પ પરિવર્તનપૂર્વક પાચમા આખ્યાનકના ૧૦૦મા પદ્ય તરીકે જોવાય છે એથી આ અનુમાન પુષ્ટ બને છે

**વિષય**—વૈદિક હિન્દુઓની હાસ્યાસ્પદ પૌરાણિક માન્યતાઓની-ગપ્પાઓની ઠેકડી કરવાના આશયથી આ કૃતિ રચાઈ છે, અને એમા ગ્રંથકારને અસાધારણ સફળતા મળી છે 'ચિત્રકૂટ' દુર્ગમા રહીને સમરક્તના રાગી હરિભદ્રસૂરિએ આ કથા રચી ભારતીય 'ચાબખા' સાહિત્યમા અમૂલ્ય ઉમેરો કર્યો છે ઋગ્વેદના 'મંડૂકસૂક્ત' અને **ઐતરેય** બ્રાહ્મણમાની શુનઃશેપની કથા એ આ જાતના ભારતીય

---

[1] મૂલદેવ નામના ધૂર્તની કથા **આવસ્સય**ની ચુણ્ણિ (ભા ૧ પૃ ૫૪૯)મા છે

[2] જુઓ પૃ ૧ અને ૨૨

[3] કિતવ એટલે ધૂર્ત

સાહિત્યના પ્રાચીનતમ નમૂનાઓ છે આ દિશામાં ' વ્યાજ સ્તુતિ 'ના લેખકોનો પણ—અલંકારશાસ્ત્રીઓનો પણ ફાળો છે **અખાના** છપ્પા અને ભોજા ભગતના ચાબખા જૂની [1]ગુજરાતીમાં આ જાતનુ સાહિત્ય રજૂ કરે છે આધુનિક સમયમા આવુ કાર્ય " સુન્દરમ્ ' તરફથી " કડવી વાણી " દ્વારા કરાયુ છે સ્વ **રમણભાઈ** નીલકંઠે એમના પત્ની લેડી **વિદ્યાગૌરી**ની સહાયતાપૂર્વક રચેલા **હાસ્યમંદિર**-ની પણ અહીં નોંધ લેવી ઘટે છે એમાં " satire " વિષે એક અંગ્રેજી લેખનો સારાંશ અપાયો છે

૫ એયરલાસે પૃ ૧૦૦માં આ ધુત્તક્ખાણના કર્તા તરીકે અન્ય હરિભદ્રનો ઉલ્લેખ કર્યો છે તો તે માટે વિચાર થવો ઘટે

**( ૭૭ અને ૪૩ ) નાણપંચગવક્ખાણ [ જ્ઞાનપંચકવ્યાખ્યાન ]**

આ પાઇય કૃતિમા ૨૬ પદ્યો છે અને એ દ્વારા જ્ઞાનના પાંચ પ્રકારોનુ નિરૂપણ કરાયુ છે ગાથા ૧–૧૦મા મતિજ્ઞાનનુ, ૧૧–૧૮મા શ્રુતજ્ઞાનનુ, ૧૯–૨૨મા અવધિજ્ઞાનનુ ૨૩મીમા મન પર્યાયજ્ઞાનનુ અને ૨૪–૨૫મા કેવલજ્ઞાનનું સ્વરૂપ સમજાવાયુ છે અંતિમ ગાથામા વિષય અને ગ્રંથકારના નામ વિષે ઉલ્લેખ છે અહીં જોકે ' હરિભદ્રસૂરિ ' એવુ નામ અપાયુ છે છતા આ હરિભદ્ર તે પ્રસ્તુત છે કે કેમ તે વિચારવુ બાકી રહે છે

સમયસુન્દર ઉપાધ્યાયે [2]**ગાહાસહસ્સી** ( પદ્ય ૬૫૮–૬૮૩ )મા

---

૧ સંસ્કૃતમા આ જાતનુ સાહિત્ય કેવુ છે એનો ચિતાર વિવિધ સંસ્કૃત કૃતિઓ જોઈ જઈ I એસ કે ડેએ Satirical Poems in Sanskrit નામના લેખમા આપ્યો છે આ લેખ Indian Culture ( Vol VIII No 1 pp 1 8 )મા છપાયો છે

૨ આ કૃતિમા લગભગ ૭૦૦ પદ્યો જ મળે છે ત્યારે બાકી સંસ્કૃતમા છે એથી મે એનુ આ પાઇય નામ આપ્યુ છે બાકી ગ્રંથકારે તેમ બીજાઓએ પણ એનો **ગાથાસહસ્રી** તરીકે ઉલ્લેખ કર્યો છે આની રચના વિ સં ૧૬૮૬મા થઈ છે

સમગ્ર કૃતિ ઉદ્ધૃત કરી છે એટલે આ કૃતિ વિ. સં. ૧૬૮૬ની
ાની તો છે જ, પણ તે કેટલી પ્રાચીન છે તે જાણવા માટે તો અન્ય
ાના આવશ્યકતા રહે છે. ઉપર્યુક્ત પદ્યો પૈકી ૬૬૪મું પદ્ય તે **નંદી**નું
', ૬૬૨મું તે ૮૪મું અને ૬૭૦મું તે ૮૮મું પદ્ય છે એમ **નંદી**ના
પદ્યો અહીં ગૂંથી લેવાયાં છે.

## ૭૬ અને ૮૦) [1]**નાણાચિત્તપયરણ [ નાનાચિત્તપ્રકરણ ]**

**નામ**—આ જ. મ.માં ૮૧ ગાથામાં રચાયેલી નાનકડી કૃતિની બીજી
[2]"नाणाचित्ते लोए"થી શરૂ થાય છે. એથી એનું ઉપર
મનું નામ યોજાયું હોય એમ લાગે છે. કેટલાક આ કૃતિને
**ાણચિત્ત, નાણાયત્તક, નાનાચિત્રક, નાનાચિત્રિકા, જ્ઞાન-
ત્રેકા** તેમ જ **જ્ઞાનાદિત્ય** પણ કહે છે. આ કૃતિમાં એના કર્તાનું
નથી.

**વિષય**—પહેલી ગાથામાં જિનને નમન કરતી વેળા એમને ધર્મરૂપ
ર્ગુને માટે કલ્પદ્રુ કહ્યા છે. આ ગાથામા સંક્ષેપથી ધર્મ–વિશેષ
ાની પ્રતિજ્ઞા કરાઈ છે. બીજી ગાથામા કહ્યું છે કે વિવિધ
રના ચિત્તવાળા લોકની મતિ જાતજાતના પાખંડીઓએ મોહિત
છે અને એથી એઓ દુઃખી છે તો એ દુઃખ દૂર કરવા
ર્ણનો ધર્મ છે. 'ધર્મ ધર્મ' એમ અનેક રીતે કહેવાય છે, પરંતુ

---

૧ "ઋ. કે. શ્વે. સસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૯મા છપાયેલા **સિરિપય-
સંદોહમા** ૧૮ પયરણુ પાઇયમા અને ૧૦ પ્રકરણ સંસ્કૃતમા છપાયા છે.
। પત્ર ૨૭–૩૨માનું ૧૦મુ પયરણ તે **નાણાચિત્તપયરણ** છે અંતમા
नाचित्रकप्रकरण समाप्तम्" એવો ઉલ્લેખ છે.

૨ "नाणाचित्ते लोए नाणापासंडिमोहमईए ।
दुक्ख निव्वाहेउ सव्वन्नुवएसियो धम्मो ॥ २ ॥"

ધર્મની પરીક્ષા સુવર્ણની જેમ ત્રણ રીતે થઈ ઘટે ? આ ધર્મ અહિંસામય હોવો ઘટે. એ બાબત અહીં વિગતથી સમજાવાઈ છે. ગા ૧૨મા ધર્મ, તપ, સાધુ, અને મુનિના, ગા ૧૩મા શ્રમણ, બ્રાહ્મણ, તાપસ અને પરિવ્રાજકના અને ગા ૫૫મા તીર્થ તથા ગા ૭૧મા દીક્ષિતના ( અને એ દ્વારા ભાવ કુંડ, ભાવ-અગ્નિ વગેરેના ) લક્ષણો અપાયા છે ગા ૩૧, ૩૮, ૪૦ ઇત્યાદિમા કહ્યુ છે કે દયા એ જ સાર છે, નહિ કે જળ, જટા, મુંડણ, વલ્કલના વસ્ત્રો, અગ્નિ, પંચાગ્નિ તપ, મૃત્તિકા, સેવાલાદિનુ ભક્ષણ કે અરણ્યાદિમા વાસ 'સંસ્કૃત બોલવાથી શુ ?' એ બાબત ગા ૨૧-૨૨મા દર્શાવાઈ છે ગા ૫૧મા પાચ પ્રકારના શૌચનો નિર્દેશ છે ગા. ૧૯મા વેદ, વ્યાકરણ, ( **મહા** ) **ભારત, રામાયણ** અને પુરાણનો અને ગા ૪૬મા ગગા, યમુના પુષ્કર અને પ્રભાસનો ઉલ્લેખ છે ગા ૫૮મા કહ્યુ છે કે અહિંસાદિ પાળનારને ઘેર બેઠા ગગા છે ગા ૭૭મા એ બાબત છે કે જેમ સર્વ નદીઓ ક્રમે કરીને સમુદ્રમા પડે છે તેમ સર્વ ધર્મો ભગવતી અહિંસામા સમાય છે

( ૭૮ અને ૪૩અ ) **નાણાયત્તક** [ ? **જ્ઞાનપત્રક** ]

આ **નાણાચિત્તપયરણ**નુ નામાતર જણાય છે જુઓ પૃ ૧૧૧

( ૭૯ ) **નાનાચિત્રક** અને ( ૮૦અ ) **નાનાચિત્રિકા**

આ **નાણાચિત્તપયરણ** છે

---

૧ આ સબધમા જુઓ **ધર્મબિન્દુ** ( અ ૨ સૂ ૩-૧૭ અને **પંચવત્થુગ** ( ગા ૧૦૨૦-૧૦૨૩ )

૨ ચાર બાજુ લાકડા સળગતા હોય અને માથા ઉપર સૂર્યનો તડકો પડતો હોય એમ પાચ પ્રકારનો અગ્નિ સહન કરવો તે 'પચાગ્નિ તપ' છે આ પ્રમાણેની હકીકત હેમવિજય ગણિએ વિ સ ૧૬૩૨મા સંસ્કૃતમા રચેલા **પાર્શ્વનાથચરિત્ર** ( સ ૫ શ્લો ૧૯ )મા છે

## ( ૮૧ ) [1]નૃતત્ત્વનિગમ યાને
## ( ૧૨૯ ) લોકતત્ત્વનિર્ણય

**નામ**—આ સંસ્કૃતમાં ૧૪૭ પદ્યમાં વિવિધ છંદોમાં રચાયેલી કૃતિ છે. એના પ્રારંભિક પદ્યમાં એનું નામ **નૃતત્ત્વનિગમ** નજરે પડે છે. તેમ છતાં આ કૃતિ **લોકતત્ત્વનિર્ણય** એ નામથી જાણીતી બની છે. આ નામાંતર પુષ્પિકામાં અપાયેલું છે. હરિભદ્રસૂરિના ઉત્તરવર્તી કોઈ ગ્રંથકારે આ કૃતિનો નામનિર્દેશ કર્યો હોય તો તે શી રીતે કર્યો છે અને એ કરનાર કેટલા પ્રાચીન છે એ બાબતો જણાયે **લોકતત્ત્વનિર્ણય** નામ ક્યારથી પ્રચલિત બન્યું તેનો નિર્ણયાત્મક ઉત્તર આપી શકાય. જો પુષ્પિકા એ ગ્રંથકારની જ કલમથી ઉદ્ભવેલી હોય તો ગ્રંથકારને બંને નામ અભિપ્રેત હતા એમ કહેવાય. વળી 'નૃતત્ત્વનિગમ' એ નામ ખરી રીતે 'લોકતત્ત્વનિર્ણય' જેવો શબ્દ-પ્રયોગ પદ્યમાં ઉતારાયો નહિ હોય તેથી પણ યોજાયું હોય. જો એમ જ હોય તો આ કૃતિનું વાસ્તવિક નામ **લોકતત્ત્વનિર્ણય** ગણાય.

**ષડ્દર્શનસમુચ્ચય** (શ્લો. ૧)ની **તર્કરહસ્યદીપિકા** નામની ટીકા( પત્ર ૪અ )માં "तदुक्तं पूज्यहरिभद्रसूरिभिरेव लोकतत्त्वनिर्णये" એવા ઉલ્લેખપૂર્વક નીચે મુજબના બે પદ્યો અપાયાં છે એટલે મોડામાં મોડી વિક્રમની પંદરમી સદીમાં તો આ કૃતિ **લોકતત્ત્વનિર્ણય** તરીકે પ્રસિદ્ધિ પામી એમ કહી શકાય:—

---

૧ આ કૃતિ **લોકતત્ત્વનિર્ણય** એ નામથી "જૈ. ધ. પ્ર. સ" તરફથી ઈ. સ. ૧૯૦૨માં પ્રસિદ્ધ કરાઈ છે. વળી આ ડૉ. લુઇગિ સુઆલિના ઇટાલિયન ભાષાંતર સહિત "*Giornale della Societa Asiatica Italiana*" ( Journal of the Italian Asiatic Society )માં ઈ. સ ૧૯૦૫માં પ્રકાશિત કરાઈ છે. અનું સંપાદન ડૉ. સુઆલિએ કર્યું છે. ગુજરાતી ભાષાંતર સાથે આ **લોકતત્ત્વનિર્ણય** "હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી સિરીઝ"માં ગ્રંથાંક ૧૦ તરીકે ઈ. સ. ૧૯૨૧માં છપાયો છે.

"बन्धुर्न न स भगवान् रिपवोऽपि नान्ये
साक्षान्न दृष्टचर एकतरो(मो)ऽपि चैषाम् ।
श्रुत्वा वच सुचरित च पृथग्विशेष
वीर गुणातिशयलोलतया श्रिता स्म ॥"

"पक्षपातो न मे वीरे न द्वेष कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य तस्य कार्य परिग्रह ॥"

**વિભાગ**—ઈ સ ૧૯૨૧ની આવૃત્તિમા આ કૃતિ ત્રણ વિભાગોમા વિભક્ત કરાઈ છે એ ત્રણેના પદ્યોની સખ્યા અનુક્રમે ૭૫, ૩૫ અને ૩૭ની રખાઈ છે આમ કુલ્લે ૧૪૭ પદ્યો છે આ આવૃત્તિમા બીજા વિભાગમા ઉપનિષદોમાથી જે અવતરણો અપાયા છે તેને એક પદ્ય તરીકે ગણેલા છે

**વિષય**—પ્રથમ વિભાગના શ્લો ૨૩–૩૧મા નીચે મુજબના અજૈન દેવોનો નામનિર્દેશ છે —

અનલ (અગ્નિ), આર્યા (અંબિકા), રુદ્ર, બ્રહ્મા, વિનાયક, વિષ્ણુ, શક્ર, શંભુ, સૂર્ય, સોમ, સ્કંદ અને હલધર.

અહી શક્ર અને ઇન્દ્ર વચ્ચે ભેદ ગણાયો છે

હરિભદ્રસૂરિએ ઉપર્યુક્ત દેવોના કૃત્યોની નિન્દા કરી છે[1] એ વાત ખરી, પરન્તુ આ સૂરિએ જે કોઈ દેવ વાસ્તવિક રીતે સપૂર્ણપણે વીતરાગ હોય તેને—પછી ભલેને એનુ નામ બ્રહ્મા, વિષ્ણુ, શંકર કે હર કા ન હોય તેને નમન કર્યું છે અને એ રીતે પોતાના સમભાવને પ્રકટ કર્યો છે.

---

૧ અષ્ટકપ્રકરણમાનુ "મહાદેવાષ્ટક" સમજાવવા જિનેશ્વરસૂરિએ અજૈન દેવોનો પરિચય અજૈન ગ્રથોને આધારે આપ્યો છે હિંદુસ્તાનના દેવોમા પણ આ જાતની સામગ્રી પીરસાઈ છે

પ્રથમ વિભાગમાં શ્લો. ૪૨–૭૫ દ્વારા સૃષ્ટિનું સ્વરૂપ આલેખતી વેળા એની ઉત્પત્તિ વિષેની વિવિધ માન્યતાઓ રજૂ કરાઈ છે.

બીજા વિભાગના શ્લો. ૧–૧૧માં આત્માનું સ્વરૂપ વિચારાયું છે. શ્લો. ૧૨–૩૫માં અજૈન દૃષ્ટિએ કર્મના સિદ્ધાન્તનું નિરૂપણ છે. અહીં જેઓ સ્વભાવ, નિયતિ કે પરિણામને અઘટિત મહત્ત્વ આપે છે તેમના વિચારો દર્શાવાયા છે.

ત્રીજા વિભાગના શ્લો. ૧–૩૭મા અજૈન મંતવ્યોનું નિરસન છે.

**સંતુલન**—આ નાનકડી કૃતિના કેટલાક શ્લોકો **ભગવદ્ગીતા** સાથે મળતા આવે છે:

| **નૃતત્ત્વનિગમ** | **ભગવદ્ગીતા** |
|---|---|
| ભાગ ૧ શ્લો. ૫૨ | અ. ૧૩ શ્લો. ૧ |
| ,, ૧ ,, ૫૩ | ,, ૧૫ ,, ૧ |
| ,, ૨ ,, ૨ | ,, ૧૫ ,, ૧૬ |
| ,, ૨ ,, ૬ | ,, ૫ ,, ૧૪ |
| ,, ૨ ,, ૮ | ,, ૨ ,, ૨૩ |
| ,, ૨ ,, ૯ | ,, ૨ ,, ૨૪ |
| ,, ૨ ,, ૧૩ | ,, ૬ ,, ૫ |

પ્રથમ વિભાગના શ્લો. ૭૦ ને ૭૧ **સાંખ્યકારિકા**મા અનુક્રમે શ્લો. ૨૨ અને ૩ તરીકે નજરે પડે છે. બીજા વિભાગનો [૧]પ્રારંભિક ભાગ **શ્વેતાશ્વતર** ઉપનિષદ્ (અ. ૩, શ્લો. ૧૫) સાથે અને 'यस्मात् परं'થી શરૂ થતું પદ્ય આ ઉપનિષદ્ (અ. ૩, શ્લો. ૯) સાથે સામ્ય ધરાવે છે.

---

૧ पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भा(भ)व्यम्।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥"

" यदेजति यन्नैजति यद् दूरे यदु अन्तिके।
यदन्तरस्य सर्वस्य यदु सर्वस्यास्य बाह्य(त):"

આ પદ્ય ઈશાવાસ્ય ઉપનિષદ્ (શ્લો. ૫)માં યદ્ ને બદલે તદ્ એવા પરિવર્તનપૂર્વક જોવાય છે. " एक एव मूतात्मा तदा सर्वं प्रलीयते "નો પૂર્વાર્ધ બ્રહ્મબિન્દુ (શ્લો. ૧૨) સાથે મળતો આવે છે. પ્રથમ વિભાગના પ્રથમ પદ્યનું " न ह्यासवादा नभसः पतन्ति " એ ચરણ અ. જ. પ. ( ખંડ ૧ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ. ૨૧૨ ) સાથે સરખાવી શકાય. બીજા વિભાગનો " एतावानेव लोकोऽयं "થી શરૂ થતો ૩૩મો શ્લોક ષડ્દર્શનસમુચ્ચયનો ૮૧મો શ્લોક છે.

**સૂચન અને ન્યાય**—પ્રથમ વિભાગના ૧૯મા પદ્યમાં કોઈકે સુવર્ણ લીધાની વાત છે. આ વિભાગના ૪૬મા પદ્યમાં [1]'જલમંથન' ન્યાયનો ઉલ્લેખ છે.

**અવતરણ**—તર્કરહસ્યદીપિકા ( પત્ર ૪અ )માં આ લોકતત્ત્વ-નિર્ણયના પ્રથમ વિભાગના શ્લોક ૩૨ અને ૩૩ ઉદ્ધૃત કરાયા છે. આ પદ્યો મેં પૃ. ૧૧૪માં આપ્યાં છે. એના બીજા ભાગનો " कः कण्टकानां प्रकरोति तैक्ष्ण्यं 'થી શરૂ થતો ૨૧મો શ્લોક તેમ જ ૨૨મો શ્લોક ત૦ ર૦ દી૦મા પત્ર ૫અમાં અને ૬અમાં છે. આ ૨૧મો શ્લોક લલિતવિસ્તરાની પંજિકા ( પત્ર ૧૮અ-૧૮આ )માં પણ છે.

**ઇટાલિયન ભાષાંતર**—આ [2]છપાયું છે ખરું, જો કે એ જોઈ જવાનો મને સુયોગ મળ્યો નથી.

**ભાષાંતર**—આ કૃતિનું ગુજરાતી ભાષાંતર થયેલું છે અને એ [3]છપાયું છે.

---

૧ આની સમજૂતી માટે જુઓ અ.જ.પ. ( ખંડ ૨ )ના મારા અંગ્રેજી ટિપ્પણો ( પૃ. ૨૯૦ ).
૨ જુઓ પૃ. ૧૧૩, ટિ. ૧.
૩ જુઓ પૃ. ૧૧૩, ટિ. ૧.

## ( ૮૩ ) ન્યાયવિનિશ્ચય

આ નામની કૃતિ અકલંકે રચી છે[1] અને અનંતવીર્યે તેમ જ વાદિરાજસૂરિએ એકેક ટીકાથી એને વિભૂષિત કરી છે. મ. કિ. મહેતાના કથન મુજબ હરિભદ્રસૂરિએ આ નામની કોઈ કૃતિ રચી પણ હોય તો પણ એની એકે હાથપોથી કોઈ ગ્થળે હોય એમ જણવામા નથી.

## ( ૮૪ ) ન્યાયામૃતતરંગિણી

સ્વ. કેશવલાલ મોદીના કથન પ્રમાણે પં. બેચરદાસે આ કૃતિ નોંધી છે. ન્યાયાચાર્ય યશોવિજયગણિએ [2]**નયોપદેશ** ઉપર **નયામૃતતરંગિણી** નામની સ્વોપજ્ઞ ટીકા રચી છે. એનો તો અહીં ભૂલથી ઉલ્લેખ થયો નહિ હોય ?

## ( ૮૬ અને ૯૬ ) પંચઠાણગ [ પંચસ્થાનક ]

આ કૃતિની નોંધ [3]**અધ્યાત્મવ્યાખ્યાન**માના નિમ્નલિખિત ઉલ્લેખને આભારી છે :—

" अन्यैः श्रीहरिभद्रसूरिप्रमुखैर्द्वादशधाऽयमुक्तः श्रीपञ्चस्थानके—
उक्कोस सट्ठि पन्ना चत्ता तीस दसट्ठ पण दसगं ।
दस-नव-ति-दु-एगद्ध च जिणगई बारसविभेय ॥ "

આ અવતરણ જોતા તો આ કૃતિ પદ્યમા જ૦ મ૦મા તો નહિ હોય એવો પ્રશ્ન સ્ફુરે છે.

---

૧ આ કૃતિ **લઘીયસ્ત્રય** અને **પ્રમાણસંગ્રહ** સહિત **અકલંક-ગ્રંથત્રય** એ નામથી " સિ. જૈ. ગ્રં."મા ઇ. સ. ૧૯૩૯મા છપાવાઈ છે.

૨ ભાવપ્રભસૂરિકૃત **પર્યાય** સહિત આ કૃતિ બીજી નવ કૃતિઓ સહિત " જૈ. ધ. પ્ર. સ." તરફથી વિ. સં. ૧૯૬૫મા " ન્યાયાચાર્યશ્રીયશોવિજયકૃત ગ્રંથમાલા "ના નામથી છપાવાઈ છે.

૩ આ કૃતિ **સમયસુંદર**ના શિષ્ય **હર્ષનંદને** વિ. સં ૧૬૭૩મા રચ્યાનુ મનાય છે.

## (૮૭-૮૮) પંચનિયંઠી [ પંચનિર્ગ્રન્થી ]

આની નોંધ પં. હરગોવિંદદાસે લીધી છે. પાંચ નિર્ગ્રન્થોના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારી અને [1]પંચનિયંઠી તરીકે ઓળખાતી પાઇય કૃતિ અભયદેવસૂરિએ જે રચી છે તે તો સુપ્રસિદ્ધ છે. પણ આ કૃતિની તો એકે હાથપોથી જિ૦ ર૦ કો૦માં નોંધાઈ નથી તો શું આ નામની કોઈ કૃતિ જ હરિભદ્રસૂરિએ રચી નથી કે એ રચી હોય તો આજે એ નાશ પામી છે?

## (૮૯) પંચલિંગી

ચ. પ્ર. (પૃ. પર)માં આનો ઉલ્લેખ છે. જિનેશ્વરસૂરિએ ૧૦૧ ગાથામાં જે [2]પંચલિંગી રચી છે તેને તો ભૂલથી હારિભદ્રીય કૃતિ ગણી લેવાઈ નથી ને?

## (૯૦-૯૧) [3]પંચવત્થુગ [ પંચવસ્તુક ] અને એની (૯૨) સ્વોપજ્ઞ શિષ્યહિતા

**વિભાગ**—૧૭૧૪ પદ્યોમાં જ. મ.માં રચાયેલું પંચવત્થુગ પાંચ પ્રકરણોમાં વિભક્ત છે. એ દરેકને 'વત્થુ' (વસ્તુ) કહ્યું છે. પાંચ વત્થુમાં અનુક્રમે ૨૨૮, ૩૮૧, ૭૨૧, ૪૩૪ અને ૯૫૦ ગાથા છે.

**વિષય**— એકેક વત્થુમાં અનુક્રમે (૧) દીક્ષાની વિધિ, (૨) જૈન

---

૧ આ કૃતિ અવચૂરિ સહિત 'જૈ. આ. સ.' તરફથી વિ. સં. ૧૯૪૭માં છપાવાઈ છે.

૨ જિનપતિકૃત સંસ્કૃત ટીકા સહિત આ કૃતિ "જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડ" તરફથી સુરતથી ઈ. સ. ૧૯૧૯માં છપાઈ છે.

૩ આ મૂળ કૃતિ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૭માં છપાવાઈ છે. એના અંતમાં મૂળ પૃથક્ અપાયું છે. ઈ. સ. ૧૯૨૯માં 'જૈ. કે. મં. સંસ્થા' તરફથી જે પંચાસગ વગેરે દસ ગ્રન્થના પદ્યોની અકારાદિ ક્રમે સૂચી પ્રસિદ્ધ થઈ છે તેમાં પંચવત્થુગના પદ્યોની પણ અકારાદિ ક્રમે સૂચી છપાઈ છે. જુઓ પૃ. ૪૩ ટિ. ૧.

શ્રમણની દિનચર્યા, (૩) ઉપસ્થાન (ગચ્છવાસ), (૪) શ્રમણોના ઉપકરણો તેમ જ (૫) તપશ્ચર્યા, અનુજ્ઞા અને સંલેખના એમ પાચ મુખ્ય અધિકારો છે. વિષયાનુક્રમમા પ્રવ્રજ્યા–વિધાન, પ્રતિદિનક્રિયા–વસ્તુ, ઉપસ્થાપના-વસ્તુ, અનુજ્ઞા–વસ્તુ અને સંલેખના–વસ્તુ એમ પાચ અધિકારના નામ અપાયા છે.

બીજા વસ્તુની ગા. ૧૨૦–૧૨૩મા જીર્ણ શેઠ અને એક બીજા શેઠની કથાનો નિર્દેશ છે. આ કથા સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૫૮આ–૫૯અ)મા અપાઈ છે.

ત્રીજા વસ્તુમા પૃથ્વીકાયથી માડીને વનસ્પતિકાય સુધીના પાચે પ્રકારના સ્થાવરોમા જીવની સિદ્ધિ કરાઈ છે.

ચોથા વસ્તુની ગા. ૧૯૦–૧૯૩મા (ગા. ૧૦૨૦ ૧૦૨૩)મા ધર્મને અંગે સુવર્ણની પેઠે કષ, તાપ અને છેદનો વિચાર કરાયો છે. આ બાબતમા **ધર્મબિન્દુ** (અ. ૨, સૂ. [1] ૩૪–૪૩)મા તેમ જ **નાણાચિત્તપયરણ**મા પણ છે

ચોથા વસ્તુમાથી ત્રણ પદ્યો **સ્યાદ્વાદમંજરી** (**અન્યયોગવ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા**ના શ્લો. ૩૨ની ટીકા)મા અપાયા છે

**જોગવિહાણ**—બીજા વસ્તુની ૩૭૧મી ગાથામા **જોગવિહાણ**નો ઉલ્લેખ છે. આ **જોગવિહાણ વીસવીસિયા**માની ૧૭મી વીસિયા તો નથી? જિનપ્રભસૂરિએ વિ. સં ૧૩૬૩મા પૂર્ણ કરેલી **વિહિમગ્ગપવા** (પૃ. ૫૮–૬૨)મા ૬૮ પદ્યોનુ **જોગવિહાણ** ઉદ્ધૃત કર્યું છે. શુ તે આ જ કૃતિ છે?

**રજોહરણ**—આનુ પ્રયોજન ચોથા વસ્તુ (ગા. ૮૧૫)મા દર્શાવાયુ છે. એનું માપ ગા ૮૧૪મા દર્શાવાયુ છે

---

[1] ચાલુ અંક ૯૨–૧૦૧ છે

**વિશેષતા**—પંચવત્થુગની બે વિશેષતા નોંધપાત્ર છેઃ—

(૧) પ્રાચીન કૃતિઓમાં પંચવત્થુગના વિષયોનો અધિકાર છે, પરંતુ એ સર્વેનું તાર્કિક દૃષ્ટિએ નિરૂપણ તો આ જ કૃતિમાં સૌથી પ્રથમ નજરે પડે છે.

(૨) આ કૃતિમાં **થય-પરિણ્ણા** (સ્તવપરિજ્ઞા) વગેરે પાહુડોનો વિષય ચર્ચાયો છે.

**ઉલ્લેખ**—**અધ્યાત્મવ્યાખ્યાનમાં પંચવત્થુગનો** ઉલ્લેખ છે.

**વિવરણ**—કર્તાએ પોતે સંસ્કૃતમાં ૫૦૫૦ શ્લોક જેવડી સ્વોપજ્ઞ વૃત્તિ રચી છે અને એનું નામ [1]શિષ્યહિતા રાખ્યું છે. એમાં વિવિધ અવતરણો છે. આ વૃત્તિ (પત્ર ૧આ)માં "तत्र क्रियानामयं"-થી શરૂ થતી અને "विघ्नविनायकोपशान्तये"થી પૂર્ણ થતી પંક્તિઓ અ. જ. પ.ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૨)માં નજરે પડે છે. ગા. ૧૧૧૦-માં થયપરિણ્ણાનો ઉલ્લેખ છે. તેને એની વૃત્તિમાં 'પ્રાભૃતવિશેષ' કહેલ છે.

**સંક્ષેપ** ([2]**માર્ગપરિશુદ્ધિ**)—'ન્યાયાચાર્ય' યશોવિજય-ગણિએ ૩૨૦ આર્યામાં સંસ્કૃતમાં **માર્ગપરિશુદ્ધિ** નામની કૃતિ રચી છે. એ **પંચવત્થુગના** સંક્ષેપરૂપ છે.

**ભાષાંતર**—આગમોદ્ધારકે **પંચવત્થુગનું** ગુજરાતીમાં [3]ભાષાંતર કર્યું છે.

---

૧ આ નામ હરિભદ્રસૂરિએ **અણુઓગદાર, આવસ્સય** અને **ન્યાયપ્રવેશકની** ટીકા માટે પણ યોજેલું છે.

૨ આ કૃતિ "મુ. ક. જૈ. મો. મા."માં વીરસંવત્ ૨૪૪૬માં (ઈ. સ. ૧૯૨૦માં છપાઈ છે.

૩ આ ભાષાંતર "જ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૩૭માં છપાયું છે.

## (૯૩) પંચસંગ્રહ

**જૈ. સા. સં. ઇ.** (પૃ. ૧૬૨)માં આની નોંધ છે. પં. હરગોવિંદદાસે પૃ. ૨૬માં આ વિષે એમ કહ્યું છે કે આ સુપ્રસિદ્ધ ગ્રંથ છે અને એના ઉપર મલયગિરિસૂરિની ટીકા છે. મને તો **જૈ.સા.સં.ઇ.**માંનો ઉલ્લેખ ભ્રાંત જણાય છે, કેમકે આ સૂરિની ટીકાથી અલંકૃત **પંચસંગ્રહ** (**પંચસંગહ**) તો **ચન્દ્રર્ષિ**ની કૃતિ છે. વિશેષમાં આ નામની કેટલીક દિગંબરીય કૃતિઓ પણ છે.

## (૯૯ અને ૯૭) [1]પંચાસગ [પંચાશક]

**૧૯ વિભાગ**—આ 'આર્યા' છંદમાં ૯૦ મઝમાં રચાયેલી કૃતિ ૧૯ વિભાગોમાં વિભક્ત છે. બીજા અને ૧૯મા વિભાગ સિવાયના બાકીના ૧૭ વિભાગોમાં પચાસ પચાસ પદ્યો છે, જ્યારે બીજા અને ૧૯મા વિભાગમાં [2]ચુમ્માલીસ ચુમ્માલીસ પદ્યો છે. આને લઈને તો આ પ્રત્યેક વિભાગને તેમ જ સંપૂર્ણ કૃતિને પણ **પંચાસગ** (સં. પંચાશક) કહે છે. કેટલાકનું એવું સૂચન છે કે જેમ **વીસવીસિયા**માં વીસ વીસિયા છે અને **ષોડશક**માં સોળ ષોડશક છે તેમ **પંચાસગ**માં પચાસ 'પંચાસગ' હોવાં જોઈએ, પરંતુ આ દલીલ વ્યાજબી નથી, કેમકે **અષ્ટકપ્રકરણ**માં આઠ જ અષ્ટક નથી, પરંતુ ૩૨ છે તેનું કેમ?

---

૧ આ મૂળ કૃતિ અભયદેવસૂરિકૃત સંસ્કૃત વૃત્તિ નામે **શિષ્યહિતા** સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી ઈ. સ. ૧૯૧૨માં છપાવાઈ છે. એકલું મૂળ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી અન્ય સાત ગ્રંથોની સાથે ઈ સ. ૧૯૨૮માં અને એના પદ્યોનો અકારાદિ ક્રમ અન્ય નવના એવા ક્રમ સાથે આ જ સંસ્થા તરફથી ઈ. સ. ૧૯૨૯માં પ્રકાશિત થયેલ છે. વિશેષમાં અભયદેવસૂરિકૃત વૃત્તિ સહિત મૂળ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ ૧૯૪૧માં છપાવાયું છે. આમાં સંસ્કૃતમાં વિષયાનુક્રમ, મૂળમાંના ચૂંટી કઢાયેલા પદ્યો અને અભયદેવસૂરિકૃત વૃત્તિગત અવતરણોની સૂચી અપાયેલ છે.

૨ શું પ્રથમથી જ ૪૪ પદ્યો હશે કે ૬ પદ્ય લુપ્ત થયા છે?

**વિષય**—પ્રત્યેક પંચાસગનું નામ એના વિષયનું દ્યોતક છે. તેમાં ૧૬મા, ૧૭મા, ૧૮મા અને ૧૯મા પંચાસગનાં નામ સંસ્કૃતમાં છે અને બાકીનાનાં પાઇયમાં છે. અહીં તો હું એ આધારે ગુજરાતી નામો રજૂ કરું છું —

(૧) શ્રાવક-ધર્મની વિધિ, (૨) દીક્ષાનું વિધાન, (૩) ચૈત્યવન્દનની વિધિ, (૪) પૂજાની વિધિ, (૫) પ્રત્યાખ્યાનની વિધિ, (૬) સ્તવની વિધિ, (૭) જિનચૈત્ય બનાવવાની વિધિ, (૮) પ્રતિષ્ઠાની વિધિ, (૯) યાત્રાની વિધિ, (૧૦) ઉપાસકની પ્રતિમાઓની વિધિ, (૧૧) સાધુ-ધર્મની વિધિ (૧૨) સામાચારી, (૧૩) [1]પિંડની વિધિ, (૧૪) શીલાંગની વિધિ, (૧૫) આલોચનાની વિધિ, (૧૬) પ્રાયશ્ચિત્તની વિધિ, (૧૭) સ્થિતાસ્થિતાદિક યાને સ્થિતાસ્થિત વિધિ, (૧૮) સાધુઓની પ્રતિમાઓ અને (૧૯) તપની વિધિ

**વિશિષ્ટ પ્રયોગ**—પંચાસગ (પ ૧૯, ગા ૪૦)માં 'રેસિમ્મિ' એવો પ્રયોગ છે કે જે **સમરાઇચ્ચચરિય** (યાકોબી, પૃ ૧૫૭)માં પણ છે. આ પ્રયોગ **સિદ્ધહેમચન્દ્ર** (૮-૪-૪૨૫)માં નિર્દેશાયો છે.[2] **શિષ્યહિતા** (પત્ર ૩૦૦આ)માં "રેસિંમિ ત્તિ નિમિત્ત" એવો ઉલ્લેખ છે.

**સમાનતા**—**વીસવીસિયા** સાથે **પંચાસગ**નાં અનેક પદ્યો મળતાં આવે છે. થોડાંક ઉદાહરણો નીચે મુજબ છે —

**પંચાસગ** ગા ૧૨૩-૧૨૪ – **વીસવીસિયા** (વી ૬ ગા ૭-૮) = **વિસેસા૦** (ગા ૧૨૦૨-૧૨૦૩)

---

૧ ઉદ્ગમાદિ ૪૨ દોષોથી રહિત આહાર લેવો એ બાબત અહીં વિચારાઈ છે.

૨ જુઓ **ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ** (પૃ ૨૪૬-૨૪૭)

| | | | |
|---|---|---|---|
| **પંચાસગ** | ગા ૪૬ ૫૦ | = | **વીસવીસિયા** (વી ૯, ગા ૧૧ ૨૦) |
| ,, | ગા ૪૪૭ | = | ,, (વી ૧૦, ગા ૧) |
| ,, | ગા ૫૧૩ | = | ,, (વી ૧૧, ગા. ૨) |
| | | | = દસવેયાલિય-નિજ્જુત્તિ (ગા ૩૧૪) |

જે [1]**નિર્વાણકલિકા** છપાયેલી છે તેની સાથે આપણા પંચાસગના શ્લોક પદ્યો અર્થદૃષ્ટિએ સમાનતા ધરાવે છે પ્રથમ પંચાસગ (ગા ૩)ગત "तत्तथसद्दहण सम्मत" એ ઉલ્લેખ **તત્ત્વાર્થસૂત્ર** (અ ૧)ના બીજા સૂત્રનુ પ્રાકૃતીકરણ છે

[2]**ચેઇયવંદણમહાભાસગત પંચાસગની ગાથાઓ**—ચેઇયવંદણમહાભાસમા પંચાસગની કેટલીક ગાથાઓ અક્ષરશ અને કેટલીક કંઈક ફેરફારપૂર્વક જોવાય છે આ આપણે અહીં વિચારીશુ

| | | | | |
|---|---|---|---|---|
| પંચાસગ ૩ની | ગા ૨ | = | ચેઇય૦ની ગા | ૧૬૪ |
| ,, ,, | ગા ૩ ને ૪ | = | ચેઇય૦ની ગા | ૧૭૪ ને ૧૭૬ |
| ,, ,, | ગા ૧૦ | = | ચેઇય૦ની ગા | ૨૫૩ |
| ,, ,, | ગા ૧૭ ૨૧ | = | ચેઇય૦ની ગા | ૨૩૬ ૨૪૦ |
| ,, ,, | ગા ૨૨ | = | ચેઇય૦ની ગા | ૨૪૩ |
| ,, ,, | ગા ૩૪ ૩૬ | = | ચેઇય૦ની ગા | ૮૧૦ ૮૧૨ (કંઈક ફેરફાર સાથે) |
| ,, ૪ની | ગા ૨૦ | = | ચેઇય૦ની ગા | ૨૦૧ |

---

૧ આના કર્તા **પાદલિપ્તસૂરિ** છે એમ આના સંપાદક શ્રી મો. દ. ઝવેરીનુ માનવુ છે આ કૃતિ ઈ સ ૧૯૨૬મા "મુનિ મોહનલાલજી જૈન ગ્રંથમાલા"મા છપાઈ છે

૨ આ ૯૨૨ ગાથાની કૃતિ **શાંતિસૂરિએ** રચી છે એ જૈ આ સ ' તરફથી વિ સ ૧૯૭૭મા સંસ્કૃત છાયા સહિત છપાવાઈ છે

**વિષય**—પ્રત્યેક પંચાસગનુ નામ એના વિષયનુ દ્યોતક છે તેમા ૧૬મા, ૧૭મા, ૧૮મા અને ૧૯મા પચાસગના નામ સસ્કૃતમા છે અને બાકીનાના જ મ મા છે અહી તો હુ એ આધારે ગુજરાતી નામો રજૂ કરુ છુ :—

(૧) શ્રાવક-ધર્મની વિધિ, (૨) દીક્ષાનુ વિધાન, (૩) ચૈત્ય વદનની વિધિ, (૪) પૂજાની વિધિ, (૫) પ્રત્યાખ્યાનની વિધિ, (૬) સ્તવની વિધિ, (૭) જિનચૈત્ય બનાવવાની વિધિ, (૮) પ્રતિષ્ઠાની વિધિ, (૯) યાત્રાની વિધિ, (૧૦) ઉપાસકની પ્રતિમાઓની વિધિ, (૧૧) સાધુ-ધર્મની વિધિ, (૧૨) સામાચારી, (૧૩) [1]પિંડની વિધિ, (૧૪) શીલાગની વિધિ, (૧૫) આલોચનાની વિધિ, (૧૬) પ્રાય શ્ચિત્તની વિધિ, (૧૭) સ્થિતાસ્થિતાદિકલ્પ યાને સ્થિતાસ્થિત વિધિ, (૧૮) સાધુઓની પ્રતિમાઓ અને (૧૯) તપની વિધિ

**વિશિષ્ટ પ્રયોગ**—પંચાસગ (૫. ૧૯, ગા ૪૦)મા 'रेसिम्मि' એવો પ્રયોગ છે કે જે **સમરાઇચ્ચચરિય** (યાકોબી, પૃ ૧૫૭)માં પણ છે આ પ્રયોગ **સિદ્ધહેમચન્દ્ર** (૮-૪-૪૨૫)મા નિર્દેશાયો છે[2] **શિષ્યહિતા** (પત્ર ૩૦૦આ)મા "रेसिमि त्ति निमित्त" એવો ઉલ્લેખ છે

**સમાનતા**—**વીસવીસિયા** સાથે પંચાસગના શ્લોક પદ્યો મળતા આવે છે થોડાક ઉદાહરણો નીચે મુજબ છે —

**પંચાસગ** ગા ૧૨૩-૧૨૪=**વીસવીસિયા** (વી ૬, ગા ૭-૮)=**વિસેસા૦** (ગા ૧૨૦૨-૧૨૦૩)

---

૧ ઉદ્ગમાદિ ૪૨ દોષોથી રહિત આહાર લેવો એ બાબત અહી વિચારાઈ છે

૨ જુઓ ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ (પૃ ૨૪૬-૨૪૭)

પંચાસગ (પં. ૧૯, ગા. ૪૦)મા 'મો' છે. **શિષ્યહિતા** (પત્ર ૩૦૦આ)મા "'मो'निपातः पूरणार्थः" એમ કહ્યું છે.

**વીરગણિ**ના શિષ્ય **શ્રીચન્દ્રસૂરિ**ના શિષ્ય યશોદેવે વિ. સં. ૧૧૭૨-માં [1]પ્રથમ પંચાસગ પૂરતી ૪૦ મ૦મા [2]ચુણ્ણિ રચી છે અને તેમ કરવામા **શિષ્યહિતા**નો ઉપયોગ કર્યો છે એમ પોતે આ ચુણ્ણિ (પત્ર ૧, ગા. ૨)મા કહ્યું છે.

**જિ.ર.કો.** (વિ. ૧, પૃ. ૨૩૧)મા **પંચાસગ** ઉપર હરિભદ્રની ટીકા તેમ જ એક અજ્ઞાતકર્તૃક ટીકાની નોંધ છે. આ અજ્ઞાતકર્તૃક ટીકાની એક હાથપોથી જે વિ. સં. ૧૨૨૪મા લખાઈ છે તે મળે છે. એના કર્તા અભયદેવસૂરિ તો નથી ને?

**વ્યાખ્યાનો—પંચાસગ** ઉપર અહીં (સુરત)મા આગમોદ્ધારકે બાવન વ્યાખ્યાનો ગુજરાતીમા વિ. સં. ૨૦૦૧મા આપ્યા હતા તે લિપિબદ્ધ કરાયાં છે, પરંતુ છપાવાયા નથી.

**ભાષાંતર—**"[3]શ્રીપ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધ-ટીકા" (ભા. ૧)માં ચોથા પરિશિષ્ટ તરીકે નીજી પંચાસગ ગુજરાતી ભાષાંતર સહિત અપાયું છે.

**ગુજરાતી સારાંશ—**"શ્રીશ્રમણોપાસક-ધર્મ અથવા શ્રી-પંચાશક-શાસ્ત્ર-સાનાશ"ના નામથી પં. ચંદ્રસાગરગણિ (હવે સૂરિ)

---

૧ જિ.ર.કો. (વિ ૧, પૃ ૨૩૧)મા ત્રણ પંચાસગનો ઉલ્લેખ છે પણ તે જ્ઞાત છે.

૨ આ ચુણ્ણિ "દે લા જૈ પુ સંસ્થા" તરફથી ઈ સ. ૧૯૫૨મા સંસ્કૃતમા ઉપોદ્ઘાત અને પાંચ પરિશિષ્ટો સહિત છપાવાઇ છે

૩ "જૈન સાહિત્ય વિકાસ મંડળ" તરફથી મુંબઈથી આ કૃતિ ઈ. સ. ૧૯૫૧ના ઉત્તરાર્ધમા પ્રસિદ્ધ થઈ છે

પંચાસગ ૯ની ગા ૩૩ ૩૪ = ચેઇય૦ની ગા ૮૯-૯૮
, ગા ૩૭ = ચેઇય૦ની ગા ૮૭
, ગા ૪૧ = ચેઇય૦ની ગા ૯૧૫
, ૮ની ગા ૧૩ – ઇય૦ની ગા ૧૧૦ (કંઈક પાઠ ભેદપૂર્વક)
,, ૧૨ની ગા ૫ = ન્હવ૦ની ગા ૬૫૭
,, ૧૬ની ગા ૩ = ચેઇય૦ની ગા ૩૮૫

ચેઇય૦ની ગા ૧૮૦ ૧૮૧ હરિભદ્રસૂરિ કરતા પ્રાચીન જણાય છે પંચાસગ ૧૨ની ગા ૧૨ ૧૩ તે આવસ્સયની નિજ્જુત્તિની ગા ૬૮૬ ૬૮૭ તેમ જ ૧૫૦૫ ૬ છે

**યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વ્યાખ્યા અને પંચાસગ–પંચાસગ** (પ ૨)ની ગા ૮–૨૦ યોગશાસ્ત્ર (પ્ર. ૩) નીસ્વોપજ્ઞ વ્યાખ્યા (પત્ર ૨૩૩આ)મા અને ત્રીજા પંચાસગની ગા ૧૭–૨૧ આ સ્વોપજ્ઞ વ્યાખ્યા (પત્ર ૨૧૩અ)મા નજરે પડે છે

**વિવરણ**—અભયદેવસૂરિએ **પંચાસગ** ઉપર ૭૪૮૦ શ્લોક જેવડી સસ્કૃતમા **શિષ્યહિતા** નામની વૃત્તિ વિ સ ૧૧૨૪મા રચી છે અને એ છપાઈ છે [૨]

પંચાસગના (પ ૧, ગા ૨૫)ની વૃત્તિ (પત્ર ૧૨આ)મા નીચે મુજબનો જે ઉલ્લેખ છે એ ઉપરથી **શિષ્યહિતાની** પૂર્વે કોઈક પંચાસગ ઉપર વ્યાખ્યા રચી હોની જોઈએ એમ લાગે છે, જોકે પ્રશસ્તિ (શ્લો ૫) એ અનુમાનને બાધક જણાય છે —

"अन्य त्वविभक्तिकनिर्देश कृत्वा ' मा 'निपात इति व्याख्यान्त "

૧ આ જય વીયરાય થી શરૂ થતા સુત્તની આદ્ય બે ગાથાઓ છે આ સબધમા **લલિતવિસ્તરાના** વિચાર કરતી વેળા આ વિષે હુ ઘણુ મહીશ
૨ જુઓ પૃ ૧૨૧, ટિ ૧

**પંચાસગ** ( ૫ ૧૯, ગા ૬૦ )મા 'મો' છે **શિષ્યહિતા** ( પત્ર ૩૦૦આ )મા "'मो'निपात पूरणार्थ" એમ કહ્યુ છે

**વીર**ગણિના શિષ્ય **શ્રીચન્દ્ર**સૂરિના શિષ્ય યશોદેવે વિ સ ૧૧૭૦-મા [1]પ્રથમ પચાસગ પૂરતી જ૦ મ૦મા [2]ચુણ્ણિ રચી છે અને તેમ કરવામા **શિષ્યહિતા**નો ઉપયોગ કર્યો છે એમ પોતે આ ચુણ્ણિ ( પત્ર ૧, ગા ૭ )મા કહ્યુ છે

**જિ.ર.કો.** ( વિ ૧, પૃ ૨૩૧ )મા **પંચાસગ** ઉપર હરિભદ્રની ટીકા તેમ જ એક અજ્ઞાતકર્તૃક ટીકાની નોધ છે આ અજ્ઞાતકર્તૃક ટીકાની એક હાથપોથી જે વિ સ ૧૨૭૪મા લખાઈ છે તે મળે છે એના કર્તા અભયદેવસૂરિ તો નથી ને ?

**વ્યાખ્યાનો—પંચાસગ** ઉપર આર્ષ ( સુરત )મા આગમોદ્ધારક ભાવન વ્યાખ્યાનો ગુજરાતીમા વિ સ ૨૦૦૧મા આપ્યા હતા તે લિપિબદ્ધ કરાયા છે, પરંતુ છપાવાયા નથી

**ભાષાંતર**—"[3]શ્રીપ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધ-ટીકા" ( ભા ૧ )મા ચોથા પરિશિષ્ટ તરીકે ત્રીજુ પચાસગ ગુજરાતી ભાષાતર સહિત અપાયુ છે

**ગુજરાતી આરંભ**—"શ્રીશ્રમણોપાસક-ધર્મ અથવા શ્રી-પચાશક-શાસ્ત્ર-સારાશ"ના નામથી પ ચંદ્રસાગરગણિ (હવે સૂરિ)

---

૧ **જિ.ર.કો.** ( વિ ૧ પૃ ૨૩૧)મા ત્રણ પચાસગના ઉલ્લેખ છે પણ તે ભ્રાત છે

૨ આ ચુણ્ણિ 'ઋષભદેવજી કે લા જ પૃ સસ્થા' તરફથી ઈ સ ૧૯૨૭મા સસ્કૃતમા ઉપોદ્ઘાત અને પાચ પરિશિષ્ટો સહિત છપાવાઇ છે

૩ 'જૈન સાહિત્ય વિકાસ મ ડળ' તરફથી મુબઈથી આ કૃતિ ઈ સ ૧૯૫૧ના ઉત્તરાર્ધમા પ્રસિદ્ધ થઈ છે

તરફથી પ્રથમ વિભાગ તરીકે પહેલાં ચાર પંચાસગોનો સારાંશ ગુજરાતીમાં તૈયાર કરાયેલો તે છપાયો છે.[1] એ તમાં વિષયાનુક્રમ છે

## (૧૦૦) પરલોકસિદ્ધિ

સુમતિગણિએ આ કૃતિ નોંધી છે પ્રો વેબરના બીજા હેવાલ (પૃ ૯૮૭)માં આનો ઉલ્લેખ છે પં બેચરદાસે પૃ ૧૦૦માં આને અન્ય હરિભદ્રની કૃતિ કહી છે

## (૧૦૪) [2]પ્રતિષ્ઠાકલ્પ

પ્રસ્તુત હરિભદ્રસૂરિએ આ નામની એક કૃતિ રચી છે એમ પ્રો વેબરના બીજા હેવાલ (પૃ ૯૮૭)ને આધારે કેટલાક માને છે આની કોઈ હાથપોથી અત્યાર સુધી તો મળી આવી નથી એટલું જ નહિ, પરન્તુ પ્રસ્તુત હરિભદ્રસૂરિના નામોલ્લેખપૂર્વક આ કૃતિમાંથી કોઈ અવતરણ પણ કોઈએ આપ્યું હોય એમ મારા જાણવામાં નથી ગ. સ. મ. ઉપર પદ્મમંદિરની સંક્ષિપ્ત ટીકા છે એમાં પત્ર ૫૬અમાં 'વાચક ઉમાસ્વાતિકૃત **પ્રતિષ્ઠાકલ્પ**' એવા નિર્દેશપૂર્વક એમાંથી એક સંસ્કૃતમાં અવતરણ અપાયું છે વિશેષમાં પત્ર ૫૬અ ૫૬ આમાં 'આર્યસમુદ્રસૂરિકૃત પ્રતિષ્ઠાકલ્પ' એવા ઉલ્લેખપૂર્વક આ અનુપલબ્ધ કૃતિમાંથી ૪૦ મ૦માં રચાયેલાં ચાર પદ્યો ઉદ્ધૃત કરાયાં છે,

---

૧ આ સારાંશ પ્રથમ ટુકડે ટુકડે 'સિદ્ધચક્ર'માં છપાવાતો હતો ત્યાર બાદ એ ફરીથી 'શ્રીસિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ' તરફથી ઈ સ ૧૯૪૮માં પ્રકાશિત કરાયો છે

૨ એકસન્ધિની **જિનસંહિતા** (૭, ૧૯ ૧૦, ૯)માંથી તેમ જ નેમિચન્દ્રકૃત **પ્રતિષ્ઠાપાઠ** (૧, ૩)માંથી અવતરણ આપનાર અને **તત્ત્વાર્થરાજવાર્તિક**ના કર્તાથી ભિન્ન અકલંકે **પ્રતિષ્ઠાકલ્પ** રચ્યો છે આશાધરે, ધનેશ્વરસૂરિના શિષ્ય ચન્દ્રસૂરિએ તેમ જ વિદ્યાવિજયે પણ આ નામની કૃતિ રચી છે વિશેષ માટે જુઓ મારો લેખ "પ્રતિષ્ઠાકલ્પ નામની કૃતિઓ" આ લેખ "આ પ્ર" (પુ ૫૦, અ ૭)માં છપાયો છે

પરંતુ હરિભદ્રસૂરિકૃત **પ્રતિષ્ઠાકલ્પ**માથી કશુ યે અવતરણ અપાયુ નથી વળી પત્ર ૨૬અ-૨૬આમા હરિભદ્રસૂરિની કૃતિઓ ગણાવતી વેળા પણ આ **પ્રતિષ્ઠાકલ્પ**નો ઉલ્લેખ નથી

ગુણરત્નસૂરિએ **પ્રતિષ્ઠાકલ્પ** નામની કૃતિ રચી છે અને એની એક હાથપોથી ભા પ્રા સ મ.મા છે, પરંતુ અત્યારે એ મારી સામે નથી આ કૃતિ પ્રસ્તુત હરિભદ્રસૂરિના **પ્રતિષ્ઠાકલ્પ**ને આધારે યોજાઈ છે એમ એક મુનિવર પાસે જે મે સાભળ્યુ છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે

વાચક **સકલચદ્રે પ્રતિષ્ઠાકલ્પ** રચ્યો છે એ મૂળ પુસ્તક તો મે જોયુ નથી, પરંતુ એનુ જે ગુજરાતી ભાષાતર છપાયુ છે તેના અતમા હરિભદ્રસૂરિકૃત **પ્રતિષ્ઠાકલ્પ**નો ઉલ્લેખ છે સાથે સાથે અહીં કહ્યુ છે કે **વિજ્જપ્પવાય** ( વિદ્યાપ્રવાદ ) પુવ્વમાથી **ભદ્રબાહુસ્વામી**એ **પ્રતિષ્ઠાકલ્પ** ઉદ્ધૃત કર્યો હતો તેમાથી જગચ્ચદ્રસૂરિએ ઉદ્ધૃત કર્યો અને તેમાથી આ **સકલચદ્ર** ઉદ્ધૃત કર્યો છે અહીં **શ્યામાચાર્ય**, 'કલિકાલસર્વજ્ઞ' હેમચદ્રસૂરિ અને ગુણરત્નાકર( ? ગુણરત્ન )સૂરિ એ ત્રણના રચેલા **પ્રતિષ્ઠાકલ્પ** સાથે **સકલચદ્ર** પોતાની કૃતિ મેળવી અને શોધી એવો ઉલ્લેખ છે

આ ઉલ્લેખ જો સાચો હોય અને એ પ્રસ્તુત હરિભદ્રસૂરિ સાથે સબધ ધરાવતો હોય તો પ્રસ્તુત હરિભદ્રસૂરિએ ભદ્રબાહુસ્વામીએ, **શ્યામાચાર્યે** અને આર્ય **સમુદ્રસૂરિ**એ રચેલ **પ્રતિષ્ઠાકલ્પ**નો ઉપયોગ કર્યો હશે એમ કહેવાય

### (૧૦૮) બૃહન્મિથ્યાત્વમ(મ)થન

સુમતિગણિએ આ કૃતિ નોધી છે એનુ નામ જોતા એમ લાગે છે કે એમા મહામિથ્યાત્વનુ નિરૂપણ તેમ જ ખડન હશે

## ( ૧૦૯ ) બોટિકપ્રતિષેધ

[1]'બોટિક'નો અર્થ 'દિગબર' થાય છે આ કૃતિમા [2]દિગબરોના મતનું ખંડન છે. આ કૃતિને કેટલાક **બોટિક-નિરાકરણ** કહે છે. પ. ભાં. અં. સૂ. ( પૃ. ૫ )મા આનો ઉલ્લેખ છે. આ કૃતિની પાટણ, વડોદરા, સુરત એમ અન્યાન્ય સ્થળે હાથપોથીઓ છે અહીં ( સુરત )ના જૈનાનંદ પુસ્તકાલયમા **બોટિકપ્રતિષેધ**ની અશુદ્ધ અને ત્રણ પાનાની નવી લખાયેલી હાથપોથી છે. એનો ક્રમાક ૧૨૬૦ છે. એનો પ્રારંભિક ભાગ કંઈક સુધારી હું નીચે મુજબ આપું છું —

" श्री 'शङ्खेश्वर 'पार्श्वनाथाय नम ।

इह बोटिका केवलज्ञानदिवाकरतीर्थकरवचनमविपरीतमनवगच्छन्तस्तदुपदिष्टमनेकभवसञ्जातकर्मवनदावानल साधुधर्मं निराचिकीर्षन्त इत्थ पूर्वपक्ष मुत्थापयन्ति ।"

અંતમા નીચે પ્રમાણે ઉલ્લેખ છે —

" तस्माद् विवादगोचरापन्ना मिथ्यादृष्टया बोटिका मलनकपानमुखवस्त्रिकादिधर्मसाधनानभ्युपगमे सति सत्त्वापपद्यते हेतुत्वाच्छकुनिकादिवत् मुखवस्त्रिकादे स्वधर्मोपकरणत्वि प्रतिपादि( त )मेवेति बोटिकप्रतिषेध समाप्त कृतिरिय हरिभद्रसूरे श्लोक ६१ "

---

૧ 'દિગબર' શબ્દના પર્યાયો પૈકી આ એક છે એને માટે પાઇયમા 'બોડિય' શબ્દ છે આ શબ્દ **વિસેસા**. ( ગા ૨૫૫૨ )મા વપરાયો છે એના બીજા પર્યાયોની નોંધ મે "'શ્વેતાબર' અને 'દિગબર' શબ્દના પર્યાયો" એ નામના મારા લેખમા લીધી છે આ લેખ "જૈ સ પ્ર" ( વ. ૫, અ ૩ )મા છપાયો છે

૨ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ **દિક્પટ-ચોર્યાસી-બોલ** નામની કૃતિમા દિગબરોના મતવ્યોની આલોચના કરી છે **ઉત્તરજ્ઝયણ** ( અ ૩ )ની નિજ્જુત્તિ ( ગા ૧૭૮ )ની **પાઇય ટીકા**માથી આ હકીકતો લીધી હોય એમ લાગે છે ન્યાયાચાર્યની ઉપર્યુક્ત કૃતિ ગૂર્જર સાહિત્ય સંગ્રહના પ્રથમ વિભાગ ( પૃ ૫૭૨-૫૮૭ )મા ઇ સ ૧૯૩૬મા છપાઈ છે

આ બંને ઉલ્લેખ વિચારતાં એમ જણાય છે કે આ કૃતિ સંસ્કૃતમા ગદ્યમા ૯૧ શ્લોક જેવડી રચાયેલી છે. એમાં શ્વેતાંબર મુનિઓ ધર્મોપકરણ તરીકે જે ગળણુ, પાત્ર, મુહપત્તિ વગેરે રાખે છે તેના સામે દિગંબરો તરફથી થતા આક્ષેપનો આમાં પરિહાર છે.

## (૧૧૦) ભાવનાસિદ્ધિ

આ કૃતિ કઈ ભાષામાં–સંસ્કૃતમા કે જ. મ.માં અને તે પણ ગદ્યમાં કે પદ્યમા રચાઈ છે એમ પ્રશ્ન સ્ફુરે છે. **સર્વજ્ઞસિદ્ધિ** ( પત્ર ૧૧ )માં વૈરાગ્ય વિષે વિસ્તારથી નિરૂપણ **ભાવનાસિદ્ધિ**મા અપાયાનો ઉલ્લેખ છે. આ ઉપરથી એમ ભાસે છે કે આમા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એમ ચાર ભાવનાનો અધિકાર હશે. કદાચ એમાં સુપ્રસિદ્ધ બાર ભાવનાઓનું નિરૂપણ હશે.

## (૧૧૨–૧૧૩) મુણિવઇચરિય [ મુનિપતિચરિત(ત્ર) ]

જિનદેવના શિષ્ય હરિભદ્રસૂરિએ આ ૨૪૬ ગાથામા રચ્યું છે. મ. કિ મહેતાએ આની નોંધ લીધી છે પં. બેચરદાસે પૃ. ૧૦૦-મા આને અન્ય હરિભદ્રની કૃતિ ગણી છે તે ઉપર્યુક્ત ચરિત્ર હશે. જંબૂનાગે વિ. સં. ૧૦૦૫મા સંસ્કૃતમા **મુનિપતિચરિત્ર** રચ્યું છે.

## (૧૧૪) યતિદિનકૃત્ય

હરિભદ્રસૂરિએ આ નામની કૃતિ રચ્યાનું મ. કિ. મહેતાએ કહ્યુ છે. પં. બેચરદાસે પૃ ૧૦૦મા કહ્યું છે કે આના કર્તા પ્રસ્તુત હરિભદ્ર નહિ પણ હરિપ્રભ(?) છે અને પાટણમા આની પ્રત છે. હરિપ્રભની ૫૦૦ શ્લોક જેવડી આ કૃતિની નોંધ **જિ. ર. કો.** ( વિ. ૧, પૃ. ૩૧૭ )મા છે. **જૈ. ગ્રં.** ( પૃ. ૧૦૦ )મા આનો ઉલ્લેખ છે. કેટલાક આને **યતિદિનચર્યા** તરીકે ઓળખાવે છે. આ કૃતિનું નામ જોતા

એમ જણાય છે કે એમા જૈન શ્રમણોએ અને શ્રમણીઓએ દિવસના શું શુ ધાર્મિક કાર્ય કરવું જોઈએ તે દર્શાવાયું છે.

પં. કલ્યાણવિજયજીએ કહ્યું છે કે આ યતિદિનકૃત્યને જ પ્રતિક્રમણવિધિપ્રકાશમાં સાધુદિનકૃત્ય કહેલ છે.

યતિદિનકૃત્ય કિંવા યતિદિનચર્યા નામની કેટલીક કૃતિઓ સંસ્કૃત અને પાઇયમાં છેઃ

દેવસૂરિએ ૩૯૬ ગાથામાં જ૦ મ૦મા[1] તેમ જ કાલકાચાર્યના સંતાનીય [2]ભાવદેવસૂરિએ અને યશોવિજયે આ નામની એકેક કૃતિ સંસ્કૃતમાં ન્ચી છે. એક અજ્ઞાતકર્તૃક કૃતિ પણ આ નામની છે.

## (૧૧૫) યશોધરચરિત(ત્ર)

આ કૃતિ જો પાઇયમા હોય તો એની નોંધ મેં "જસહરચરિય" તરીકે પૃ. ૮૭-૮૮મા લીધી છે.

## (૧૧૬) [3]યોગદૃષ્ટિસમુચ્ચય અને એની (૧૧૭) સ્વોપજ્ઞ વૃત્તિ

જેમ આ કૃતિના અંતમા 'સમુચ્ચય' શબ્દ છે તેમ હરિભદ્રસૂરિની બીજી બે કૃતિઓ નામે શા. વા. સ. અને ષડ્દર્શનસમુચ્ચયમાં પણ છે. આ નામો દિઙ્નાગકૃત પ્રમાણસમુચ્ચયને આભારી હશે.

---

૧ આનું નામ જઇ દિણચરિયા છે.

૨ એમણે રચેલી કૃતિને કેટલાક દિનચર્યા તેમ જ યતિસામાચારી પણ કહે છે.

૩ આ કૃતિ સ્વોપજ્ઞવૃત્તિ સહિત "દે. લા. જ. પુ. સંસ્થા" તરફથી ઇ. સ. ૧૯૧૨માં છપાવાઈ છે. આના આમુખમા ડૉ. સુઆલિની જે અંગ્રેજી પ્રસ્તાવના વિષે સૂચન છે તે યોગબિન્દુની આવૃત્તિમા જોવાય છે. "જૈન ગ્રંથ પ્રકાશક સભા" તરફથી ઇ. સ. ૧૯૪૦માં આ મૂળ કૃતિ સટીક પ્રસિદ્ધ કરાઈ છે. મૂળની એક હાથપોથી વિ. સં. ૧૧૪૬માં લખાયેલી મળે છે.

**વિષય**—૨૨૬ પદ્યોમાં સંસ્કૃતમાં રચાયેલા **યોગદૃષ્ટિસમુચ્ચયમાં** યોગના ઇચ્છા-યોગ, શાસ્ત્ર-યોગ અને સામર્થ્ય-યોગ એ ત્રણ પ્રકારો તેમ જ સામર્થ્ય-યોગના ધર્મ-સંન્યાસ અને યોગ-સંન્યાસ એમ બે ઉપપ્રકારો વિષે નિરૂપણ છે. ત્યાર બાદ એમાં મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા એમ આઠ દૃષ્ટિઓનો વિષય વિસ્તારથી ચર્ચાયો છે.

ચોથી દૃષ્ટિના નિરૂપણમાં વેદ્યસંવેદ્યપદ ( શ્લો. ૭૦-૭૪ ), અવેદ્યસંવેદ્યપદ ( શ્લો. ૭૫-૮૫ ), કુતર્કનિન્દા ( શ્લો. ૮૬-૯૭ ), સર્વજ્ઞતત્ત્વ અને સર્વજ્ઞોમાં અભેદ (શ્લો. ૧૦૨-૧૩૩), સર્વજ્ઞદેશના (શ્લો. ૧૩૪-૧૩૮) અને સર્વજ્ઞવાદ ( શ્લો. ૧૩૯-૧૪૦ ) એમ વિવિધ અધિકારો છે.

અંતમાં (૧) ગોત્ર-યોગી, (૨) કુલ-યોગી, (૩) પ્રવૃત્ત-ચક્રયોગી અને (૪) નિષ્પન્ન-યોગી એમ ચાર પ્રકારના યોગીઓનું વર્ણન છે.

આ કૃતિ યોગશાસ્ત્રના અભ્યાસના અધિકારીઓના લક્ષણો રજૂ કરે છે.

**અપૂર્વતા**—હરિભદ્રસૂરિની પૂર્વે કોઈ જૈન ગ્રંથકારે મિત્રા ઇત્યાદિ આઠ દૃષ્ટિની બાબત આલેખી હોય તો તેમની એ કૃતિ આજે મળતી નથી એટલે ઉપલબ્ધ સાહિત્યની અપેક્ષાએ તો આ દિશામાં હરિભદ્રસૂરિએ પહેલ કરી છે એમ કહેવાય. આ આઠ દૃષ્ટિનો વિષય ન્યાયાચાર્ય યશોવિજયગણિએ પોતાની [1]**દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકાની** ૨૧મીથી ૨૪મી દ્વાત્રિંશિકાઓમાં તેમ જ ગુજરાતી કૃતિ નામે [2]**આઠ યોગદૃષ્ટિની સજ્ઝાયમાં** ઘણી સુંદર રીતે રજૂ કર્યો

---

૧ આ "જૈ. ધ. પ્ર. સ." તરફથી ટીકા સહિત વિ. સં. ૧૯૬૬માં પ્રસિદ્ધ કરાઈ છે.

૨ આ ગૂર્જર સાહિત્ય સંગ્રહ ( પ્રથમ વિભાગ, પૃ. ૩૩૦-૩૪૧ )-માં શ્રી. બાવચંદ ગોપાલજી તરફથી મુંબઈથી ઈ સ ૧૯૩૬માં છપાયેલ છે. આ અન્યત્ર પણ પ્રસિદ્ધ થયેલી છે. જુઓ પૃ. ૧૩૪.

છે. ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિશ્રી ન્યાયવિજયજીએ આ વિષય [1]**અધ્યાત્મતત્ત્વાલોક**માં સંસ્કૃતમાં તેમ જ એના સ્પષ્ટીકરણરૂપ ગુજરાતી વિવેચનમાં ચર્ચ્યો છે.

**લાક્ષણિકતા**—આધ્યાત્મિક વિકાસનો યોગની દૃષ્ટિએ હરિભદ્રસૂરિ પૂર્વે કોઈ જૈન કૃતિમાં વિચાર કરાયો હોય તો તે કૃતિ મળતી નથી. એમના પૂર્વગામી ગ્રંથકારોએ તો ચૌદ ગુણસ્થાનો, ધ્યાનના ચાર પ્રકારો, સંસારી જીવની ત્રણ અવસ્થાઓ, પાંચ યમો, પ્રત્યાહાર ઈત્યાદિ બાબતો વિચારી છે.

**યોગવિષયક કૃતિઓ**—હરિભદ્રસૂરિએ યોગને અંગે એક જ કૃતિ અને એની સંસ્કૃત સ્વોપજ્ઞ વૃત્તિ રચીને સંતોષ માન્યો નથી, પરંતુ એમણે યોગને અંગે [2]**યોગબિન્દુ** અને [3]**યોગશતક** એમ બે સ્વતંત્ર કૃતિઓ રચી છે અને વિશેષમાં [4]**વીસવીસિયા**ની ૧૭મી વીસિયા નામે 'જોગવિહાણવીસિયા'માં તેમ જ [5]**ષોડશક**માં આ વિષય આલેખ્યો છે.

**વિવરણ**—૧૧૭૫ શ્લોક જેવડી સ્વોપજ્ઞ [6]વૃત્તિથી **યો. દ. સ.** અલંકૃત છે. **સોમસુંદરસૂરિ**ના શિષ્ય સાધુરાજગણિએ ૪૫૦ શ્લોકપ્રમાણ ટીકા સંસ્કૃતમાં રચી છે. આ ટીકા અપ્રસિદ્ધ છે.

---

૧ આ કૃતિ અભયચંદ ભગવાનદાસ ગાંધી તરફથી સ્વ. મોતીચંદ ઝવેરચંદ મહેતાનાં અંગ્રેજી ભાષાંતર અને વિવરણ સહિત ઈ. સ. ૧૯૨૦માં પ્રસિદ્ધ કરાઈ છે.

૨ આ કૃતિ છપાયેલી છે. જુઓ પૃ. ૧૩૪, ટિ. ૪.

૩ આ માટે જુઓ પૃ. ૮૯-૯૦ અને ૧૩૮.

૪ જુઓ પૃ. ૧૪૧-૧૪૮.

૫ આના પરિચય માટે જુઓ પૃ. ૧૬૦-૧૬૪.

૬ આ વૃત્તિ છપાઈ છે. જુઓ પૃ. ૧૩૦, ટિ. ૩.

**અવતરણ**—યો. દ. સ.ના શ્લો. ૩–૧૧ **લલિતવિસ્તરા** (પત્ર ૧૫અ)માં નજરે પડે છે.

**ઉલ્લેખ ઇત્યાદિ**—યો. દ. સ. (શ્લો. ૧૦)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૪અ)માં **ધર્મબિન્દુ** (અ. ૪)નું ત્રીજું પદ્ય અપાયું છે. યો. દ. સ. (શ્લો. ૧)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં [1]**યોગનિર્ણય**નો તેમ જ શ્લો. ૧૬ની વૃત્તિ (પત્ર ૬અ)માં [2]ભગવત્–પતંજલિ, [3]'બંધુ' ભગવદ્દત્ત અને [4]'ભદંત' ભાસ્કરનો ઉલ્લેખ છે. વિશેષમાં આ સ્વોપજ્ઞ વૃત્તિમાં [5]અનેક સ્થળે [6]'યોગાચાર્ય'નો ઉલ્લેખ છે. આ 'યોગાચાર્ય' જૈન છે, પણ એઓ કોણ છે તે જાણવું બાકી રહે છે.

નિમ્નલિખિત પદ્ય **ભગવદ્ગીતા** (અ. ૧૦)ના [7]ચોથા પદ્યનું સ્મરણ કરાવે છે:—

"बुद्धिर्ज्ञानमसंमोहस्त्रिविधो बोध इष्यते ।
तद्भेदात् सर्वकर्माणि भिद्यन्ते सर्वदेहिनाम् ॥ १२० ॥"

**ભાષાંતર**—યો. દ. સ.ના શ્લો. ૯૦, [8]૯૧, ૮૭, ૮૮ અને ૧૩૨–૧૫૦નું આ ક્રમે ગુજરાતી ભાષાંતર પં. બેચરદાસે કર્યું છે.[9]

---

૧ જુઓ "ઉપખંડ".

૨ એજન.

૩ એજન.

૪ એજન.

૫ જુઓ શ્લો. ૧૪, ૧૯, ૨૨ અને ૬૫ની વૃત્તિ.

૬ 'યોગાચાર્ય' વિષે **લલિતવિસ્તરા** (પ. ૪૨અ)માં ઉલ્લેખ છે, પરંતુ એથી તો **પતંજલિ** વગેરેના નિર્દેશ છે. વિશેષ માટે જુઓ "ઉપખંડ".

૭ "बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥"

૮ આ ૯૧મા શ્લોકમાં હાથી અડકીને મારે છે કે અડક્યા વિના એ કુતર્કનો ઉલ્લેખ છે.

૯ જુઓ 'જૈન દર્શન' (પૃ. ૭૭–૪૧)

**સુમનોનંદિની બૃહત્ ટીકા યાને વિવેચન**—જ મ ક િમહેતાના પુત ડૉ ભગવાનદાસ મન સુખભાઈ મહેતાએ આ વિવેચન કર્યું છે[1] લગભગ ૮૦૦ પૃષ્ઠની આ કૃતિ છે મૂળ શ્લોકનો દોહરામા ગુજરાતીમા અનુવાદ, શ્લોકનો અક્ષરશ ગુજરાતીમા અર્થ, એના ઉપરની હારિભદ્રીય વૃત્તિનો ગુજરાતી અનુવાદ, મૂળ શ્લોક અને એના ઉપરની વૃત્તિના આશયને ઉદ્દેશીને "સુમનોન દિની બૃહત્ ટીકા" એ નામથી સવિસ્તર વિવેચન તેમ જ પ્રસ્તુત કૃતિના પ્રત્યેક અધિકારના અતમા એના સારરૂપે ગુજરાતી પદ્યો એ પ્રમાણેની ઉપયોગી યોજના પૂર્વક મૂળ કૃતિ ગુજરાતી ઉપોદ્ઘાત અને વિષયાનુક્રમણિકા તેમ જ પરિશિષ્ટ તરીકે "આઠ યોગદષ્ટિની સજ્ઝાય" સહિત પ્રસિદ્ધ કરાઈ છે[2] અનુવાદ, અર્થ, [3]વિવેચન, સારરૂપે પદ્યો અને ઉપોદ્ઘાત ડૉ ભગવાનદાસ મન સુખભાઈ મહેતાએ તૈયાર કરેલા છે

## (૧૧૮) [4]યોગબિન્દુ અને એની (૧૧૯) સ્વોપજ્ઞ (?) વૃત્તિ

**વિષય**—આ 'અનુષ્ટુભ્' છદમા સસ્કૃતમા ૫૨૭ પદ્યોમા રચાયેલી કૃતિનો વિષય 'અધ્યાત્મ' છે એમા મહેશ્વરવાદીઓ અને

---

૧ શ્રી મન સુખલાલ તારાચદ મહેતા તરફથી મુબઈથી એ પ્રસિદ્ધ થયેલ છે જુઓ ટિ ૨

૨ આ પ્રકાશનનુ નામ 'યોગદૃષ્ટિસમુચ્ચય સવિવેચન" રખાયુ છે એ શ્રી મન સુખલાલ તારાચદ મહેતા તરફથી ઈ સ ૧૯૫૦મા પ્રસિદ્ધ કરાયુ છે પાછલા પૂઠા ઉપર તેમ જ મુખપૃષ્ઠ ઉપર આઠ દૃષ્ટિનુ ચક્ર અપાયુ છે

૩ આમા વીસ આકૃતિ અને સોળ કોષ્ટક છે

૪ સ્વોપજ્ઞ ગણાતી વૃત્તિસહિત આ કૃતિનુ સ પાદન ડૉ સુઆલિએ કર્યું છે અને એ "જૈ ધ પ્ર સ" તરફથી ઈ સ ૧૯૧૧મા છપાયુ છે "જૈન ગ્ર થ પ્રસારક સભા" તરફથી પણ આ વૃત્તિ સહિત મૂળ ઈ સ ૧૯૪૦મા છપાવાયુ છે મૂળ કૃતિ અન્યત્ર પણ છપાઈ છે જુઓ પૃ ૧૩૭ ટિ ૨

પુરુષાદ્વૈતવાદીઓના મતોનુ નિરસન છે વળી આ કૃતિમા યોગનો પ્રભાવ, યોગની ભૂમિકા તરીકે પૂર્વસેવા (શ્લો ૧૦૯ ઈ), વિષ, ગર, અનનુષ્ઠાન, તદ્દેતુ અને અમૃત એમ પાચ પ્રકારના અનુષ્ઠાન, (શ્લો ૧૫૫), શાસ્ત્રોની પ્રશસા, યથાપ્રવૃત્તિ કરણ, અપૂર્વ કરણ અને અનિવૃત્તિ કરણ એમ ત્રણ કરણોની સમજણપૂર્વક સમ્યક્ત્વ, વિરતિ અને મોક્ષ એમ વિવિધ બાબતો આલેખાઈ છે જૈન દૃષ્ટિએ આત્માનુ સ્વરૂપ પણ અહીં વિચારાયુ છે વળી સ્વભાવ, કાળ વગેરે કાર્યની સિદ્ધિમા ક્યા સુધી કારણભૂત છે એ અહી દર્શાવાયુ છે **ધમ્મસંગહણી** આત્માના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડે છે અને કાળ વગેરે પાચ કારણોની બાબત **શા. વા. સ.** (શ્લો ૧-૬ ૧૯૩)મા છે.

**યો. દ. સ. સાથે સંતુલન**—આ કૃતિનો **યો. દ. સ.** સાથે સબધ છે ખરો, પરતુ આ બે કૃતિમા આધ્યાત્મિક વિકાસના નિરૂપણમા ભેદ છે આધ્યાત્મિક વિકાસ ક્યારે શરૂ થાય એનો ઉત્તર **યોગબિન્દુ**મા એમ અપાયો છે કે મોહની શક્તિમા ઘટાડો થતા આ કાર્યનો પ્રારભ થાય છે અને જેમ જેમ મોહનું બળ ઘટતુ જાય છે તેમ તેમ આત્માની ઉનતિ થતી જાય છે આધ્યાત્મિક વિકાસની પાચ ભૂમિકા છે (૧) અધ્યાત્મ (૨) ભાવના (૩) ધ્યાન, (૪) સમતા અને (૫) વૃત્તિસક્ષેપ શ્લો ૪૧૮ અને ૪૨૧મા સૂચવાયા મુજબ પતજલિએ પહેલી ચાર ભૂમિકાઓને 'સપ્રજ્ઞાત' અને પાચમીને 'અસપ્રજ્ઞાત' કહી છે

**યો. દ. સ.**મા આધ્યાત્મિક વિકાસની પૂર્વની અવસ્થાનો 'ઓઘદૃષ્ટિ' તરીકે ઉલ્લેખ છે એમા ઉત્તરોત્તર વિકાસ ઉદાહરણોપૂર્વક સમજાવાયો છે **યો. દ. સ.**મા યોગની સાધનાનો ક્રમસર માર્ગ દર્શાવાયો છે, જ્યારે **યોગબિન્દુ**મા વાસ્તવિક યોગ કયો યોગનુ સત્ય સ્વરૂપ શુ છે એ પ્રશ્નનો ઉત્તર આપી યોગનુ તાર્કિક દૃષ્ટિએ સમર્થન કરાયુ છે

उल्लेख—श्लो. १०० अने २००मां कर्ताए [1]गोपेन्द्रना मतनो अने श्लो. ३००मा [2]कालातीतना मतनो निर्देश कर्यो छे. एम लागे छे के श्लो. ३०१-३०७ कालातीतनी कोईक कृतिमाथी उद्धृत कराया छे. श्लो. ११९मा 'चारि-संजीविनी-चार' न्यायनो उल्लेख छे. श्लो. ३०४नी स्वोपज्ञ मनाती वृत्ति ( पत्र ५३आ )मा 'तीगदर्शशकुनि' न्यायनो उल्लेख छे.

**समानता**– योगबिन्दुना श्लो. ३४५ ने ३४९ **वीसवीसिया** ( वी. ७, गा. ३-५ ) साथे आर्थिक दृष्टिए समानता धरावे छे.

**उद्धरण**—योगबिन्दुना श्लो. १२६-१३० **धर्मबिन्दु** ( अ. १, सू. १४ )नी मुनिचन्द्रसूरिकृत टीका ( पत्र ६आ )मा, श्लो. ४४९ **षड्दर्शनसमुच्चय** ( श्लो. ४१ )नी टीका नामे **तर्करहस्यदीपिका** ( पत्र ४२अ )मा ( कर्ता तरीके विन्ध्यवासीना उल्लेखपूर्वक ) अने श्लो. ४५० आ टीका ( पत्र ४२अ )मा आसुरिना पद्य तरीके नोंधायेल छे. योगबिन्दुनी स्वोपज्ञ मनाती टीकामा आ पैकी छेल्ला बे पद्योना कर्ताना नाम जणावाया नथी; फक्त पहेला माटे " अथ परः " एवो उल्लेख छे.

**पौर्वापर्य**—योगबिन्दु (श्लो. ८३)मा कार्यनी सिद्धि माटे जे उपाय कारणोनो निर्देश छे ते उपरथी आ पूर्वे टीकाकारने मते **शा०वा०स०**मा एनुं निरूपण करायुं [3]ध्वनित थाय छे.

---

१ **ललितविस्तरा** ( प. ४५आ )मा एमने विषे उल्लेख छे जुओ " उपखंड ".

२ एमने विषेनी माहिती माटे जुओ " उपखंड ".

३ आ विषय अ.ज.प., **वीसवीसिया** (वीसिया ४, गा १४-१५) अने अ शत **लोकतत्त्वनिर्णय** ( भा २, श्लो १७-२० अने २८-३० )मा तेम ज **शा०वा०स०** ( श्लो. १६६-१९३ ) अने एनी स्वोपज्ञ वृत्तिमा चर्चायो छे

**વિવરણ**—૩૬૨૦ શ્લોક જેવડી અને 'सद्योगचिन्तामणि'થી શરૂ થતી ટીકા 'સ્વોપજ્ઞ' મનાય છે ખરી. પરંતુ એની ઉપાંત્ય પંક્તિમાં "भगवतः श्रीहरिभद्रसूरेः" એવો ઉલ્લેખ છે તેનું કેમ? શું આ પ્રક્ષિપ્ત પાઠ છે? શું હરિભદ્રસૂરિ જેવા સમર્થ અને વિવેકી સૂરિ પોતાને 'ભગવાન્' કહે ખરા?

એ ગમે તે હો, પણ શ્લો.૧ની આ ટીકામાં આગ્રહી અને નિષ્પક્ષપાતીનાં વર્તન ઉપર પ્રકાશ પાડનારું નીચે મુજબનું પદ્ય છે:—

"आग्रही बत निनीषति युक्तिं तत्र यत्र तस्य मतिर्निविष्टा ।
निष्पक्षपातस्य तु युक्तिर्यत्र तत्र तस्य मतिरेति निवेशम् ॥"

આ યોગવાસિષ્ઠ (ન્યાય-પ્રકરણ)ના નિમ્નલિખિત પદ્યનું સ્મરણ કરાવે છે:—

"'अपि पौरुषमादेयं शास्त्रं चेद् युक्तिबोधकम् ।
अन्यत् त्वार्षमपि त्याज्यं भाव्यं न्याय्यैकसेविनाम् ॥
युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि ।
अन्यत् तृणमिव त्याज्यमप्युक्तं ब्रह्मजन्मना ॥"

**ભાષાંતર**—મૂળ કૃતિનું ભાષાંતર પ્રો. મણીલાલ ન. દ્વિવેદીએ કર્યું છે.[1] આ યોગબિન્દુના ભાષાંતરરૂપે ગુજરાતી [2]અર્થ અને ગુજરાતી [3]વિવેચન સ્વ. બુદ્ધિસાગરસૂરિજીના શિષ્ય શ્રીઅજિતસાગરસૂરિએ કરેલ છે. એમણે વિવેચનનું નામ 'બુદ્ધિસાગર' રાખ્યું છે.

મુનિચન્દ્રસૂરિએ યોગબિન્દુ ઉપર ટીકા રચ્યાનું જે કહેવાય છે તે શું સાચી વાત છે?

૧ આ "વ૦ દે૦ કે૦" તરફથી ઈ. સ. ૧૮૯૯માં છપાયું છે.

૨-૩ આ અર્થ અને વિવેચન મૂળ સહિત "સુખસાગરજી ગ્રંથમાલા"-ના ત્રીજા મણકા તરીકે "બુદ્ધિસાગર જૈન જ્ઞાનમંદિર" તરફથી ઈ. સ. ૧૯૫૦માં પ્રસિદ્ધ થયેલ છે.

## (૧૨૦) યોગવિંશતિ

મ કિ મહેતાએ આની નોંધ લીધી છે આ વીસવીસિયા (વા. ૧૭) હશે

## (૧૨૧) યોગશતક

ચ. પ્ર.મા આની નોધ છે એમ પ. હરગોવિંદદાસે અને કલ્યાણવિજયજીએ કહ્યુ છે પરંતુ એની બે [1]આવૃત્તિમા તો એવો નિર્દેશ નથી વળી હજી સુધી તો આ સસ્કૃત કૃતિ હોય તો તેની એકે હાથપોથી મળી આવી નથી યોગશત નામની એક વૈદ્યની કૃતિ છે આ ઉપરાત જોગસયગ નામની એક પાઇય કૃતિ છે [2] " नमिऊण जोगिनाह ' થી એ શરૂ થાય છે (જુઓ પૃ ૮૯-૯૦) શુ એ જ પ્રસ્તુત કૃતિ છે?

હરિભદ્રસૂરિને નામે ઓળખાવાતી આ કૃતિમા ૧૦૧ શ્લોક છે એટલે આ આચાર્યે રચેલા શતકમાની એ એક ગણાય

યોગશત નામની એક અજ્ઞાત કૃતિ પણ છે

(૧૨૩ અને ૧૨૫) લગ્ગસુદ્ધિ [3][લગ્નશુદ્ધિ] યાને

(૧૨૨ અને ૧૨૪) લગ્ગકુંડલિયા [4][લગ્નકુંડલિકા]

આ કૃતિ જ મ મા ૧૩૩ ગાથામા રચાયેલી છે એનો વિષય જ્યોતિષ છે અને એ લગ્ન પૂરતો મર્યાદિત છે

કર્તૃત્વ—આ કૃતિની ૧૩૨મી ગાથામા 'હરિભદ્દ' એવો ઉલ્લેખ

---

૧ ગાથી "ફ્રા શુ સ ' તરફથી અને "સિ જૈ ગ ' મા છપાયેલી એ બે આવૃત્તિઓ સમજવાની છે

૨ જૈ. ચં. (પૃ ૧૧૩)મા જે ૧૦૧ ગાથાની યોગશતકની નોધ છે તે જ આ છે

૩ આ કૃતિ શ્રીમસિંહ માણેકે વિ સ ૧૯૭૪મા છપાવી હતી. ત્યાર બાદ ક્ષમાવિજયગણિએ એ ઈ સ ૧૯૪૧મા છપાવી છે

૪ આની ખભાતમાની એક તાડપત્રીય પ્રતિમા આ નામ છે

છે. આ ઉપરથી આ કોઈક હરિભદ્રની કૃતિ છે એટલું જ કહી શકાય. કુલમંડનગણિએ વિ. સં. ૧૪૪૩માં [1]**વિચારામૃતસંગ્રહ**ની રચના કરી છે. એમા (પૃ. ૧૧)માં એમણે આ કૃતિનો **લગ્નશુદ્ધિ** તરીકે ઉલ્લેખ કર્યો છે એટલું જ નહિ, પણ આ તેમ જ **અ. જ. પ.**ના કર્તા તરીકે પ્રસ્તુત હરિભદ્રસૂરિનો અને એમના સમય તરીકે પુવ્વના ઉચ્છેદ પછી ૫૫ વર્ષનો અર્થાત્ **વીરસંવત્** ૧૦૫૫નો ઉલ્લેખ કર્યો છે[2] એટલે એમના મતે તો આ કૃતિ પ્રસ્તુત હરિભદ્રસૂરિની જ છે.

શકસંવત્ ૧૨૧૪ અર્થાત્ વિ. સં. ૧૩૪૯માં **સ્યાદ્વાદમંજરી** રચનાર **મલ્લિષેણસૂરિ**ના ગુરુ ઉદયપ્રભસૂરિએ [3]**આરંભસિદ્ધિ** પાંચ વિમર્શમાં રચી છે. એના ઉપર હેમહંસગણિએ વિ. સં. ૧૫૧૪-માં [4]**સુધીશૃંગાર** નામની ટીકા સંસ્કૃતમાં રચી છે. એમા એમણે 'वारावयस्स'થી શરૂ થતી ગાથા આપી છે અને એના કર્તા તરીકે હરિભદ્રસૂરિનો ઉલ્લેખ કર્યો છે. આ ગાથા **લગ્નસુદ્ધિ**મા ૨૩મી ગાથા તરીકે જોવાય છે.

**પાઠાંતરો**—ખંભાતમાંની ઉપર્યુક્ત તાડપત્રીય પ્રતિનો તેમ જ **ભીમ**સિંહ માણેક તરફથી પ્રકાશિત આવૃત્તિનો ઉપયોગ કરી મુનિશ્રી કાંતિવિજયે "લગ્નશુદ્ધિના પાઠાંતરો" એ નામનો [5]લેખ લખ્યો છે.

---

૧ આને **વિચારસંગ્રહ** પણ કહે છે. કેટલાક એને **સિદ્ધાન્તાલાપ-કોદ્ધાર** પણ કહે છે.

૨ પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે —

धर्मसङ्ग्रहण्यनेकान्तजयपताका-पञ्चवस्तुकोपदेशपद-लग्नशुद्धि-लोकतत्त्वनिर्णय-योगबिन्दु-धर्मबिन्दु पञ्चाशक-षोडशकाष्टकादिप्रकरणानि चतुर्दश(शत)मितानि पूर्वश्रुतव्यवच्छेदकालानन्तर पञ्चपञ्चाशता वर्षे दिवं गते श्रीहरिभद्रसूरिभिर्विरचितानि"

૩-૪ મૂળ **સુધીશૃંગાર** સહિત "લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાલા"માં છાણીથી ઇ. સ. ૧૯૪૨મા છપાયું છે.

૫ આ લેખ "જૈ. સ. પ્ર." (વ. ૯, અં. ૧૨)મા છપાયો છે.

(૧૨૬) લઘુક્ષેત્રસમાસ

આ મૂળ કૃતિ મ. કિ. મહેતાએ નોંધી છે. એ જો નોંધ સાચી હોય તો આ ગણિતાનુયોગની કૃતિ ગણાય.

(૧૨૭) લઘુસંગ્રહણી

મ. કિ. મહેતાએ આ નોંધી છે. આ જ **જંબૂદ્દીપસંગ્રહણી** હોવી જોઈએ એમ લાગે છે. પં. હરગોવિંદદાસે તો એને અભિન્ન ગણી જ છે.

(૧૨૯) લોકતત્ત્વનિર્ણય

આ કૃતિનું અપર નામ **નૃતત્ત્વનિગમ** હોવાથી એ નામે એનો પરિચય અપાયો છે.[૧]

(૧૩૦) લોકબિન્દુ

પ્રો. વેબરે બીજા હેવાલ (પૃ. ૯૮૭)માં આની નોંધ લીધી છે.

(૧૩૨) વિંશતિવિંશિકા યાને (૧૩૩) વિંશિકા

આ કૃતિ તે **વીસવીસિયા** જ છે એટલે એનો પરિચય એ જ નામે અપાયો છે. જુઓ પૃ. ૧૪૧-૧૪૮.

(૧૩૪-૧૩૫) વિમાણનરઇંદઅ [વિમાનનરકેન્દ્ર]

આ કૃતિ દેવેન્દ્રનરકેન્દ્રપ્રકરણ તરીકે ઓળખાવાતી હોવાથી એ કૃતિ માટે પૃ. ૯૫ જોવું.

(૧૩૭-૧૩૮) વીરત્થય [વીરસ્તવ]

આ કૃતિના અંતમાં નીચે મુજબની પંક્તિ છે એમ મ. કિ મહેતાએ એમના લેખ (પૃ. ૧૭૭)માં કહ્યું છે:—

"गुत्तं वंदे मयणविरहं तरस नाहं पि धीरं"

૧ જુઓ પૃ. ૧૧૩-૧૧૬.

આ સણધમા પ કલ્યાણવિજયજીએ "ગ્રંથકાર-પરિચય" (પત્ર ૧૮અ )મા કહ્યુ છે કે આ જ ત્રણ પદ્યની સ્તુતિને 'વિરહ' વડે અકિત જોઈ ત્રિસ્તુતિક ( ત્રણ થોઇવાળા ) પોતાના મતની પુષ્ટિ માટે આને હરિભદ્રસૂરિકૃત રચના ગણે છે, પરંતુ 'વિરહ' અક સિવાય આ કૃતિને હારિભદ્રીય માનવાનુ કોઈ કારણ નથી વળી હરિભદ્રસૂરિની કૃતિઓમા 'વિરહ' અક જોવાય છે, પરંતુ એટલાથી જ એ બધી કૃતિઓ એમની જ છે એમ થોડુ સિદ્ધ થાય તેમ છે, કેમકે વ્યાપ્તિનો અભાવ છે.

## (૧૩૯) વીરાંગદકથા

આની એક હાથપોથી ભા. પ્રા સ મ મા છે એને અગેની મારી નોધ મારી પાસે નથી, એ તો આ સસ્થા પાસે વર્ષો થયા છપાયા વિનાની રહેલી છે *જૈ. ગ્ર*ં. વગેરેમા પ્રશ્નાર્થપૂર્વક આની નોધ છે. પ બેચરદાસે પૃ ૧૦૦મા આને અન્ય હરિભદ્રની કૃતિ કહી છે.

## (૧૪૦) [1]વીસવીસિયા [ વિંશતિવિંશિકા ]

**વિભાગ અને પદ્યસંખ્યા**—જ મ મા પદ્યમા રચાયેલી અને 'વિંશિકા' તરીકે અન્યત્ર નોધાયેલી આ કૃતિ વીસ વિભાગોમા વિભક્ત છે પ્રત્યેક વિભાગમા અસલ વીસ વીસ પદ્યો હોવાથી એ દરેકને 'વીસિયા' કહે છે આજે તો ચૌદમી વીસિયા પૂરેપૂરી મળતી નથી; ફક્ત ૭ જ પદ્યો મળે છે તેમ છતા સમગ્ર કૃતિને 'વીસવીસિયા' કહે છે

**વીસિયાનાં નામ**—પહેલી વીસિયા (ગા ૧૧૫)મા વીસે

---

૧ કેવળ મૂળ અન્યાન્ય મુનિવરોની વિવિધ કૃતિઓ સહિત 'ઋ કે શ્વે સસ્થા ' (રતલામ) તરફથી ઈ સ ૧૯૨૭મા છપાયુ છે પ્રો અલ્યકર દ્વારા સપાદિત આ મૂળ કૃતિ ઈ સ ૧૯૩૨મા પ્રકાશિત થઈ છે એમા પણ ચૌદમી વીસિયાના ૭ જ પદ્યો છે આ સમગ્ર કૃતિની સસ્કૃત છાયા, અગ્રેજી ટિપ્પણ, સસ્કૃત પ્રસ્તાવના અને સસ્કૃતમા એક પરિશિષ્ટ વડે આ આવૃત્તિ શોભે છે

વીસિયાના સાન્વર્થક નામ છે અને એ ઉપરથી આ કૃતિના વિષયનો પણ ખ્યાલ આવે છે પ્રો કે વી અભ્યંકરની આવૃત્તિમા ૧૫મી વીસિનાનુ નામ પ્રાકૃતમા છે, અને એ સિવાયની વીસિયાના નામો સસ્કૃતમા જોવાય છે.[1] એ દરેક સંસ્કૃત નામના અંતમા 'વિંશિકા' શબ્દ છે તે બાજુએ રાખતા એ નામો નીચે પ્રમાણે રજૂ થઈ શકે —

(૧) અધિકાર, (૨) અનાદિ, (૩) કુલનીતિ, (૪) ચરમ-પરિવર્ત, (૫) બીજાદિ, (૬) સદ્ધર્મ, (૭) દાન, (૮) પૂજા-વિધિ, (૯) શ્રાવકધર્મ, (૧૦) શ્રાવક-પ્રતિમા, (૧૧) યતિધર્મ, (૧૨) શિક્ષા, (૧૩) ભિક્ષા, (૧૪) તદન્તરાય-શુદ્ધલિંગ, (૧૫) આલોયણા (આલોચના), (૧૬) પ્રાયશ્ચિત્ત, (૧૭) યોગવિધાન, (૧૮) કેવલજ્ઞાન, (૧૯) સિદ્ધવિભક્તિ અને (૨૦) સિદ્ધ-સુખ

**વિષય**—જોકે વીસિનાઓના નામ ઉપરથી તે તે વીસિયાના વિષયની ઝાંખી થાય છે, છતા કેટલીક વિશેષ બાબતો દર્શાવવા માટે અહીં હુ એ વાત વીસિવાદીક વિચારુ છુ ·

પ્રથમ વીસિયાની ગા ૩-૧૦માના વિષયનો સારાશ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ **સાડી ત્રણસો ગાથાનુ સ્તવન** (ઢાલ ૪, ગા ૧૧ ૧૬)મા આપ્યો છે ગા ૧૧-૧૫ વીસિયાઓના નામ પૂરા પાડે છે

બીજી વીસિયામા જગત્ અનાદિ છે, એ પાચ અસ્તિકાયોનુ બનેલુ છે અને એના કોઈ રચનાર નથી એ બાબતો રજૂ કરાઈ છે એની બાબત **ન્યાયતત્ત્વનિગમ**મા પણ જોવાય છે

ત્રીજી વીસિયાનો વિષય કુલાચારો અને દેશાચારો છે આમાના

---

૧ **યોગદર્શન તથા યોગવિંશિકા**ના પરિચય (પૃ ૪, ટિ.)મા વીસ નામો સસ્કૃતમા છે તેમા કુલનીતિલોકધર્મ, ચરમપરાવર્ત, દાનવિધિ અને સિદ્ધ એમ ૩, ૪, ૭ અને ૨૦ એ ક્રમાકવાળા વીસિયાના નામોમા ફેર છે

કેટલાક તો આજે લુપ્ત બન્યા છે. નવોઢાના પ્રથમ સમાગમ-સમયના વસ્ત્રના પ્રદર્શનની જે વાત **અણુઓગદાર** (ગા. ૭૩, પત્ર ૧૩૭આ)-માં 'નોડનક'ના ઉદાહરણમાં છે તે તેમ જ [1]ગાહાસત્તસઈમાં જે વિવિધ રીતરિવાજો દર્શાવાયા છે તે અહીં વિચારી શકાય.

ચોથી વીસિયામાં ચરમ-પરિવર્તનો અધિકાર છે. ચરમ-પરિવર્તને 'અપુનર્બન્ધક' અને 'નિવૃત્તાધિકારપ્રવૃત્તિ' પણ કહે છે. આ અવસ્થા દરમ્યાન મનુષ્યની પ્રત્યેક પ્રવૃત્તિ મોક્ષની પ્રાપ્તિને અર્થે હોય છે. ગા. ૧૪-૧૫માં પાંચ સમવાયિ-કારણોનો ઉલ્લેખ છે. આ બાબત તો [2]અન્યત્ર પણ આ ગ્રંથકારે નિર્દેશી છે.

પાંચમી વીસિયામાં ધાર્મિક જીવનને વૃક્ષ સાથે સરખાવાયું છે.

છઠ્ઠી વીસિયામાં સમ્યક્ત્વની પ્રાપ્તિનું નિરૂપણ છે.

સાતમી વીસિયાના વિષય તરીકે ત્રણ પ્રકારના દાનની વાત છે. (૧) સમ્યગ્જ્ઞાનની, (૨) નિર્ભયતાની અને (૩) ધાર્મિક દૃષ્ટિએ ઉપયોગિતાની. જ્ઞાનના દાતા અને જ્ઞાનના ગ્રાહકનું સ્વરૂપ અહીં વિચારાયું છે. અભયદાનની શ્રેષ્ઠ દાન તરીકે પ્રશંસા કરાઈ છે. ત્રીજા પ્રકારનું દાન એટલે અશનાદિનુ દાન. આ દાન કરનારે ન્યાય વડે ધન ઉપાર્જન કર્યું હોવું જોઈએ તો એ શુદ્ધ દાન ગણાય. અનુકંપા-દાન ઇષ્ટ છે. ભગવાને તીર્થંકર-મહાવીરસ્વામીએ બ્રાહ્મણને દેવદૂષ્યનુ દાન દીધું હતું એ વાત અહીં અપાઈ છે.

આઠમી વીસિયામા દેવની પૂજા અને એના ભેદો અને ઉપભેદોની હકીકત છે.

નવમી વીસિયા શ્રાવકોના ધર્મ ઉપર પ્રકાશ પાડે છે. એમાં શ્રાવકનાં બાર વ્રતોનો ઉલ્લેખ છે.

---

૧ આના પ્રકાશન વગેરે માટે જુઓ **પા. ભા. સા.** (પૃ. ૧૪૨–૧૪૬).

૨ જુઓ **યો. દ. સ., શા. વા. સ.** ઇત્યાદિ.

દસમી વીસિયામાં શ્રાવકોની પ્રતિમાનું વર્ણન છે. એ પ્રતિમાઓનાં નામ 'પ્રતિમા' શબ્દને બાજુએ રાખતાં નીચે મુજબ છેઃ—

(૧) દર્શન, (૨) વ્રત, (૩) સામાયિક, (૪) પોષધ, (૫) પ્રતિમા, (૬) અબ્રહ્મ, (૭) સચિત્ત, (૮) આરંભ, (૯) પ્રેષ, (૧૦) ઉદ્દિષ્ટવર્જક અને (૧૧) શ્રમણભૂત.

આ પ્રતિમાઓ અનુક્રમે એક માસ, બે માસ એમ છેલ્લી અગિયાર માસ વહન કરાય છે.

અગિયારમી વીસિયા સાધુ-જીવનનો ખ્યાલ આપે છે.

બારમી વીસિયામાં ધર્મને 'રાજ્ય' સાથે અને સાચા શ્રમણને 'રાજા' સાથે સરખાવાયા છે. ધાર્મિક શિક્ષણ એ આ વીસિયાનો મુખ્ય સૂર છે.

તેરમી વીસિયા એ સાધુ-સાધ્વીઓએ ભિક્ષા લેતી વેળા જે ૪૨ દોષો વર્જવા જોઈએ તે હકીકત પૂરી પાડે છે. આ બાબત પંચાસગમાંના 'પિંડવિહિ' નામના પંચાસગમાં જોવાય છે.

ચૌદમી વીસિયામાં શુદ્ધ રીતે ભિક્ષા દ્વારા મેળવેલા આહારમાં વિઘ્નરૂપ બનતી બાબતોનો નિર્દેશ છે.

પંદરમી વીસિયાનો વિષય આલોચના છે.

સોળમી વીસિયામાં પ્રાયશ્ચિત્તોનો અધિકાર છે.

સત્તરમી વીસિયાનો વિષય 'યોગ' છે. એની ગા. ૧માં કહ્યું છે કે મોક્ષે લઈ જનારી પ્રવૃત્તિ તે 'યોગ' છે. ગા. ૨માં યોગના પાંચ પ્રકારો ગણાવાયા છે. એમાંના પહેલા બે તે 'કર્મ-યોગ' છે; બાકીના ત્રણ 'જ્ઞાન-યોગ' છે. આ પ્રત્યેકના ચાર ચાર ભેદો અને એ પ્રત્યેક ભેદના ચાર ચાર ઉપભેદો છે. આમ યોગ ૮૦ જાતનો છે. ગા. ૮માં અનુકંપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમનો નિર્દેશ છે.[1] ગા. ૧૪માં

[1] સમ્યક્ત્વનાં લક્ષણરૂપ આસ્તિક્ય ઇત્યાદિનો અહીં પશ્ચાનુપૂર્વીએ ઉલ્લેખ છે. એવો ઉલ્લેખ **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૧, સૂ. ૨)ની હારિભદ્રીય ટીકા (પત્ર ૨૦)માં પણ છે.

કહ્યું છે કે તીર્થની રક્ષાના નામે અશુદ્ધ પ્રથા ચાલુ રાખવાથી તીર્થનો ઉચ્છેદ થાય છે.[૧] ગા. ૧૭-૨૦માં શુદ્ધ આચરણના ચાર પ્રકારો ગણાવાયા છે. આ વીસિયામાં આધ્યાત્મિક વિકાસની પ્રાથમિક ભૂમિકાને બદલે આગળ ઉપરની ભૂમિકાનો વિચાર કરાયો છે.

અઢારમી વીસિયાનો વિષય કેવલજ્ઞાન યાને સર્વજ્ઞતા છે.

સિદ્ધ થયા પૂર્વેની મનુષ્ય તરીકેની અવસ્થાને લક્ષીને સિદ્ધના વિવિધ પ્રકારો પાડી એ બાબત ઓગણીસમી વીસિયામાં વર્ણવાઈ છે. ગા. ૬-૧૨માં સ્ત્રીનો દેહ એના એ જ ભવમાં એ જ દેહે મુક્તિ મેળવવામાં બાધક બનતો નથી એ બાબત સચોટ રીતે રજૂ કરાઈ છે.

વીસમી વીસિયામા સિદ્ધના સુખનું વર્ણન છે. આ બાબત **ધમ્મસંગહણી** (ગા. ૧૩૭૬-૧૩૮૫)માં પણ વિચારાઈ છે.

**સંતુલન**– સત્તરમી વીસિયા વિષય અને શૈલીની બાબતમાં [૨]ષોડશક સાથે સરખાવવા જેવી છે. વીસિયાની કેટલીક ગાથા અન્યાન્ય ગ્રંથોમાં જોવાય છે. દા. ત. વી. ૪, ગા. ૧૪=**સમ્મઇપયરણ** (કંડ ૩, ગા. ૫૫). આ ભાવ **શ્વેતાશ્વતર** ઉપનિષદ (અ. ૧, શ્લો. ૨) સાથે સરખાવાય તેમ છે. એ શ્લોક નીચે મુજબ છેઃ—

"कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् ।
संयोग एषां न त्वात्मभावादात्माऽप्यनीशः सुखदुःखहेतोः ॥"

વી. ૬, ગા. ૫-૬ના પૂર્વાર્ધ = **આવસ્સયની** નિજ્જુત્તિની ગા. ૧૦૫ ૧૦૬ના પૂર્વાર્ધ.

---

૧ આને લગતા યશોવિજયગણિ-કૃત વિવરણમા કહ્યું છે કે જનોનો સમૂહ એ 'તીર્થ' નથી, આજ્ઞારહિત એ સમૂહ તો હાડકાનો માળો છે, સૂત્રમા કહેલી યથોચિત ક્રિયા કરનાર સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમુદાય 'તીર્થ' છે. ધર્મ-ઢાગી ગુરુઓની ખબર **આવસ્સયની** નિજ્જુત્તિ (ગા. ૧૧૦૯-૧૧૬૩)મા લેવાઈ છે. એનુ સંક્ષેપમા આ ૧૪મી ગાથામા સૂચન છે.

૨ જુઓ પૃ. ૧૬૧.

વી. ૬, ગા. ૭-૮ = પંચાસગ (પં. ૩, ગા. ૨૯-૩૦) = વિસેસા૦ (ગા. ૧૨૦૨-૧૨૦૩).

*[1]વી. ૬, ગા. ૯-૧૪ = સમરાઇચ્ચચરિય (ભવ ૧, ગા. ૭૨-૭૭)

વી. ૯, ગા. ૮-૨૦ = સાવયધમ્મવિહિ (ગા. ૧૦૬-૧૦૮ ને ૧૧૧-૧૨૦).

*વી. ૯, ગા. ૧૧-૨૦ = પંચાસગ (પં. ૧, ગા. ૪૧-૫૦).

*વી. ૧૦, ગા. ૧ = પંચાસગ (ગા. ૪૪૭).

વી. ૧૧, ગા. ૨ = પંચાસગ (ગા. ૫૧૩) = દસવેયાલિયની નિજ્જુત્તિ (ગા. ૩૧૪).

વી. ૧૩, ગા. ૩-૪ ને ૫-૭ = પિંડનિજ્જુત્તિ (ગા. ૯૨-૯૩, ૪૦૮, ૪૦૯ ને ૫૨૦).

વી. ૧૩, ગા. ૧૦ = પિંડનિજ્જુત્તિ (ગા. ૬૬૨) = ઓહ-નિજ્જુત્તિ (ગા. ૨૮૦).

*વી. ૨૦, ગા. ૬ = સમરાઇચ્ચચરિય (ભવ ૯, પત્ર ૯૭૦, દોશીની આવૃત્તિ).[2]

વિચારોની સમાનતા અર્થે નીચે મુજબ ઉલ્લેખ થઈ શકે :—

વી. ૭, ગા. ૩-૫ = યોગબિન્દુ (શ્લો. ૩૪૫ ને ૩૪૯).

વી. ૧૨, ગા. ૧૨ = આવસ્સયની નિજ્જુત્તિ (ગા. ૯૯).

વી. ૧૨, ગા. ૧૬ = કઠ (અ. ૧, વલ્લી ૨, શ્લો. [3]૧૫).

૧ આ (*) ચિહ્નથી અંકિત સમીકરણો સિવાયનાં સમીકરણો પ્રો. કે. વી. અભ્યંકરે આપ્યાં છે

૨ આ લગભગ સમાન છે.

૩ " सर्वे वेदा यत् पदमामनन्ति तपांसि सर्वाणि च यद् वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत् ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥१५॥ "

વી. ૧૭, ગા. ૧૪-૧૬ = **જ્ઞાનસાર** ('લોકસંજ્ઞા' નામનું ૨૩મું અષ્ટક)

વી. ૨૦, ગા. ૨-૨૦ = **ઓવવાઇય** (અંતિમ પદ્યો)

વી. ૨૦, ગા. ૯-૧૬ = **ઉત્તરજ્ઝયણ** (અ. ૧૯, ગા. ૭૬-૮૫).

વી. ૨૦, ગા. ૧૮ = **પંચસુત્તગ**ની વ્યાખ્યા (પત્ર ૨૮અ).

વી. ૨, ગા. ૧૮ગત "अणाइयमग्गे तम आसिनं" **તૈત્તિરીય** બ્રાહ્મણ (૨-૮ ૯)ની નિમ્નલિખિત પંક્તિ સાથે સરખાવાય:—

"तम आसीत् तमसा गूळ्हमग्रे प्रकेतम्"

વી. ૩, ગા. ૧૭માની "इत्थियण सुज्झियव्वा" પંક્તિ **અર્થ-શાસ્ત્ર**નું સ્મરણ કરાવે છે

**ઉલ્લેખ**—ન્યાયાચાર્ય **યશોવિજયગણિ**એ **અધ્યાત્મસાર** (પ્ર ૩, શ્લો. ૯૪)મા "યોગવિંશિકા"નો અર્થાત્ ૧૭મી વીસિયાનો ઉલ્લેખ કર્યો છે

**વિવરણ**—'જોગવિહાણ'[1] નામની સત્તરમી વીસિયા ઉપરનું ન્યાયાચાર્ય **યશોવિજયગણિ**કૃત વિવરણ મળે છે[2] આ ગણિએ સમગ્ર કૃતિ ઉપર વિવરણ રચ્યું હતુ કે કેમ એની ચર્ચા મે "વીસ વીસિયાનું વિવરણ" એ નામના [3]લેખમા કરી છે આ આગમોદ્ધારક **આનંદસાગરસૂરિ**એ પહેલી વીસિયા ઉપર વિસ્તૃત વિવરણ રચ્યું છે એ છપાવવું ઘટે.

---

૧ આ નામ **પંચાસગ**ના બીજા પંચાસગના 'દિક્ખાવિહાણ' નામનું સ્મરણ કરાવે છે

૨ આ વિવરણ સહિત ૧૭મી વીસિયા તેમ જ **યોગદર્શન** ઉપરની યશોવિજયગણિકૃત ટીકા **યોગદર્શન તથા યોગવિંશિકા** એ નામથી ઈ સ ૧૯૨૨મા "શ્રીઆત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ" તરફથી આગ્રાથી છપાવાઈ છે

૩ આ લેખ "જૈ ધ. પ્ર" (પુ ૬૫, અ ૧૨)મા છપાયો છે

**હિન્દી સાર**—૧૭મી વીસિયાનો 'हिंदी सार' પં. સુખલાલે લખ્યો છે[1] અને એ છપાયો છે.[2]

**ગુજરાતી સારાંશ**—પહેલી પાંચ વીસિયાનો ગુજરાતી સારાંશ ચન્દ્રસાગરગણિ(હવે સૂરિ)એ જે તૈયાર કર્યો હતો તે "સિદ્ધચક્ર" (વ. ૧૩, અં. ૧, પૃ. ૧૩-૨૦)માં છપાયો છે.

## (૧૪૧) વેદબાહ્યતાનિરાકરણ

આની બે હાથપોથી અહીંના (સુરતના) જૈનાનંદ પુસ્તકાલયમાં છે. એના ક્રમાંક ૯૧૩ ને ૧૨૪૭ છે. આ નામ વિચારતાં એવો પ્રશ્ન કોઈકને ઉદ્ભવે કે આ **દ્વિજવદનચપેટા** તો નથી? પરંતુ આ તો જુદી જ કૃતિ છે. ક્રમાંક ૧૨૪૭ની હાથપોથીમાં **ઈશ્વરસદ્ભાવ** નામની નાનકડી કૃતિ પછી નીચે મુજબની પંક્તિ પત્ર ૧૩આમાં છે:—

"इह केचित् सदनुष्ठानवतोऽपि जैनान् प्रति महामोहदोषेण वेदबाह्यापवर्दं सदोषमेव दोषमभिदधति तन्मोहापनोदायेदमभिधीयते। अथ के एते वेदा नाम ॥

પત્ર ૧૬અમાં અંતિમ ભાગ છે. એ પણ અને તેટલો સુધારીને હું અહીં આપું છું:—

"इत्येतदप्यनाप्तपदमेव वेदितव्यमुक्तवद् वक्ति विरहेण वेदबाह्यत्वानुपपत्तेः। इति वेदबाह्यतानिराकरणं कृतं श्रीसिताम्बराचार्यहरिभद्रेण ॥"

આ ઉપરથી એમ ફલિત થાય છે કે જૈનો વેદોનો અસ્વીકાર કરે છે—એવો વેદબાહ્ય છે એ આક્ષેપનો હરિભદ્રસૂરિએ રદિયો આપ્યો છે.

---

૧ જુઓ **યોગદર્શન તથા યોગવિંશિકા** (પૃ. ૧૧૪-૧૩૮).

૨ જુઓ પૃ. ૧૪૭, ટિ. ૨.

## ( ૧૪૨ ) વ્યવહારકલ્પ

મ. કિ. મહેતાએ આની નોંધ લીધી છે. 'વાયડ' ગચ્છના જિનદત્તસૂરિએ **શકુનશાસ્ત્રમાં** નીચે મુજબ [1]ઉલ્લેખ કર્યો છે:—

" यदाहुः श्रीहरिभद्रसूरयोऽपि स्वव्यवहारकल्पे–
' नक्षत्रस्य मुहूर्तस्य तिथेश्च करणस्य च ।
चतुर्णामपि चैतेषा शकुनो दण्डनायकः ॥
अपि सर्वगुणोपेत न ग्राह्यं शकुन विना ।
लग्न, यस्मान्निमित्ताना शकुनो दण्डनायकः' ॥ "

## ( ૧૪૩ ) શતશતક

આ નામની સો કૃતિ રચ્યાનો **ચ. પ્ર.** ( પૃ. ૫૨ )માં ઉલ્લેખ છે. એમાં **જોગસયગ**નો સમાવેશ થાય છે ખરો ?

## ( ૧૪૪ ) શાશ્વતજિનસ્તવ

આ **જિણહરપડિમાથોત્ત** હોવાથી એનો આ પૂર્વે પૃ. ૮૮-૮૯-માં વિચાર કરાયો છે.

## ( ૧૪૫ ) [2]શાસ્ત્રવાર્તાસમુચ્ચય અને એની ( ૫૯ અને ૧૪૬ ) [3]દિક્પ્રદા નામની ટીકા

વિભાગીકરણ– **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** એ સંસ્કૃતમાં ૭૦૦

૧ આ ઉલ્લેખ પં. કલ્યાણવિજયજીએ " ગ્રંથકાર-પરિચય " ( પત્ર ૧૮અ )માં કર્યો છે.

૨ ' જૈ. ધ પ્ર. સ. " તરફથી મૂળ ઈ સ. ૧૯૦૮મા પ્રકાશિત થયેલું છે. એનું મૂળ આઠ સ્તબકોમા વિભક્ત કરાયું છે આ મૂળ કૃતિ ઈ. સ. ૧૯૧૪-મા યશોવિજયગણિકૃત **સ્યાદ્વાદકલ્પલતા** સાથે " દે લા. જૈ. પુ. સંસ્થા " તરફથી પ્રસિદ્ધ કરાઈ છે. આ મૂળ **દિક્પ્રદા** સહિત " વિજયદેવસૂરસંઘ સંસ્થા ગોડીજી જૈન ઉપાશ્રય ( મુંબઈ ) " તરફથી ઈ. સ. ૧૯૨૯મા ' છપાવાયું છે.

૩ આ ટીકા છપાઈ છે. જુઓ ટિ. ૨.

પદ્યોમા ન્યાયેની કૃતિ છે કર્તાએ આને કોઈ વિભાગોમા વિભક્ત કરી હોય એમ જણાતુ નથી, જો આની એક આવૃત્તિમા એ આઠ સ્તબકોમા વિભક્ત કરાઈ છે, અને એના ટીકાકાર યશોવિજયગણિએ એના અભિધાન વિભાગો પાડ્યા છે

**વિષય**—આ કૃતિમા અજૈન દર્શનોના મતવ્યોની આલોચના છે એના નિરસન બાદ એનો સમન્વય સાધવાનો ઉત્તમ પ્રયાસ કરાયો છે આનદની વાત તો એ છે કે જે અજૈન ગ્રથકારોના વિચારોનુ ખડન કરાયુ છે તેમનો માનભેર ઉલ્લેખ કરાયો છે આ ઉપરથી ગ્રથકારની સર્વધર્મસમભાવની મનોરમ ભાવના ઝળકી ઊઠી છે

પ્રસ્તુત કૃતિના વિષયોની આછી રૂપરેખા વિષે આગળ સૂચન કરી વિશેષ માટે આત્માના અસ્તિત્વની [1]સિદ્ધિ, જૈન દૃષ્ટિએ અહિંસાનુ મડન અને વેદવિહિત હિંસાનુ ખડન, [2]પાચ કારણોના ઉલ્લેખ પૂર્વકનો કારણવાદ, દ્રવ્ય અને તત્ત્વને અગેનુ જૈન મતવ્ય, મુક્તિનુ સ્વરૂપ તેમજ બ્રહ્માદ્વૈતવાદ વગેરેનુ નિરસન ઇત્યાદિ વિષયો નોધવા બસ થશે અદ્વૈતમીમાસાનો સમન્વય શ્લો ૫૪૩ અને એ પછીના પદ્યોમા છે શ્લો ૫૪૩ ૫૫૨ વેદાતને લગતા છે એવા ઉલ્લેખપૂર્વક એ **પડ્દર્શનસમુચ્ચયની ત. ર. દી.** સહિતની આવૃત્તિના અતમા અપાયા છે

**ઉદ્ધરણ—શા. વા. સ.**મા કેટલાક પદ્યો અન્ય ગ્રથોમાથી ઉદ્ધૃત કરી વણી લેવાયા છે દા ત શ્લો ૨૬૯, ૨૭૦, ૬૦૪ ને ૬૦૫ એ **ધર્મકીર્તિકૃત પ્રમાણવાર્તિકમાથી,** શ્લો ૬૯૩ **તત્ત્વાર્થસૂત્ર** ( અ ૧૦, સૂ ૭ )ના ભાષ્ય(ભા ૨, પૃ ૩૧૮ )માથી અને શ્લો ૭૮૬નો

---

૧ આ વિષય **ધમ્મસંગહણી**મા ચર્ચાયો છે

૨ આ વિષય અન્યત્ર ચર્ચાયો છે જુઓ પૃ ૧૩૧ ૧૪૩ અને ૧૪૫

ઉત્તરાર્ધ **શાંતરક્ષિત**ની કોઈક કૃતિમાંથી ઉદ્ધૃત કરાયા છે. **અ.જ.પ.** (ખંડ ૧, પૃ. ૭૧-૭૨)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા જોતાં જણાય છે કે શ્લો. ૫૧૫-૫૧૮ એ વૃદ્ધોનું કથન છે.

**સામ્ય**—શ્લો. ૬૬૭ [1]**વાક્યપદીય** (કાંડ ૨)ના શ્લો. ૪૨૫ સાથે પ્રાયઃ મળે છે. શ્લો. ૩૬૭, ૫૦૮, ૫૦૯, ૫૧૩, ૫૧૫ ૫૧૮, ૬૬૬, ૬૬૭ અને ૬૭૦ **અ.જ.પ.** અને એની સ્વોપજ્ઞ વ્યાખ્યામા જોવાય છે.[2]

શ્લો. ૫૮૧-૫૮૩ **સર્વજ્ઞસિદ્ધિ** (શ્લો. ૧૨-૧૩) સાથે બહુધા મળે છે.

શ્લો. ૭૬ **ભગવદ્‌ગીતા** (અ. ૨)ના શ્લો. ૧૬ સાથે મળતો આવે છે.

શ્લો. ૫૬૩ **ભગવદ્‌ગીતા** (અ. ૧૩, શ્લો. ૮) સાથે સરખાવાય તેમ છે.

શ્લો. ૧૬૬નુ આદ્ય ચરણ **મૈત્રી** ઉપનિષદ્ (૬, ૬૫) સાથે અને એનો પૂર્વાર્ધ **મહાભારત** (આદિપર્વ ૧, ૧, ૧૯૦) સાથે મળે છે.

શ્લો. ૫૦૫ ને ૫૦૬ **સમ્મઇપયરણ** (કંડ ૧)ની ગા. ૪૩-૪૪-ના અનુવાદરૂપ જણાય છે.

**નામોલ્લેખ**—શ્લો. ૬૦૩મા **ધર્મકીર્તિ**નું નામ અપાયું છે. એવી રીતે **દિક્પ્રદા** (પત્ર ૩૮આ)મા પણ આ નામ છે. વિશેષમા આ ટીકામા [3]**શાંતરક્ષિત**, [4]શુભગુપ્ત, [5]સુબંધુ વગેરેમા નામ છે.[6]

---

૧ જુઓ 'ઉપખંડ'.

૨ જુઓ **અ.જ.પ.** (ખંડ ૨)નો ઉપોદ્‌ઘાત (પૃ. ૪૦).

૩ જુઓ "ઉપખંડ"

૪ એજન.

૫ એજન

૬ જુઓ અ.જ.પ. (ખંડ ૨)નો ઉપોદ્‌ઘાત (પૃ. ૩૯).

વિવરણ—શા.વા.સ. ઉપર ૨૨૫૦ શ્લોક પૂરતી સંસ્કૃત ટીકા મૂળકારે જાતે રચી છે અને એનું નામ દિક્પ્રદા રાખ્યું છે આ ઉપરાંત યશોવિજયગણિએ પણ આ કૃતિ ઉપર સંસ્કૃતમાં ટીકા રચી છે અને એનું નામ સ્યાદ્વાદકલ્પલતા રાખ્યું છે એ નવ્ય ન્યાયથી મંડિત છે એ પણ મુદ્રિત છે[1] જિ.ર.કો. (વિ ૧, પૃ ૩૮૩)માં "एन्द्रवणिनता થી શરૂ થતી ટીકાને 'અજ્ઞાનકર્તૃક' કહી છે, પણ આ તો સ્યાદ્વાદકલ્પલતાના આદ્ય પદ્યનો પ્રાસંગિક ભાગ છે એમ મને એમ લાગે છે આ ભૂલ છે

અવતરણો—નંદીની મલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૨૧૩આ, ૨૧૪આ અને ૨૨૨અ)માં શા.ના સ.માંથી અવતરણો અપાયાં છે

ભાષાંતર—આ અપૂર્વ કૃતિનું ગુજરાતી ભાષાંતર નથી એ ખેદનો વિષય છે

સારાંશ—આ કૃતિના શ્લો ૧/૪-૨૧૦નો ગુજરાતી સારાંશ પં બેચરદાસે પૃ ૩૩ ૩૪માં આપ્યો છે

વ્યાખ્યાનો—આગમોદ્ધારકે શા.વા.સ.ને અંગે ૧૮ વ્યાખ્યાનો અહીં (સુરતમાં) વિ સં ૨૦૦૨માં આપ્યાં હતાં આ બધાં ઉતારી લેવાયાં છે પણ એ છપાવાયાં નથી

## (૧૪૯) શ્રાવકધર્મતંત્ર

માનદેવસૂરિકૃત ટીકા સહિત જે સાવગધમ્મ છપાયો છે તે જ આ કૃતિ હોય એમ લાગે છે એટલે આનો પરિચય પૃ ૧૭ માં અપાયો છે

## (૧૫૦) શ્રાવકધર્મપ્રકરણ

આ સાવગધમ્મનું નામાંતર જણાય છે

---

૧ આ મુદ્રિત છે જુઓ પૃ ૧૪૮ ટિ ૨

## ( ૧૫૧ ) શ્રાવકધર્મવિધિ ( પ્રકરણ )

આની નોંધ **સાવગધમ્મ** તરીકે મેં પૃ. ૧૭૯માં લીધી છે.

## ( ૧૫૨ ) શ્રાવકધર્મસમાસ

આ તો **સાવગધમ્મસમાસ**નું સંસ્કૃત નામ છે. આથી આનો પરિચય એ નામે મેં પૃ. ૧૮૦-૧/૧માં આપ્યો છે.

## ( ૧૫૪ ) શ્રાવકપ્રજ્ઞપ્તિ અને એની ( ૧૫૫ ) ટીકા

**શ્રાવકપ્રજ્ઞપ્તિ**ની અ. પ્ર.માં નોંધ છે. આ જ **સાવયપણ્ણત્તિ** હોય તો એનો મેં પૃ. ૧૮૦ ૧૮૧માં વિચાર કર્યો છે.

**શ્રાવકપ્રજ્ઞપ્તિ**ની ટીકા એ **સાવયપણ્ણત્તિ**ની ટીકા હોય તો એ સંબંધમાં મેં પૃ. ૧૮૧માં વિચાર કર્યો છે. **સામાચારીશતક** (　　　)માં તેમ જ જયસોમસૂરિકૃત **વિચારરત્નસંગ્રહ** કે જેને ગ્રંથરૂપે યોજી ગુણવિનયે વિ. સં. ૧૬૫૭માં લખ્યો છે તેમાં આની જ નોંધ હોય એમ લાગે છે.

## ( ૧૫૭ ) [1]ષડ્દર્શનસમુચ્ચય

**પ્રેરણા**– સિદ્ધસેન દિવાકરની દાર્શનિક **દ્વાત્રિંશિકા**ઓના પરિશીલન દ્વારા પ્રેરણા મેળવીને હરિભદ્રસૂરિએ ૮૭ પદ્યોની આ સંસ્કૃત કૃતિ રચી છે.

---

૧ એફ એલ પુલી ( Pullee )એ આનું સંપાદન કર્યું છે અને એ GSAI ( Vol I, 47 ff 8, 159 ff, 9 1 ff. )માં છપાયું છે "જૈ. ધ પ્ર. સ."એ આ કૃતિ **શા૦વા૦સ૦** અને **અષ્ટકપ્રકરણ** સહિત "શ્રીહરિભદ્રસૂરિકૃત ગ્રંથમાલા"એ નામથી વિ સં ૧૯૬૪માં પ્રકાશિત કરી છે. **લ૦૨૦દી૦** સહિત મૂળ કૃતિનું સંપાદન ડૉ સુઆલિએ કર્યું છે, અને એ "કલકત્તા બિબ્લિઓથિકા ઇન્ડિકા"માં ઈ સ ૧૯૦૫-૭માં પ્રસિદ્ધ

છંદ—એનું ૪૭મું પદ્ય 'ઉપજાતિ'માં છે અને ૮૭મું પદ્ય 'સુંદરી' યાને 'વિયોગિની' કિંવા 'વનાલીય' છંદમાં છે, જ્યારે બાકીનાં ૮૫ પદ્યો 'અનુષ્ટુભ્'માં છે આમ કૃતિ મુખ્યતયા 'અનુષ્ટુભ્'-માં રચાઈ છે

**નામ**—કર્તાએ આ કૃતિનું નામ સૂચવ્યું નથી પણ **વિદ્યાતિલક** ઉર્ફે **સોમતિલકસૂરિએ** આની વૃત્તિ (પૃ ૨)માં તેમ જ ગુણરત્નસૂરિએ આ કૃતિની ટીકા નામે **ત. ર. દી.**માં સૂચવ્યું છે તેમ એ **ષડ્દર્શનસમુચ્ચય** છે આ નામ જ કહી આપે છે તેમ એમાં છ દર્શનનો અધિકાર છે શ્લો ૧ મંગલાચરણરૂપ છે એ અનેકાર્થી છે એમ **ત. ર. દી.**માં કહ્યું છે શ્લો. ૨-૩માં છ દર્શનનાં નામો છે. જેમ કે (૧) બૌદ્ધ, (૨) નૈયાયિક, (૩) સાંખ્ય, (૪) જૈન, (૫) વૈશેષિક અને (૬) જૈમિનીય **ત. ર. દી.**માં આ દર્શનોને લક્ષીને સમગ્ર કૃતિના ૭ અધિકાર પડાયા છે

ગયું છે આ ટીકા સહિત મૂળ "આત્માનંદ સભા" (ભાવનગર) તરફથી વિ સં ૧૯૭૪માં છપાયું છે "આ સ" તરફથી આ મૂળ તેમ જ આ જ નામની **રાજશેખરસૂરિકૃત ષડ્દર્શનસમુચ્ચય** નામની કૃતિ ઈ સ. ૧૯૧૮માં સુરતથી એક ગ્રંથરૂપે છપાવાઈ છે "ચૌખંબા સંસ્કૃત સિરીઝ"માં મણિભદ્રના નામ પર ચઢાવાયેલી લઘુ ટીકા સહિત મૂળ "બનારસ"થી ઈ સ ૧૯૦૫માં છપાવાયું છે એમાં **દામોદરલાલ** ગોસ્વામીની સંસ્કૃતમાં ભૂમિકા છે "મુક્તાબાઈ જ્ઞાનમંદિર" (ડભોઈ) તરફથી **ષડ્દર્શનસમુચ્ચય** **વિદ્યાતિલકકૃત** વૃત્તિ તેમ જ અજ્ઞાતકર્તૃક **લઘુષડ્દર્શનસમુચ્ચય** સહિત વિ સં ૨૦૦૬માં પ્રકાશિત થયો છે આનું સંપાદન શ્રીવિજયજંબૂસૂરિએ કર્યું છે

૧ આના છંદ સંબંધી આ પરિવર્તનનો અને **ત૦ ર૦ દી૦**માં આ પદ્યને અંગેનો ગુણરત્નસૂરિના ઉલ્લેખનો વિચાર કરી **પં. બેચરદાસે** **જૈન દર્શન** (સુવન, પૃ ૧)માં આ પદ્ય હરિભદ્રસૂરિનું નહિ હોઈ શકે એમ કહ્યું છે

૭૯મા પદ્યમા કહ્યુ છે કે જે નૈયાયિક અને વૈશેષિકને અભિન્ન ગણે છે તેઓ ૭ દર્શન ગણાવતી વેળા 'લોકાયત' મતનો અર્થાત્ 'ચાર્વાક' દર્શનનો ઉલ્લેખ કરે છે આમ અહીં ભારતીય દર્શનોમા જે ચાર્વાકના મતનો અગત્યના દર્શન તરીકે ઉલ્લેખ છે તે આ સૂરિવર્યની ઉદારતાનુ દ્યોતન કરે છે

દર્શન ' એટલે તત્ત્વજ્ઞાન સબધી વિશેષ વિચારસરણી આને અગ્રેજીમા 'system of philosophy' કહે છે એની સખ્યા વર્ગીકરણના દૃષ્ટિબિન્દુ ઉપર અવલબે છે દર્શનોના જે ભારતીય અને અભારતીય એમ બે વર્ગો પડી શકે તેમા ભારતીય દર્શનો તરીકે મોટે ભાગે છની સખ્યા દર્શાવાય છે વદિક હિન્દુ ગ્રથકારો વગેરે સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક મીમાસા અને વેદાત એમ છ દર્શનો ગણાવે છે, અને એને જ 'આસ્તિક દર્શન' ગણે છે, અને નાસ્તિક દર્શનો તરીકે તેઓ ચાર્વાક, જૈન અને બૌદ્ધ દર્શનનો ઉલ્લેખ કરે છે

કેટલાક પૂર્વ મીમાસા અને ઉત્તર મીમાસા, સેશ્વર સાખ્ય અને નિરીશ્વર સાખ્ય તેમ ૧૬ સોળ પદાર્થ જણાવનાર ન્યાય અને સાત પદાર્થ જણાવનાર વૈશેષિક એમ છ દર્શન ગણાવે છે વળી કેટલાક સૌત્રાન્તિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક એમ બૌદ્ધ દર્શનના ચાર પ્રકારોમા જૈન અને લૌકાયતિક દર્શન ઉમેરી છ દર્શનો ગણાવે છે કેટલાક આ બને પ્રકારે છ છ દર્શન ગણાવી દર્શનોની સખ્યા બારની દર્શાવે છે[1]

વિષય—શ્લો ૪–૧૧મા[2] બૌદ્ધ દર્શનનો, શ્લો ૧૨–૩૨[2]

[1] આ ઉપરાત કેટલીક બાબતો મે "જૈ૦સ૦પ્ર૦" (વ ૯, અ ૩)મા પ્રસિદ્ધ થયેલા મારા લેખ નામે 'દર્શનોની ગણના અને ઘટના'મા આપી છે

[2] આમ વિષય પદાર્થમા અહી પૂર્ણ થાય છે એવી રીતે કાવ્યપ્રકાશમા પણ જોવાય છે

માં નૈયાયિક, શ્લો. ૩૨½–૪૩½માં સાંખ્ય, શ્લો. ૪૩½–૫૮માં જૈન અને શ્લો. ૫૯ ૬૭માં વૈશેષિક દર્શનનો પરિચય અપાયો છે. શ્લો. ૭૮–૭૯માં ૭ દર્શન તરીકે કોને કોને ગણવાં એ વાત વિચારાઈ છે. છેલ્લા શ્લોકના ઉત્તરાર્ધમાં કર્તાએ વાચકવર્ગને ઉપદેશ આપ્યો છે. શ્લો. ૧૧માં બૌદ્ધ ન્યાય અનુસાર હેતુના ત્રણ લક્ષણ દર્શાવતી વેળા પક્ષધર્મત્વનો ઉલ્લેખ છે. આ ભાવદર્શક શબ્દ-પ્રયોગ **પ્રમાણવાર્તિક** (શ્લો. ૩)માં અને **ન્યાયપ્રવેશક** (પૃ. ૧)માં જોવાય છે એટલે જિનવિજયજીનું કથન વિચારણીય ઠરે છે.

**સામ્ય**—શ્લો. ૫–૮ જિનસેનના [1]**આદિપુરાણ** (પર્વ ૫)માં શ્લો. ૪૨–૪૫ રૂપે ક્રમસર જોવાય છે. આથી એમ લાગે છે કે આ કોઈ પ્રાચીન બૌદ્ધ કૃતિમાંથી ઉદ્ધૃત કરાયા હશે.

શ્લો. ૨૦નો પૂર્વાર્ધ તેમ જ ઉત્તરાર્ધ જયન્તભટ્ટની [2]**ન્યાયમંજરી** (પૃ. ૧૨૯)માંના બે પદ્યોના ઉત્તરાર્ધ સાથે સર્વથા મળતા આવે છે. આ બે પદ્યોના પૂર્વાર્ધ **ષડ્દર્શનસમુચ્ચય**માં નથી તો શું આ બે પદ્યો કોઈક અન્ય પ્રાચીન કૃતિનાં હશે?

શ્લો. ૭૨ શાન્તરક્ષિતના [3]**તત્ત્વસંગ્રહ** ઉપરની કમલશીલકૃત [4]**પંજિકા** (પૃ. ૪૫૦)ગત પદ્ય સાથે લગભગ સામ્ય ધરાવે છે. શું આ પદ્ય કોઈ જૈમિનીય દર્શનની પ્રાચીન કૃતિનું હશે? આ ૭૨મું પદ્ય **ન્યાયકુમુદચન્દ્ર** (પૃ. ૫૦૫)માં અવતરણરૂપે નજરે પડે છે.

**વિવરણાત્મક સાહિત્ય**—આ નીચે મુજબ છે —

---

૧ આ મહાપુરાણનો પૂર્વાર્ધ છે. એ ઉત્તરાર્ધ સહિત "સ્યાદ્વાદ ગ્રન્થમાલા"માં ઇન્દોરથી વિ. સં. ૧૯૭૩-૭૫માં છપાયો છે.

૨ આ મહોપાધ્યાય ગંગાધરશાસ્ત્રી દ્વારા સંપાદિત થઈ "વિજ્યા નગરમ સંસ્કૃત સિરીઝ"માં છપાયું છે.

૩-૪ આ બંને "ગા. પૌ. ગ્ર."માં છપાયેલ છે.

( ૧ ) વિ. સં. ૧૨૯૫માં કોઈકે અવચૂરિ રચી છે.

( ૨ ) 'રુદ્રપલ્લીય' ગચ્છના **સંઘતિલકસૂરિ**ના શિષ્ય **સોમતિલક** ઉર્ફે **વિદ્યાતિલકે** વિ. સં. ૧૩૯૨માં એક ટીકા રચી છે અને એ હાલમાં છપાવાઈ છે.[૧]

( ૩ ) **મણિભદ્રે** એક ટીકા રચી છે.[૨] આ **વિદ્યાતિલક**ની જ હોય એમ મોટા ભાગનું માનવું છે.[૩] આ ટીકામાં જૈન દર્શનને લગતા લખાણનો લગભગ અડધો અડધ ભાગ **સ્યાદ્વાદમંજરી** સાથે મોટે ભાગે મળતો આવે છે. શું એકે બીજામાંથી આ લીધું હશે ?

( ૪ ) દેવસુંદરસૂરિના શિષ્ય અને વિ. સં. ૧૪૬૬માં **ક્રિયારત્નસમુચ્ચય** રચનારા ગુણરત્નસૂરિએ **ષડ્દર્શનસમુચ્ચય** ઉપર સંસ્કૃતમાં [૪]ટીકા રચી છે. જૈ.ગ્રં. ( પૃ. ૭૯ ) પ્રમાણે એની બે વાચના મળે છે. આ ટીકા ( પત્ર ૪૨અ )માં તેમ જ **સ્યાદ્વાદમંજરી** (અન્યયોગ૦ શ્લો. ૧૫ની ટીકા, પૃ. ૯૭)માં નીચે મુજબની પંક્તિ પતંજલિના નામે અપાઈ છે, જો કે એ **યોગસૂત્ર** ( સૂ. ૨૦ )ના વ્યાસકૃત ભાષ્ય ( પૃ. ૯૧ )માં મોટે ભાગે મળે છે:—

"शुद्धोऽपि पुरुषः प्रत्ययं बौद्धमनुपश्यति, तमनुपश्यन्नतदात्माऽपि तदात्मक इव प्रतिभासते ।"

( ૫ ) રાજહંસે ૧૫૦૦ શ્લોક જેવડી એક ટીકા રચી છે.

---

૧ જુઓ પૃ. ૧૫૪.

૨ આ ટીકા પ્રસિદ્ધ થયેલી છે. ( જુઓ પૃ. ૧૫૪ ).

૩ આ સંબંધમાં મેં કેટલીક બાબતો "ષડ્દર્શનસમુચ્ચય અને એની ટીકાઓ" એ નામના મારા લેખમાં વિચારી છે. આ લેખ "આ. પ્ર." ( પુ. ૪૮, અં. ૮ )માં છપાયો છે.

૪ આ પ્રકાશિત છે. જુઓ પૃ. ૧૫૩, ટિ. ૧ અને પૃ. ૧૫૪.

( ૬ ) કોઈએ "सज्ज्ञानदर्पणतले"થી શરૂ થતી અને ૧૨૫૨ શ્લોક જેવડી ટીકા રચી છે.

( ૭ ) એક બીજી પણ કોઈ અજ્ઞાતકર્તૃક ટીકા છે.

( ૮ ) બ્રહ્મ શાંતિદાસે અવચૂર્ણિ રચી છે.

**ભાષાંતર**—પ્રો. મણીલાલ ન. દ્વિવેદીએ મૂળ કૃતિનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે.[1]

**સમાનનામક કૃતિઓ**—'મલધારી' ગચ્છના **રાજશેખર**-સૂરિએ ૧૮૦ પદ્યમાં [2]**ષડ્દર્શનસમુચ્ચય** નામની [3]કૃતિ રચી છે.[4] મહેન્દ્રપ્રભસૂરિના શિષ્ય મેરુતુંગે પણ આ નામની કૃતિ રચી છે એમ **સત્તરિયા**ના ભાસની વિ. સં. ૧૪૪૯માં એમણે રચેલી ટીકાની પ્રશસ્તિ ઉપરથી જાણી શકાય છે. આ કૃતિને [5]**ષડ્દર્શનનિર્ણય** પણ કહે છે. કોઈએ સંસ્કૃતમાં [6]**લઘુષડ્દર્શનસમુચ્ચય** રચ્યો છે. છ દર્શનોને અંગે આ ઉપરાંતની કૃતિઓ તરીકે **ષડ્દર્શનખંડન**, **ષડ્દર્શનદિઙ્માત્રવિચાર**, **ષડ્દર્શનનિર્ણયોપનિષદ્**, શુભચંદ્રકૃત **ષડ્દર્શનપ્રમાણપ્રમેય**, **ષડ્દર્શનસંક્ષેપ**, **ષડ્દર્શન-સ્વરૂપ** અને **ષણ્મતનાટક** ગણાવી શકાય.[7]

---

૧ આ "વ. દે. કે." તરફથી ઈ. સ. ૧૮૯૩માં છપાયું છે.

૨ આના ૨૯માં પદ્યમાં કોઈકે જૈન ન્યાયને અંગે રચેલા **સિદ્ધાન્ત-સાર** નામની દુર્બોધ કૃતિનો ઉલ્લેખ છે.

૩ આના ઉપર એક અજ્ઞાતકર્તૃક ટીકા છે. એ અમુદ્રિત છે.

૪ આ મૂળ કૃતિ છપાયેલી છે. જુઓ પૃ. ૧૫૮.

૫ આ અમુદ્રિત કૃતિની એક જ હાથપોથી મળતી હોય એમ લાગે છે.

૬ આ છપાયેલ છે. જુઓ પૃ. ૧૫૪.

૭ આ સાત કૃતિઓ કેવી છે અને કઈ કઈ એકબીજાથી ભિન્ન છે ઇત્યાદિ બાબતો વિચારવા માટે એની હાથપોથીઓ તપાસવી જોઈએ.

- **આક્ષેપ**—**પડ્દર્શનસમુચ્ચય**માં ઉત્તર-મીમાંસા યાને વેદાંતનું નિરૂપણ નથી. આથી "ચૌખંભા સંસ્કૃત સિરીઝ" તરફથી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિની ભૂમિકા (પૃ. ૨)માં **દામોદરલાલે** છ દર્શનોની કરેલી વ્યવસ્થાને દુર્વ્યવસ્થા કહી છે. વળી એમણે ગ્રંથકારે સ્વીકારેલી આ પદ્ધતિ 'દીપાધરિતમિર' ન્યાયના આલંબનરૂપ છે એમ કહ્યું છે.

વિવિધ દર્શનોને લક્ષ્યમા રાખી અનેક નાનીમોટી કૃતિઓ રચાઈ છે. આ બાબત મેં "પડ્દર્શનસમુચ્ચય અને મણિભદ્રકૃત ટીકા" નામના મારા લેખમાં વિચારી છે. આથી અહીં તો કોઈક જૈને રચેલી **સર્વસિદ્ધાંતપ્રવેશક** નામની લઘુ કૃતિ વિષે થોડુંક કહીશ :

આ કૃતિ સંસ્કૃતમા છે. પ્રારંભમાં એક પદ્ય છે. એ દ્વારા ગ્રંથકારે સર્વ ભાવના પ્રણેતા જિનેશ્વરને નમસ્કાર કર્યો છે અને સર્વ નિગમોને વિષે જે તત્ત્વ-લક્ષણ ઇષ્ટ છે તે કહેવાની પ્રતિજ્ઞા કરી છે. ત્યાર બાદ એમણે 'નૈયાયિક' દર્શનનું ગદ્યમાં સંક્ષિપ્ત નિરૂપણ કર્યું છે. આ દર્શન પછી એમણે વૈશેષિક, જૈન, સાંખ્ય, બૌદ્ધ, મીમાંસક તથા ચાર્વાક એમ ૭ દર્શનોની રૂપરેખા ગદ્યમા આલેખી છે. આ કૃતિનું સંપાદન મુનિશ્રી જંબુવિજયજીએ કર્યું છે અને એ સર્વસિદ્ધાન્તપ્રવેશક એવા એમના લેખ દ્વારા "જૈ. સ. પ્ર." (વ. ૧૬, અં. ૨)થી શરૂ થયું છે અને કટકે કટકે આ માસિકમા એ છપાય છે. આ લેખમાં એમણે **સર્વસિદ્ધાંતસંગ્રહ**નો ઉલ્લેખ કર્યો છે.

**પંચદર્શનસ્વરૂપ**—જેમ ૭ દર્શનોને લક્ષીને વિવિધ કૃતિઓ રચાઈ છે તેમ બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, વૈશેષિક અને જૈમિનીય એ પાંચ દર્શનોના નિરૂપણાર્થે કોઈએ [1]**પંચદર્શન-સ્વરૂપ** નામની કૃતિ રચી છે.

---

૧ આ સંબંધમા મેં કેટલીક બાબત વિ. સં. ૨૦૦૫મા છપાયેલ **ઉપદેશરત્નાકર**ની ભૂમિકા (પૃ ૬૮-૬૯ ને ૯૨)મા આપી છે.

**પંચદર્શનિખંડ**—આ નામની એક કૃતિ જૈ. ગ્રં. (પૃ. ૮૫)-માં નોંધાયેલી છે તે શું છે?

સૂયગડ (સુયક્ખંધ ૧, અજ્ઝયણ ૧૨)ની ટીકા (પત્ર ૨૨૫અ-૨૨૯આ)માં શીલાંકસૂરિએ નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય અને બૌદ્ધ એ ચાર દર્શનોનું સ્વરૂપ આલેખ્યું છે.

[1]**સર્વદર્શનસંગ્રહ**—છ જ દર્શનો નહિ પણ એ ઉપરાંતનાં દસ દર્શનોને અંગે સાયણ માધવાચાર્યે *સર્વદર્શનસંગ્રહ* નામની સંસ્કૃત કૃતિ રચી છે.

કોઈકે સર્વદર્શનશિરોમણિ રચેલ છે.

**દર્શન-દિગ્દર્શન**—શ્રી. રાહુલ સાંકૃત્યાયને આ નામની હિંદી કૃતિ રચી એમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય-સર્વે પ્રાચીન અને અર્વાચીન દર્શનોની ઝાંખી કરાવી છે. [2]*બૌદ્ધદર્શન* નામની એમની કૃતિ આનો એક ભાગ છે એમ આ બૌદ્ધદર્શનના પ્રાક્-કથનમાં એમણે કહ્યું છે.

### (૧૫૮) ષડ્દર્શની

આ કૃતિ મ. કિ. મહેતાએ નોંધી છે.

### (૧૫૯) [3]ષોડશકપ્રકરણ

<u>નામ અને વિભાગ</u>—આ 'વિરહ' વડે અંકિત કૃતિ સંસ્કૃતમાં

---

૧ પ્રો. કે. વી. અભ્યંકર દ્વારા આનું બીજી વારનું સંપાદન થયું છે. એમાં એમના સ્વ. પિતા વાસુદેવશાસ્ત્રી અભ્યંકરની સંસ્કૃત ટીકા તેમ જ એમની સંક્ષિપ્ત જીવનરેખા છે. આ ભાં. પ્રા. સં. મં. તરફથી ઈ. સ. ૧૯૫૧માં છપાયું છે. સર્વદર્શનસંગ્રહનું અંગ્રેજી ભાષાંતર કૉવેલ (Cowell) અને ગોફ (Gough) દ્વારા થયું છે.

૨ 'કિતાબ-મહલ', ઇલાહાબાદથી આ પુસ્તક ઈ. સ. ૧૯૪૪માં પ્રસિદ્ધ થયું છે.

૩ આ મૂળ કૃતિ યશોભદ્રસૂરિના વિવરણ અને ન્યાયાચાર્ય યશોવિજયગણિની વ્યાખ્યા સહિત "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૧૧માં પ્રસિદ્ધ કરાઈ છે. આમાં અંતમાં મૂળ પૃથક્ પણ છપાયું છે.

પ્રત્યેક વિભાગને મુદ્રિત આવૃત્તિમાં 'અધિકાર' કહ્યો છે. પહેલા પંદર અધિકારોમાં સોળ સોળ પદ્યો છે, જ્યારે સોળમામાં—અંતિમ અધિકારમાં સત્તર પદ્ય છે. આ સત્તરમુ પદ્ય "षोडशकषोडशकम्" એવા ઉલ્લેખ પછી અપાયું છે. આમ પ્રત્યેક અધિકારનાં પદ્યોની સંખ્યા ઉપરથી આ કૃતિનું નામ **ષોડશક** યાને **ષોડશકપ્રકરણ** પડાયું છે; કર્તાએ તો આ નામ કોઈ સ્થળે આ કૃતિમાં આપ્યું નથી. **સિદ્ધસેન દિવાકરની દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા**ના નામનું આ સ્મરણ કરાવે છે.

**વિષય**—સોળે ષોડશકનાં નામ સાન્વર્થ છે એટલે વિષયનો પૃથક્ ઉલ્લેખ ન કરતા એ [1]નામો જ અહીં રજૂ કરું છું :—

(૧) ધર્મ-પરીક્ષા, (૨) દેશના કિંવા સદ્ધર્મ-દેશના. (૩) ધર્મ-લક્ષણ, (૪) ધર્મેચ્છુલિંગ, (૫) લોકોત્તરતત્ત્વ-પ્રાપ્તિ, (૬) જિન-મંદિર, (૭) જિન-બિંબ, (૮) પ્રતિષ્ઠાવિધિ, (૯) પૂજા-સ્વરૂપ, (૧૦) પૂજા-ફલ, (૧૧) શ્રુત-જ્ઞાન-લિંગ, (૧૨) દીક્ષાધિકાર, (૧૩) ગુરુ-વિનય, (૧૪) યોગ-ભેદ, (૧૫) ધ્યેય-સ્વરૂપ અને (૧૬) સમરસ.

---

યશોભદ્રસૂરિનું વિવરણ તેમ જ યશોવિજયગણિની વ્યાખ્યા ઉપરના ટિપ્પણો એ બે સાથે મૂળ કૃતિ "ઋ. કે. શ્વે. સંસ્થા" (રતલામ) તરફથી વિ. સં. ૧૯૯૨મા છપાવાઈ છે. આ સંપાદનમા પ્રારંભમા સંપાદક તરફથી પ્રત્યેક ષોડશકના વિષયોની સૂચિ અપાઈ છે મૂળ કૃતિના પ્રથમના આઠ ષોડશકો ગુજરાતી ભાષાંતર અને વિવેચન સહિત કેશવલાલ જૈન તરફથી ઈ. સ. ૧૯૩૬મા પ્રસિદ્ધ કરાયા છે "જૈન ગ્રંથ પ્રકાશક સભા" તરફથી ઈ. સ. ૧૯૩૯મા 'શ્રીહરિભદ્રસૂરિગ્રન્થસંગ્રહ' નામથી જે અગિયાર ગ્રંથો પ્રકાશિત થયા છે તેમાનો ત્રીજો ગ્રંથ તે **ષોડશક** છે.

1 "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી પ્રકાશિત આવૃત્તિ (પત્ર ૯૬આ)-મા જે નામો છે તે હું અહીં આપું છુ.

ઉદ્દેશ—સવાદ–શૈલીમા યોજાયેલુ આ ષોડશક કોઈ વૈનાવૃત્ત્ય કરનારી અને આગમરૂપ સાગરની અવગાહના કરવામા અસમર્થ વ્યક્તિના બોધને માટે[1] અને આત્માના [2]અનુગ્રહાર્થ સાધુ–જીવનના ઈતિવૃત્તને અનુલક્ષીને રચાયુ છે એથી તો ધર્મપરીક્ષા જીવ–લક્ષણનુ પ્રારભમા નિરૂપણ કરી સિદ્ધિની પ્રાપ્તિનુ અતમા વર્ણન છે આમ પ્રારભમા દર્શાવવા લાયક પરિણામવાદને અતમા કહ્યો છે[3]

વિશેષતાઓ—પહેલા ષોડશકના દસમા શ્લોકમા 'બૌદ્ધ' પરિભાષા સામ્ની લેવાઈ છે

ષો ૧૧, શ્લો ૫મા કોઈ ઊંઘતા નરેશની કથા વિષે નિર્દેશ છે શ્લો ૭–૯મા પદાર્થ, પદવિભાગ, ચાલના અને પ્રત્યવસ્થાન એ સુપ્રસિદ્ધ સજ્ઞાઓને બદલે વાક્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ એવી અભિનવ સજ્ઞાઓ નજરે પડે છે આ હકીકત ઉવએસપય (શ્લો ૮૫૯–૮૬૫)મા પણ જોવાય છે શ્લો ૧૧મા 'ચારિત્રચક્ર સજીવની'નો ઉલ્લેખ છે

ષો ૧૨, શ્લો ૧મા 'વસન્તનૃપ'નો ઉલ્લેખ છે આ અહીં (સુરતમા) જે થોડા વર્ષો ઉપર [4]'ઘીસ' નીકળતી હતી તેના વરઘોડાનુ સ્મરણ કરાવે છે

ષો ૧૫, શ્લો ૧૪મા શુક્લ યજુર્વેદના નિમ્નલિખિત પદ્યનુ પ્રતિબિંબ જોવાય છે —

---

૧ જુઓ 'ઋ કે શ્વે સસ્થા' તરફથી છપાયેલા ષોડશક–પ્રકરણનો આગમોદ્ધારકે લખેલો ઉપક્રમ

૨ જુઓ મોક્ષમા ષોડશકનો અતિમ ભાગ

૩ જુઓ ઉપર્યુક્ત ઉપક્રમ

૪ આ સબધમા જુઓ મારો લેખ 'હરિપરાની ઘીસ' એ અહીંના "પ્રતાપ"ના વ ૨૬ ૩ ૩૯ના અકમા છપાયો છે

"वेदाहमेतं पुरुषं महान्त-
मादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वाऽतिमृत्युमेति
नान्यः पन्था विद्यतेऽयनाय ॥ १८ ॥"

**ચેઇયવંદણમહાભાસ અને ષોડશક**–ચેઇયવંદણમહાભાસ (ગા. ૩૪)માં ષોડશકનો 'સુત્ત' તરીકે ઉલ્લેખ છે.

આઠમા ષોડશકના બીજા પદ્યના પૂર્વાર્ધના પ્રાકૃત રૂપાન્તરરૂપે ચેઇય૦માં ૩૫મી ગાથા યોજાઈ છે.

ચેઇય૦ની ૨૦૮મી ગાથામાં ષોડશક ૯ ('પૂજાસ્વરૂપ' ષોડશક)ની સાક્ષી અપાઈ છે.

નવમા ષોડશકની ત્રીજી ગાથાનું પ્રાકૃત કરી એ ચેઇય૦માં ૨૦૯મી ગાથા તરીકે અપાયેલી છે.

નવમા ષોડશકની ૧૦મી ગાથા મોટે ભાગે ચેઇય૦ની ૨૧૩મી ગાથાનુ-વાદનું પ્રાકૃતીકરણ છે.

નવમા ષોડશકની ૧૧મી ગાથા અને ૧૨મી ગાથાના ભાવાર્થરૂપે ચેઇય૦માં ૨૧૪મી અને ૨૧૫મી ગાથા છે.

દસમા ષોડશકની ગા. ૨-૮ને આધારે ચેઇય૦ની ગા. ૮૮૭ ઇત્યાદિ હોય એમ લાગે છે.

**વિવરણ**– ષોડશક ઉપર યશોભદ્રસૂરિનું ૧૫૦૦ શ્લોક જેવડું સંસ્કૃતમાં [1]વિવરણ છે. આને જ કેટલાક અભયદેવસૂરિનું વિવરણ ગણતા હોય એમ લાગે છે. ન્યાયાચાર્ય યશોવિજયગણિએ ષોડશક ઉપર ૧૨૦૦ શ્લોકપ્રમાણ [2]વ્યાખ્યા રચી છે. એ **યોગદીપિકા**

---

૧ આ મુદ્રિત છે. જુઓ પૃ. ૧૬૦, ટિ. ૧.

૨ આ મુદ્રિત છે. જુઓ પૃ. ૧૬૦, ટિ. ૧.

તરીકે ઓળખાય છે. ધર્મસાગર ઉપાધ્યાયે ષોડશક ઉપર વૃત્તિ રચ્યાનું કહેવાય છે.[1] એક અજ્ઞાતકર્તૃક ટીકા પણ છે.

**ભાષાંતર**—ષોડશકપ્રકરણનાં પહેલાં આઠ ષોડશકોનું ગુજરાતી-માં ભાષાંતર થયેલું છે અને એ છપાવાયું છે.[2]

**વ્યાખ્યાનો**—આગમોદ્ધારકે ષોડશકપ્રકરણને ઉદ્દેશીને જે એકંદર ૧૧૮ વ્યાખ્યાનો આપ્યાં હતાં તે બધાં ઉતારાવાયાં છે ખરાં પણ [3]૨૩ જ છપાવાયાં છે.

**લેખ**—"શ્રીષોડશકપ્રકરણ અને ભગવાન્ હરિભદ્રસૂરિજી" નામનો આગમોદ્ધારકે એક [4]લેખ લખ્યો હતો.

## (૧૬૦) [5]'સંસારદાવા(નલ)'સ્તુતિ
## ('સંસારદાવાનલ'થુઈ)

**નામ**—આ કૃતિનું પ્રથમ પદ 'સંસારદાવાનલ'થી શરૂ થાય છે એટલે એને આ નામે ઓળખાવાય છે. કેટલાક આને **સંસાર-દાવાસ્તુતિ** પણ કહે છે.

---

૧ જુઓ "જૈન પુસ્તક પ્રચારક સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૪૯માં પ્રકાશિત ષોડશક-પ્રકરણ (સદ્ધર્મ-દેશના, શ્લો. ૧૨)ની મારી પ્રસ્તાવના (પૃ. ૯). આ પ્રસ્તાવનામાં મેં ષોડશકની આછી રૂપરેખા અ૦જ૦પ૦ (ખંડ ૨)ના ઉપોદ્ઘાત (પૃ. ૪૪-૪૬)ના આધારે આલેખી છે.

૨ જુઓ પૃ. ૧૬૧.

૩ આ "જૈન પુસ્તક પ્રચારક સંસ્થા" (સુરત) તરફથી "ષોડશક-પ્રકરણ (વ્યાખ્યાન સંગ્રહ ભા. ૧)" તરીકે વિ. સં. ૨૦૦૫માં છપાવાયાં છે.

૪ આ લેખ "સિદ્ધચક્ર" (વ. ૭)ના અં. ૧-૩માં ક્રમે ક્રમે ઈ. સ. ૧૯૩૮માં છપાયો છે.

૫ બે અથવા પાંચ પ્રતિક્રમણનાં સૂત્રોને લગતી વિવિધ આવૃત્તિઓમાં આ છપાઈ છે. વિશેષ માટે જુઓ પૃ. ૧૬૬, ટિ. ૪.

**વિષય**—આદ્ય પદ્યમા ચોવીસમા તીર્થંકર શ્રીમહાવીરસ્વામીની સ્તુતિ છે, બીજામા બધા તીર્થંકરોની, ત્રીજામા જૈન આગમની અને ચોથામા વાણીની-જૈન શ્રુતદેવતાની સ્તુતિ છે

**અધિકાર**—કેટલાક જૈનોનુ એમ માનવુ છે કે "नमोऽस्तु वर्धमानाय"થી શરૂ થતી ત્રણ પદ્યની [1]સ્તુતિ તેમ જ "विशाललोचन" થી શરૂ થતી ત્રણ પદ્યોની [2]સ્તુતિ એ બન્ને [3]પુર્વના અંશ છે અને પુર્વ ભણવાનો અધિકાર સ્ત્રીઓને નથી આથી દૈવસિક પ્રતિક્રમણ કરતી વેળા જ્યા પુરુષો પ્રથમ સ્તુતિ અને રાત્રિક પ્રતિક્રમણ કરતી વેળા બીજી સ્તુતિ બોલે છે ત્યા સ્ત્રીઓ આ **સંસારદાવાનલ સ્તુતિ**ના પહેલા ત્રણ પદ્યો બોલે છે

વિશેષમા પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ કરતી વેળા પુરુષો તેમ જ સ્ત્રીઓ સજ્ઝાય તરીકે આ સ્તુતિનો **ઉવસગ્ગહરથોત્ત**પૂર્વક ઉપયોગ કરે છે

**વિશિષ્ટતા**—આ ચાર પદ્યોની કૃતિની ભાષા એવી છે કે એ પાઇય તેમ જ સંસ્કૃત ગણી શકાય આમ આ [4]'સમસંસ્કૃત' કૃતિ છે અને એ રીતે એ 'ભાષા-સમ'નુ ઉદાહરણ પૂરુ પાડે છે

**પાદપૂર્તિઓ**—સુમતિકલ્લોલે આના સમસ્ત ચરણોની પાદપૂર્તિરૂપે એ સ્તોત્ર રચ્યુ છે એનુ નામ [5]**પ્રથમજિનસ્તવન** છે

---

૧ આના ઉપર કોઈકની ટીકા છે

૨ આના ઉપર કનકકુશલની વૃત્તિ છે

૩ नमोऽर्हत् સૂ પુર્વમાથી ઉદ્ધૃત છે એમ **હીરપ્રશ્ન** યાને **પ્રશ્નોત્તરસમુચ્ચય** (પત્ર ૧૩ ૫ ૨૮આ)મા ઉલ્લેખ છે

૪ આની કૃતિઓની નોંધ મે **પા. ભા. સા.** (પૃ ૨૧૫-૨૧૭)મા લીધી છે

૫ આ **જૈનસ્તોત્રસંગ્રહ** (ભા ૧, પૃ ૬૫ ૬૭)મા છપાયુ છે

એવી રીતે ૧૭ પદ્યોમાં [1]પાર્શ્વજિનસ્તવન પણ રચાયું છે પ્રત્યેક પદ્યના પ્રથમ ચરણ પૂરતી જ પાદપૂર્તિરૂપે કોઈકે [2]જિનસ્તુતિ રચી છે

**અનુકરણ**—'પરસમય'થી શરૂ થતી વર્દ્ધમાણથુઇમાં સંસારદાવાનલસ્તુતિના શબ્દો નજરે પડે છે[3]

**ટીકા**—જ્ઞાનવિમલસૂરિએ સંસારદાવાનલસ્તુતિ ઉપર સંસ્કૃતમાં [4]ટીકા રચી છે પાર્શ્વચન્દ્રે પણ એક ટીકા રચી છે વળી એક અજ્ઞાતકર્તૃક ટીકા પણ છે

**ભાષાંતર**—આ સ્તુતિના ગુજરાતી તેમ જ હિંદી ભાષાંતર થયેલાં છે[5]

**આમ્નાય**—પં. હરગોવિંદદાસે એમના નિબંધ (પૃ ૨૯)માં કહ્યું છે કે હરિભદ્રસૂરિએ અંતસમયે સંસારદાવાસ્તુતિ રચી એવો આમ્નાય છે કેટલાક કહે છે કે આ સ્તુતિના ચતુર્થ પદ્યનું આદ્ય ચરણ રચતાં હરિભદ્રસૂરિ અવાક્ બન્યા એથી બાકીનાં ત્રણ ચરણો સંઘે રચ્યાં આ ત્રણ ચરણો સકળ સંઘ સાથે બોલે છે

**પ્રાચીનતા**—સંસારદાવાનલસ્તુતિ હરિભદ્રસૂરિની કૃતિ નથી પરંતુ આ તો પ્રક્ષેપ છે એમ કેટલાકનું કહેવું છે આથી આ

---

૧ એજન (પૃ ૬૭ ૬૯)

૨ આ જૈનસ્તોત્રસંગ્રહ (ભા ૨ પૃ ૨૦)માં પ્રસિદ્ધ કરાઈ છે

3 જુઓ DCGM (Vol XVII, pt 4 pp 273-4)

૪ આ ટીકા મૂળ સહિત "દયાવિમલગ્રંથમાલા'માં ગ્રંથાંક ૮ તરીકે અમદાવાદથી છપાવાઈ છે

૫ જુઓ બે અથવા પાંચ પ્રતિક્રમણના સૂત્રના ગુજરાતી અને હિન્દી અનુવાદવાળી આવૃત્તિઓ

સ્તુતિ કેટલી પ્રાચીન છે તે વિચારવું ઘટે. એ માટે એનો સૌથી પ્રથમ ઉલ્લેખ કઈ કૃતિમાં છે, એની જૂનામાં જૂની હાથપોથી કઈ સાલની મળે છે, 'સ્ત્રીઓ એ પ્રતિક્રમણ કરતાં બોલે' એ વિધિ કેટલી પ્રાચીન છે, એની પ્રાચીનમાં પ્રાચીન વૃત્તિ અને પાદપૂર્તિ કઈ છે, એનું સૌથી પ્રથમ અનુકરણ ક્યારે થયું ઇત્યાદિ બાબતો તપાસાવી ઘટે.

(૧૬૧) સંસ્કૃતચૈત્યવંદનભાષ્ય

આ નામ સુમતિગણિએ આપ્યું છે.

(૧૬૨) સંસ્કૃતાત્માનુશાસન

આ કૃતિ **આત્માનુશાસન**ને નામે મેં પૃ. ૮૨માં નોંધી છે.

(૧૬૩) સંક્ષિપ(પં)ચાસ(સિ)

"ભાઉ દાજી મેમo" (પૃ. ૨૪)માં આની નોંધ હોવાનું પં. હરગોવિંદદાસે સૂચવ્યું છે.

(૧૬૪-૧૬૬) [1]**સમરાઇચ્ચચરિય [સમરાદિત્યચરિત્ર],**

(૧૬૬) **સમરાદિત્યકથા** કિંવા (૧૬૭) **સમરાર્કચરિત્ર**

**કૌતુકપ્રિયતા**—આપણા આ ભારતવર્ષમાં પ્રાચીન સમયથી

૧ અંગ્રેજી પ્રસ્તાવના, વિષયાનુક્રમ અને વિશેષનામો તેમ જ પારિભાષિક શબ્દોની સૂચી સહિત આ કૃતિનું સંપાદન પ્રો. હર્મણ યાકોબીએ કર્યું છે. એ કલકત્તાની "એશિયાટિક સોસાયટી ઑફ બૅંગૉલ" તરફથી ઈ. સ. ૧૯૨૬માં પ્રકાશિત થયેલ છે. બી. એચ. દોશીએ આ મૂળ કૃતિ સંસ્કૃત છાયા સહિત બે ભાગમાં—પહેલામાં છ ભવ અને બીજામાં બાકીના ત્રણ ભવ એ રીતે અનુક્રમે ઈ. સ. ૧૯૩૮ ને ૧૯૪૨માં છપાવી છે. શ્રી. મધુસૂદન મોદીએ આ કૃતિનો છઠ્ઠો ભવ અંગ્રેજી અનુવાદ, ટિપ્પણ અને પ્રસ્તાવના તેમ જ શબ્દકોશ અને સંસ્કૃત ટિપ્પણી સહિત સંપાદિત કર્યો તે "પ્રાકૃત ગ્રંથમાલા" (ગ્રંથાક ૭) તરીકે શ્રી. શંભુલાલ જગશી શાહે ઈ. સ. ૧૯૩૬માં પ્રસિદ્ધ કર્યો છે. આ જ વર્ષમાં અંગ્રેજી પ્રસ્તાવના, ટિપ્પણ અને અનુવાદ સહિત આ ભવ પ્રો. બી. એ. ચાગુલે અને પ્રો. એન. વી. વૈદ્ય દ્વારા પણ સંપાદિત થઈ પ્રકાશિત થયો છે. શ્રી. મધુસૂદન મોદીએ સંપાદિત કરેલ ભવ ૧-૨

કૌતુક-પ્રિયતા ( romanticism )ને પોષનારી અનેક કથાઓ સ્થાતી આવી છે. અષ્ટાધ્યાયી ( ૪ ૩-૮૭ )નું મહાભાષ્ય એની સાક્ષી પૂરે છે. આવી એક કથા તે સમરાઇચ્ચચરિય છે. આની વિ. સં. ૧૨૯૯માં તાડપત્ર પર લખાયેલી એક હાથપોથી ખંભાતમાં છે. આ કૃતિ ' વિરહ 'થી અંકિત છે.

**નામાંતર**—હરિભદ્રસૂરિએ પત્ર ૭માં સમરાઇચ્ચચરિય એવું નામ દર્શાવ્યું છે. ઉદ્દ્યોતનસૂરિએ તો સમરમિયંકાકહા તરીકે એનો ઉલ્લેખ કર્યો છે. ' સમર ' અર્થાત્ ' સમરાદિત્ય '. એ અંકથી લક્ષિત કથા તે ' સમરમિયંકાકહા.'[1] ' કલિકાલસર્વજ્ઞ ' હેમચન્દ્રસૂરિના ગુરુ દેવચન્દ્રે [2]સંતિનાહચરિયમાં આ કથાને સમરાઇચ્ચકહા-પબંધ[3] કહેલી છે. આનો તિલકમંજરી (શ્લો. ૨૯)માં એના કર્તા કવિ ધનપાલે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

" निरोद्धुं पार्यते केन समरादित्यजन्मनः ।
प्रशमस्य वशीभूतं समरादित्यजन्मनः ॥ २९ ॥"

' કલિકાલસર્વજ્ઞ ' હેમચન્દ્રસૂરિએ કાવ્યાનુશાસન ( અ. ૮, સૂ. ૮ )ની સ્વોપજ્ઞ ટીકા અલંકારચૂડામણિ ( પૃ. ૪૬૫ )માં આ

શ્રી. શંભુલાલ જગશી તરફથી બે ભાગમાં ઈ. સ. ૧૯૩૩માં છપાવાયેલ છે. પહેલા ભાગમાં મૂળ, અંગ્રેજી પ્રસ્તાવના અને ટિપ્પણ, શબ્દકોશ અને સંસ્કૃત ટિપ્પણી છે, જ્યારે બીજા ભાગમાં અંગ્રેજી અનુવાદ અને પૂરવણીરૂપે ટિપ્પણો છે. વસ્તુ વિશિષ્ટ પ્રસ્તાવનાદિ સહિત સંપાદન એક અનુભવી અધ્યાપકે કર્યું છે અને એ કોલ્હાપુરથી ઈ. સ. ૧૯૪૨માં પ્રસિદ્ધ થયેલ છે.

૧ આની અન્ય રીતે વિચારણા પુણ્યવિજયજીએ કરી છે. જુઓ પૃ. ૧૭૩.

૨ આની સચિત્ર હાથપોથી પાટણના ભંડારમાં છે. આના પ્રારંભિક તેમ જ અંતિમ અંશો પ. ભા. ગ્રં. સૂ. ( પૃ. ૩૩૫-૩૩૯ )માં અપાયા છે.

૩ " वंदे सिरिहरिभद्दसूरिं विउसयणनिग्गयपयावं ।
जेण य कहापबंधो समराइच्चो विणिम्मविओ ।"

કથાને 'સકલકથા' કહી એમાં કથાના સમસ્ત અંશો આવી જાય છે એવો નિર્દેશ કર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

"समस्तफलान्तेतिवृत्तवर्णना समरादित्यादिवत् सकलकथा।"

**વિભાગ**—સમગ્ર કૃતિ નવ વિભાગોમા વિભક્ત છે. દરેક વિભાગને "ભવ' કહ્યો છે.

**વિષય**—આ ધર્મકથાનુયોગને લગતી કૃતિ છે. એ એક [1]ધર્મ-કથા છે. એમાં દુર્ગુણનો ભોગ થનાર અને આત્માની ઉન્નતિ સાધવા સન્માર્ગે વિચરનાર એ બે વ્યક્તિના જીવન રજૂ કરાયા છે. એમા મુખ્ય બાબત નિદાન છે. **અગ્નિશર્મા** દેવ થયા પછી ગુણસેનને ભવોભવ એક યા બીજી રીતે હેરાન કરે છે અને એ રીતે નિદાનનું ફળ ભોગવે છે.

જેમ **કાદંબરી**માં એક કથામા બીજી ઉપકથાઓ છે તેમ આ કૃતિમાં પણ છે. કેટલીક ઉપકથાઓ પૂર્વ ભવ સંબંધી છે.

પ્રારંભમા નીચે મુજબની ચાર પ્રકારની કથાઓનાં લક્ષણો અપાયા છે:

(૧) અર્થ કથા, (૨) કામ-કથા, (૩) ધર્મ-કથા અને (૪) સંકીર્ણ-કથા.

**ઉપમિતિભવપ્રપંચાકથા**માં આ જ પ્રમાણે ચાર કથાઓના

---

૧ વિક્રમની ૧૧મી સદીના દિ. નેમિચન્દ્રે **ગોમ્મટસાર** (કમ્મ-કંડ)ની નિમ્નલિખિત ગાથામા 'ધર્મ-થા'નો (અને સાથે સાથે સ્તવ અને સ્તુતિના પણ) જે વિલક્ષણ અર્થ કર્યો છે એ અ. પ્રસ્તુત નથી:—

"सयलंगेक्कंगेक्कगहियार सवित्थर ससंखेव।
वण्णणसत्थ थय-थुइ धम्मकहा होइ णियमेण ॥८८॥"

અર્થાત્ કોઈ વિષયના સર્વે અંગોનું વિસ્તારથી કે સંક્ષેપમા વર્ણન કરનારું શાસ્ત્ર તે 'સ્તવ' છે, એક અંગનું એ રીતે વર્ણન કરનાર શાસ્ત્ર 'સ્તુતિ' છે, અને એક અંગના કોઈ અધિકારનું વર્ણન કરનાર શાસ્ત્ર 'ધર્મકથા' છે

લક્ષણો છે, પરંતુ કુવલયમાલા સંકીર્ણ કથાના લક્ષણની બાબતમાં જુદી તરી આવે છે

**દૃષ્ટાંત (parable)**—ભવ ૨, ગા ૧૭૩-૧૮૬ (પત્ર ૧૩૬ ૧૩૮) મા [1]મધુબિન્દુનુ દૃષ્ટાંત છે અને ભવ ૭ (પત્ર ૧૪૮)મા 'મત્સ્ય-ગલાગલ' ન્યાયનુ સ્મરણ કરાવનારુ દૃષ્ટાંત છે

[2]**વિષપરીક્ષા ને 'ચકોર' પક્ષી**—ભવ ૪ (પત્ર ૩૦૬) મા 'ચકોર'[3]પક્ષીની દૃષ્ટિને કોઈક રીતે ચુકાવી વિષમિશ્રિત ભોજન આપવાની વાત છે

**કર્મબંધનાં કારણ**—ભવ ૧ (પત્ર ૫૮)મા કર્મ-બંધના નીચે મુજબ ૭ કારણો દર્શાવાયા છે —

(૧) મિથ્યાત્વ, (૨) અજ્ઞાન, (૩) અવિરતિ, (૪) પ્રમાદ, (૫) કષાય અને (૬) યોગ

**મૂળ—સ૦ચ૦**મા ગા ૨૩ ૩૦નો 'ચરિય-સંગહણિ-ગાહા' તરીકે નિર્દેશ છે આ ગાથાઓ **સ૦ચ૦**નુ બીજ છે એમાથી દસ હજાર શ્લોક જેવડી આ કૃતિરૂપ વૃક્ષ હરિભદ્રસૂરિએ ઉગાડ્યુ છે

**ભાષા અને શૈલી—સ૦ચ૦**ની ભાષા મુખ્યતયા જ૦ મ૦ છે ક્વચિત્ એમા સોરસેણીના રૂપો જોવાય છે. આ કૃતિમા પદ્યગા અવતરણો છે એમા કેટલીક વાર 'દેશ્ય' શબ્દો વપરાયા છે

---

૧ આ સબધમા મે 'મધુબિન્દુના દૃષ્ટાતનુ પર્યાલોચન' નામના લેખમા વિચાર કર્યો છે આ લેખ "જૈ સ પ્ર" (વ ૧૩, અ ૫)મા છપાયો છે

૨ આ બાબત મે **ષોડશક-પ્રકરણ**ની મારી પ્રસ્તાવના (પૃ ૪૨)-મા ચર્ચી છે

૩ શ્રી ચોકસીની આવૃત્તિમા એ 'D' તરીકે નોધાયા છે

જરૂર પ્રમાણે વાક્યો નાના કે મોટા રચાયા છે. મોટા મોટા સમાસોનો પણ પ્રસંગાનુસાર ઉપયોગ કરાયો છે. શૈલી પ્રસન્ન અને સરળ હોવા છતા ગભીર છે.

**અલંકાર**—સૂયગડ (૧, ૧૫)મા જે [1]શૃખલા રૂપ શબ્દાલંકાર જોવાય છે તે વડે ભવ ૧ની ગા. ૧૫૯-૧૬૩ અને ભવ ૬ની ગા. ૨૩ તેમ જ ગા. ૪૭-૫૧ અલંકૃત છે. **સ૦ ચ૦** મા ૫રિસ ખ્યા, શ્લિષ્ટોપમા વગેરે અર્થાલંકાર પણ નજરે પડે છે. કવિસમયને અનુસરીને ભવ ૨ (પત્ર ૧૦૩)મા વિવિધ વૃક્ષોના નામ અપાયા છે.

**સુભાષિત**—**સ૦ચ૦**મા અવારનવાર સુભાષિતો મળે છે.

**છંદ**—ઘણાખરા પદ્યો 'આર્યા'મા છે; કોઇ કોઈ 'વિપુલા'મા છે. છઠ્ઠા ભવનુ ૨૩મુ પદ્ય [2]'પ્રસ્તાર'મા છે. બીજા ભવનુ ૧૨૫મુ પદ્ય 'દોવઈ' [3](દ્વિપદી)મા છે.

**ઉલ્લેખ**—કવિકલાની પ્રત્યક્ષ પ્રતિમા સમાન અને પ્રશમરસથી પરિપૂર્ણ આ કથા વિષે **ઉપમિતિભવપ્રપંચાકથા**ના બીજા પ્રસ્તાવના લગભગ પ્રારંભ (પત્ર ૧૦૫)મા અનેક વૃત્તાંતોવાળી **સમરાદિત્યકથા** તરીકે ઉલ્લેખ છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:

" समरादित्यक्थेवानेकवृत्तान्ता "

**ઉદ્ધરણ** ઇત્યાદિ—રત્નપ્રભસૂરિએ વિ સં. ૧૨૯૯મા **સ૦ચ૦**

---

૧ **ઉવએસપય** ઉપર મુનિચન્દ્રસૂરિએ વિ સ ૧૧૭૪મા જે ટીકા રચી છે તેમા ગા ૧૦૩૧ની ટીમગત **રયણસિહચરિય**મા પ ( ૪૩૧આ-૪૩૨અમા છ પદ્યો પાઇયમા શૃ ખલાબદ્ધ યમકમા છે

૨ આનુ નિરૂપણ હેમ **છંદોઽનુશાસન** (અ ૮)મા છે

૩ આ છદ **રત્નાવલી** (શ્લો ૧૪-૧૬), **શોભનસ્તુતિ** (શ્લો. ૬૯-૭૨), **આચારદિનકર** (પૃ ૧૬૭) અને **ઐન્દ્રસ્તુતિ** (શ્લો. ૬૯ ૭૨)મા વપરાયો છે એનુ લક્ષણ **છંદોઽનુશાસન** (અ ૭)મા છે.

ઉપર ચાર વ્યાખ્યાનો આપ્યાં હતાં.[1] 'સાહારણ' (સાધારણ) એ ઉપનામવાળા સિદ્ધસેનસૂરિએ સ૦ ચ૦ (ભવ ૫)ને આધારે [2]વિલાસવઇકહા વિ. સં. ૧૧૨૯માં રચી છે. એમાં કેટલોક ભાગ અવહટ્ટમાં છે. સ૦ ચ૦ના સારાંશરૂપે કનકપ્રભના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ વિ. સં. ૧૩૨૪માં સંસ્કૃતમાં [3]સમરાદિત્યસંક્ષેપ રચ્યો છે. આ કથા [4]રાસરૂપે પદ્મવિજયે વિ. સ. ૧૮૩૯માં રચી છે. સમરાદિત્યચરિત્ર યાને સમરભાનુચરિત્ર નામની એક કૃતિ અજ્ઞાનકર્તૃક છે. મતિવર્ધને સમરાદિત્યચરિત્ર રચ્યું છે. ક્ષમાકલ્યાણે અને સુમતિવર્ધને સ૦ ચ૦ને અંગે સંસ્કૃતમાં ટિપ્પણી વિ. સં. ૧૮૭૪માં રચી છે. એ મૂળનો લગભગ સંસ્કૃત અનુવાદ છે. જૈ૦ ગ્રં૦ (પૃ. ૧૦૨)માં મતિવર્ધનનો સ૦ ચ૦ના ટિપ્પણકાર તરીકે ઉલ્લેખ છે. જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૪૧૯)માં સમરાદિત્યચરિત્રના કર્તા તરીકે મતિવર્ધનનું નામ અપાયું છે અને આ કૃતિ [5]છપાયાનું અહીં કહ્યું છે.

**સંતુલન**--મધુબિન્દુ-દૃષ્ટાંતનો પ્રાચીનમાં પ્રાચીન નિર્દેશ જૈન સાહિત્યની દૃષ્ટિએ **વસુદેવહિંડી** (ભા. ૧, પૃ. ૮)માં છે, જ્યારે ભારતીય સાહિત્યની અપેક્ષાએ **મહાભારત** (સ્ત્રીપર્વ, અ. ૫-૬)માં છે કે જેમા વિદુર ધૃતરાષ્ટ્રને આ દૃષ્ટાંત કહે છે.

હરિષેણના બૃહત્કથાકોશની ૭૩મી કથા એ ભવ ૪ (પત્ર ૨૮૯-૩૪૭)ગત કથા કરતાં અર્વાચીન છે, જો કે એ બેનો વિષય એક છે.

૧ જુઓ પ્રો. પિટર્સનનો ત્રીજો હેવાલ (પૃ. ૧૨૪).

૨ આ સંબંધમા જુઓ પા. ભા. સા. (પૃ. ૧૧૦-૧૧૧ ને ૨૪૪).

૩ પ્રો. હર્મન યાકોબીએ આનું ઈ. સ. ૧૯૦૫માં સંપાદન કર્યું છે.

૪ આનું નામ સમરાદિત્ય કેવળીનો રાસ છે. એના બીજા ખંડની સાતમી ઢાળમા મધુબિન્દુનું દૃષ્ટાંત છે.

૫ હીરાલાલ હંસરાજ તરફથી ઇ. સ. ૧૯૧૫માં આ ચરિત્ર પ્રકાશિત થયું છે.

એવી રીતે મૃગની કથા જે ભવ ૬ (પત્ર ૫૭૮-૫૮૧)માં અપાયેલી છે તે પરિશિષ્ટપર્વ (સ. ૨, શ્લો. ૨૨૪-૩૧૪) સાથે સરખાવી શકાય તેમ છે. ભવ ૩ (પત્ર ૨૦૭-૨૨૧)ગત વિજયસિંહ અને પિંગક વચ્ચેનો પંચભૂતથી વ્યતિરિક્ત આત્માના અસ્તિત્વને લગતો સંવાદ રાયપ્પસેણઇજ્જમાંના કેસિ મુનિવર અને પએસિ રાજા વચ્ચેના સંવાદનું સ્મરણ કરાવે છે.

**સામ્ય**—ગા. ૭૦ તે **વિસેસા**૦ની ગા. ૧૧૯૫ છે અને ગા. ૭૭ **વીસવીસિયા** (વી. ૬, ગા. ૧૪) સાથે મળતી આવે છે.

**સમરમયંકાકહા**—મુનિશ્રી પુણ્યવિજયજીએ "आचार्य श्रीहरिभद्रसूरि और उनकी समरमयंकाकहा" નામના [1]લેખમાં કહ્યું છે કે **કુવલયમાલાની** પ્રારંભિક પ્રસ્તાવનામાં એના કર્તાએ અનેક પ્રાચીન આચાર્યો અને એમની કૃતિઓનું સ્મરણ કરતી વેળા હરિભદ્રસૂરિનો અને એમની **સમરમયંકાકહાનો** ઉલ્લેખ કર્યો છે. આ આજે મળતી **સમરાઇચ્ચકહા** જ છે એમ એમણે કહ્યું છે. સાથે સાથે **કુવલયમાલાના** આદિત્યવાચક 'આઇચ્ચ' શબ્દને બદલે ચંદ્રવાચક 'મિયંક' શબ્દ છે તો પછી **સમરમયંકાકહા** તે જ **સમરાઇચ્ચકહા** છે એમ કેમ કહેવાય એ પ્રશ્ન ઉઠાવી એનો નીચે મુજબની મતલબનો ઉત્તર આપ્યો છે:—

જૈન પ્રતિષ્ઠાવિધિના ગ્રંથો જોવાથી એમ જણાય છે કે એક જમાનામાં ચંદ્રની પેઠે સૂર્યને પણ શશાંક, મૃગાંક ઇત્યાદિ નામે ઓળખાવાતો હતો. જૈન પ્રતિષ્ઠાવિધાન ઇત્યાદિના પ્રસંગે નવે ગ્રહોનું પૂજન કરાય છે. એમાં નવે ગ્રહોના નામનો અલગ અલગ મંત્રોચ્ચાર કરાય છે. એમાં સૂર્યનો મંત્ર નીચે પ્રમાણે આવે છે:—

"ॐ ह्रीँ शशाङ्कसूर्याय सहस्रकिरणाय नमो नमः स्वाहा"

---

૧ આ લેખ "પ્રેમી-અભિનન્દન-ગ્રંથ" (પૃ. ૪૨૪)માં છપાયો છે.

આમ અહીં સૂર્યને ' શશાક કહ્યો છે. આનું અનુકરણ કુવલયમાલામા કરાયું છે.

**અવાંતર કથાઓ**—**સમરાઇચ્ચચરિય**ની અવાતર કથાઓ તરીકે કેટલીક કથાઓ ભ. હ. દોશીએ આના બીજા ભાગના પ્રારંભમા નોંધી છે. જેમકે વિજયસેનસૂરિનો આત્મવૃત્તાન (ભવ ૧), અમરગુપ્તનું કથાનક તેમ જ મધુબિન્દુનું દૃષ્ટાત (ભવ ૨), વિજયસિંહની આત્મકથા અને નાલિકેર પાદપનો પૂર્વ ભવ (ભવ ૩), યશોધરચરિત્ર (ભવ ૪), સનત્કુમારની કથા, સ્ત્રીપુરુષયુગલકથા ને માર્ગદ્રુમદૃષ્ટાંત (ભવ ૫), અર્હદ્દત્તાચાર્યની આત્મકથા (ભવ ૬), મુદિતહારકથા ને ચંદ્રાસર્ગકથાનક (ભવ ૭), વિજયધર્મસૂરિનો આત્મવૃત્તાત અને સુસંગતા ગણિનીની આત્મકથા (ભવ ૮) તેમ જ શુભકર શ્રેષ્ઠીની કથા, દુષ્કરતાને અંગે ચાર પુરુષોની કથા, શેઠના ૭ પુત્રોની કથા, અભયદાનને અંગે ચાર રાણી અને ચોરની કથા તેમ જ સિદ્ધના સુખ પરત્વે રાજા અને શબરની કથા (ભવ ૯).

## (૧૬૮) સંપંચાસિત્તરિ (?)

આ નામ અશુદ્ધ જણાય છે એ પં. હરગોવિંદદાસે નોધ્યુ છે. એ માટે એમણે ભાઉ દાજીનો ઉલ્લેખ કર્યો છે.

## (૧૭૧ અને ૧૭૦) સંબોધસત્તરિ (સંબોધસપ્તતિ)

આ નામ પણ પં. હરગોવિંદદાસે નોધ્યું છે, અને એના સમર્થનાર્થે ભાઉ દાજીનો નિર્દેશ કર્યો છે.

**નામસામ્ય**—આ નામની એક કૃતિ રત્નશેખરસૂરિએ અને બીજી જયશેખરસૂરિએ રચી છે અને એ બંને તો છપાયેલી છે[૧]

૧ અમરકીર્તિની ટીકા સહિત પહેલી કૃતિ હીરાલાલ હંસરાજે છપાવી છે બીજી કૃતિ ગુણવિનયની ટીકા તેમ જ ગુજરાતી ભાષાતર સહિત "જૈ. આ. સ" તરફથી ઈ સ. ૧૯૨૨મા પ્રસિદ્ધ કરાઈ છે.

(૧૭૨ અને ૧૬૯) [1]સંબોહપયરણ [ સંબોધપ્રકરણ ]
ચાને (૪૬ અને ૪૮) તત્તપયાસગ [ તત્ત્વપ્રકાશક ]

**સંસ્કૃત નામો**—આ કૃતિની ઈ. સ. ૧૯૧૬ની આવૃત્તિના અંત (પત્ર ૫૯આ)માંની [2]પુષ્પિકામાં આપણને અહીં નોંધેલાં બંને સંસ્કૃત નામો મળે છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

"इति श्रीसम्बोधप्रकरणं तत्त्वप्रकाशकनाम श्वेताम्बराचार्यश्रीहरिभद्रसूरिभिर्याकिनीमहत्तराशिष्यणीमनोहरीयाप्रबोधनार्थमिति श्रेयः ॥"

**વિભાગ અને પદ્યસંખ્યા**—આ કૃતિમાં બધા મળીને ૧૨ અધિકારો છે. એમાં પદ્યોની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે:—

૩૩૫, ૧૭૧, ૩૫૨, ૧૦૨, ૪૧, ૧૧૫, ૧૫૫, ૯, ૩૦, ૧૦૯, ૫૧ અને ૧૪૦.

આમ કુલ્લે ૧૬૧૦ પદ્યો છે.

**અધિકારોનાં નામ**—દેવસ્વરૂપ, કુગુરુ (ગુર્વાભાસ), પાર્શ્વસ્થાદિ-સ્વરૂપ, ગુરુ-સ્વરૂપ, સમ્યક્ત્વ-સ્વરૂપ, શ્રાદ્ધપ્રતિમા, શ્રાદ્ધ-વ્રત, સંજ્ઞા, લેશ્યા, ધ્યાન, મિથ્યાત્વ અને આલોચના એમ અધિકારોના અનુક્રમે નામ છે.

**ભાષા**—આ કૃતિ મુખ્યતયા પદ્યમાં જ૦ મ૦માં રચાઈ છે. એના છેલ્લા અધિકારમાં શ્લો. ૫-૧૨ સંસ્કૃતમાં છે.

**વિષય**—આ કૃતિમાં અનેક બાબતો ચર્ચાઈ છે. જેમકે અધિ. ૩,

૧ આ "જૈન ગ્રંથ પ્રસારક સભા" (અમદાવાદ) તરફથી ઈ. સ. ૧૯૧૬મા પ્રકાશિત થયું છે. જિ૦ ૨૦ કો૦ (વિ. ૧, પૃ. ૪૨૨)માં આ કૃતિ બાપુલાલ વાડીલાલ શાહે અમદાવાદથી છપાવ્યાનો ઉલ્લેખ છે.

૨ આના પછી કેટલાક મંત્રો છે.

ગા. ૯૦-૧૪૩માં ગુરુના ૩૬ ગુણોની ¹૪૭ પ્રકારે ગણના, અ. ૩, ગા. ૧૬૭-૧૮૩માં ઉપાધ્યાયના ૨૫ ગુણોની ૨૫ પ્રકારે અને અ. ૩, ગા. ૨૦૦-૨૨૫માં સાધુના ૨૭ ગુણોની ૨૭ પ્રકારે ગણના, કુગુરુઓનું સ્વરૂપ અને એમનાં દૂષણો ઉપર પ્રહારો, પરમાત્માનું સ્વરૂપ, સમ્યક્ત્વ, શ્રાવકો અને એમની પ્રતિમાઓ તથા એમનાં વ્રતો, સંજ્ઞાઓ, લેશ્યાઓ, ધ્યાન, મિથ્યાત્વ અને આલોચના.

દેવનું સ્વરૂપ સમજાવતી વેળા 'ચેઇય' શબ્દ જિનેન્દ્રની પ્રતિમાનો વાચક છે એમ એમણે કહ્યું છે.

**રચનાનું પ્રયોજન**—ઉપર્યુક્ત પુષ્પિકાગત ઉલ્લેખ ઉપરથી એ વાત ફલિત થાય છે કે આ કૃતિ યાકિની મહત્તરાની શિષ્યા ²મનોહરીયાના પ્રબોધનાર્થે હરિભદ્રસૂરિએ રચી છે.

**સંતુલન**—અ. ૩, ગા. ૯૧-૯૨ *પંચિંદિયસુત્તની* આદ્ય બે ગાથાઓ સાથે બહુધા મળે છે. અ. ૪, ગા. ૨૮ પંચસુત્તગ (અ. ૨)ની હારિભદ્રીય ટીકા (પત્ર ૯અ)માં અવતરણરૂપે જોવાય છે.

**અનુવાદ**—**સંબોહપયરણ** (પૃ. ૧૬-૧૮)નો ગુજરાતી અનુવાદ પં. બેચરદાસે "જૈન દર્શન" (પૃ. ૧૨-૧૩)માં આપ્યો છે.

**અનુકરણ**—રત્નશેખરસૂરિએ પોતે સંબોહપયરણના આધારે ³**સંબોહસત્તરિ** રચી છે એ વાત આદ્ય પદ્યમાં કહી છે. વિશેષમાં **સંબોહસત્તરિની** કેટલીક ગાથાઓ સંબોહપયરણમાં જોવાય છે.

---

૧ આ પૈકી એક પ્રકારનો સ્ફોટ કરતાં એમણે ૧૨ અંગ, ૬ ઉપ, અને ૪ મૂલ એવો ઉલ્લેખ કર્યો છે. ગુણસ્થાનક્રમારોહ વગેરેના કર્તા રત્નશેખરસૂરિએ **ગુરુગુણછત્તીસછત્તીસિયાકુલય** નામની ૪૦ ગાથાની કૃતિમાં ગુરુના ૩૬ ગુણો ૩૬ રીતે ગણાવ્યા છે. આ કૃતિ સ્વોપજ્ઞ સંસ્કૃત વૃત્તિ સહિત "જૈ. આ. સ." તરફથી વિ. સં. ૧૯૭૧માં છપાઈ છે.

૨ જુઓ પૃ. ૧૭૫.

૩ જુઓ પૃ. ૧૭૪, ટિ. ૧.

જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૪૨૨)મા ૧૩૮૮ ગાથામા જયશેખરે **સંબોધપ્રકરણ** રચ્યાનો ઉલ્લેખ છે. શુ એ વાસ્તવિક છે?

**(૧૭૫) [1]સર્વજ્ઞસિદ્ધિ અને એની (૧૭૬) સ્વોપજ્ઞ ટીકા**

**શૈલી—સર્વજ્ઞસિદ્ધિ** એ સંસ્કૃતમા ગદ્ય અને પદ્ય એમ ઉભય સ્વરૂપે રચાયેલું પ્રકરણ છે.

**વિષય**—આ કૃતિના આદ્ય પદ્યમા અનેકાન્ત-દૃષ્ટિપૂર્વકના વિશેષણો વડે જિનેન્દ્રની સ્તુતિ કરાઈ છે. આ પદ્ય નીચે મુજબ છે:—

"लक्ष्मीभृद् वीतराग क्षतमतिरखिलार्थज्ञताऽऽश्लिष्टमूर्ति-
देवेन्द्राचार्योऽप्रसादी परमगुणमहारत्नदोऽकिञ्चनेश ।
तत्त्वातत्त्वेतिवक्ता नवितथवचनो योगिना भावगर्भ
ध्येयोऽनङ्गश्च सिद्धैर्जयति चिरगतो मार्गदेशी जिनेन्द्र ॥"

શ્લો. ૨–૯મા **સર્વજ્ઞસિદ્ધિ** રચવાનો ઉદ્દેશ દર્શાવાયો છે. શ્લો. ૧૦–૨૧મા સર્વજ્ઞતા ન સ્વીકારનારના મતવ્યો પૂર્વ પક્ષ તરીકે રજૂ કરાયા છે આનુ નિરસન ગદ્યમા અને એના પછીના પચ્ચીસ પદ્યોમા કરાયુ છે. ત્યાર બાદ ગદ્યાત્મક લખાણ છે અને અતે ૨૨ પદ્યો છે અંતિમ પદ્યમા 'વિરહ' શબ્દ છે

**નામનું સૂચન**—બૌદ્ધ ગ્રંથકાર કલ્યાણરક્ષિતે (ઈ. સ. ૭૦૦) **સર્વજ્ઞસિદ્ધિકારિકા** રચી છે. રત્નકીર્તિએ પણ આ જ નામની કૃતિ રચી છે વળી શંકરનદને **સર્વજ્ઞસિદ્ધિસંક્ષેપ** રચ્યો છે આ જોતા

૧ આ મૂળ કૃતિ **હિંસાષ્ટક** ઇત્યાદિ સહિત "ઋ કે શ્વે સસ્થા" તરફથી ઈ સ ૧૯૨૪મા પ્રસિદ્ધ કરાઈ છે એની સ્વોપજ્ઞ ટીકા હજી સુધી છપાવાઈ નથી તે કદાચ એની કોઈ પ્રત મળતી નહિ હોય તેને આભારી હશે જિ૦ ર૦ કો૦ (વિ ૧, પૃ ૪૨૮)મા હારિભદ્રીય **સર્વજ્ઞસિદ્ધિ** "માણિકયચદ્ર દિ ગ્રથમાના" (ગ્રથાક ૧)મા વિ સ ૧૯૭૨મા છપાયાનુ લખ્યુ છે તે શુ સાચી હકીકત છે?

એમ લાગે છે કે હરિભદ્રસૂરિએ પોતાની કૃતિનું નામ બૌદ્ધ કૃતિને અનુલક્ષીને યોજ્યું હશે

સર્વજ્ઞસિદ્ધિ લઘુ તેમ જ બૃહત્ અનન્તકીર્તિએ રચી છે અને આ બન્ને છપાયેલી છે[1] જૈ. ગ્રં. (પૃ ૮૬)મા સંક્ષિપ્ત-સર્વજ્ઞ-સિદ્ધિનો ઉલ્લેખ છે

શાન્તિચન્દ્રગણિએ સર્વજ્ઞસિદ્ધિદ્વાત્રિંશિકા, ભાઈ સર્વજ્ઞસ્થાપનાપ્રકરણ અને ગાર્ગી સર્વજ્ઞાભાવનિરાકરણ રચેલ છે

ઉલ્લેખ—અ૦જ૦૫૦(ખડ ૨)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૪૮)મા સર્વજ્ઞસિદ્ધિનો અને પ્રથમ ખડની વ્યાખ્યા (પૃ ૬ અને ૧૧૬)મા સર્વજ્ઞસિદ્ધિની ટીકાનો ઉલ્લેખ છે આ ઉપરથી એ વાત ફલિત થાય છે કે સર્વજ્ઞસિદ્ધિ અને એની ટીકા અ૦જ૦૫૦ની વ્યાખ્યાની પૂર્વે રચાઈ છે

લેખ—"સર્વજ્ઞવાદ અને તેનુ સાહિત્ય' નામના મારા[2] લેખમા મે સર્વજ્ઞતાને સિદ્ધ કરનારી કૃતિઓની સૂચી આપી છે

## (૧૭૭) સાધુપ્રવચનસારપ્રકરણ

જૈ ગ્રં (પૃ ૧૦૨)મા આ નામ નોંધી એ "૨૬ પડનુ લાગે છે' એમ કહી એનો ઉલ્લેખ "અમદાવાદના વ ચગામાના ભડારની ટીપમા' જ છે એમ કહ્યુ છે

## (૧૭૮) સાધુસામાચારી

જૈ. ગ્રં. (પૃ ૧૫૭)મા હરિભદ્રસૂરિને નામે આ કૃતિ નોંધી શુદ્ધિ પત્રકમા હરિપ્રભની કૃતિ કહી છે

૧ "મા દિ ગ્ર ના ગ્રથાક ૧ તરીકે આ બન્ને છપાયેલ છે

૨ આ લેખ જૈ સ પ્ર' (વ ૧૦, અ ૨ ૭)મા છપાયો છે

## ( ૧૭૮અ અને ૧૪૮ઈ ) [1]સાવગધમ્મ [ શ્રાવકધર્મ ] યાને ( ૧૭૯ અને ૧૫૧ ) સાવગધમ્મવિહિપયરણ [ શ્રાવકધર્મવિધિપ્રકરણ ]

**નામોનુ વૈવિધ્ય**—આ જ મ મા ૧૨૦ પદ્યોમા ન્યાયેલી કૃતિનુ ' સાવગધમ્મ ' એવુ નામ ગ્ર થકારે પોતે પ્રથમ પદ્યમા દર્શાવ્યુ છે આ કૃતિની ટીકામા **માનદેવસૂરિએ** આ કૃતિનો ' શ્રાવકધર્મ ' તરીકે અને ' ત ન ' તરીકે નિર્દેશ કર્યો છે આ કૃતિની કેટલીક હાથપોથીમા આનુ નામ **શ્રાવકવિધિપ્રકરણ** જોવાય છે કેટલાક આને **શ્રાવકધર્મતન્ત્ર** તો કેટલાક આને **શ્રાવકધર્મપ્રકરણ** પણ કહે છે

**વિષય**—' ભવવિરહ 'થી અ કિત આ કૃતિનુ નામ જ સૂચવે છે તેમ એમા શ્રાવકોનો ધર્મ વિચારાયો છે સમ્યક્ત્વ, શ્રાવકના બાર વ્રતો અને એને લગતા અતિચારો, સ લેખના તેમ જ શ્રાવકનુ દિનકૃત્ય એમ વિવિધ બાબતો અહીં વિચારાઈ છે

**વિવરણ**—આ કૃતિ ઉપર **માનદેવસૂરિએ** સ સ્કૃતમા વૃત્તિ રચી છે અને તેમ કરવામા એમણે પ્રાચીન ટીકાઓનો ઉપયોગ કર્યો છે આ પ્રાચીન ટીકાઓ તે કઈ તે જાણવુ બાકી રહે છે

**છાયા**—આ ૪૦ ગાથામા રચાયેલી કૃતિની સસ્કૃત છાયા છપાયેલી છે [2]

---

૧ **શ્રાવકધર્મવિધિપ્રકરણ** એ નામથી આ કૃતિ **સ ઘવી નગીનદાસ** કરમચ દે ઈ સ ૧ ૪૦મા છપાવી છે એમા સસ્કૃતમા છાયા છે, મૂળના પદ્યોનો અકારાદિ ક્રમે નિર્દેશ છે વિષયોનો વિસ્તારથી ઉલ્લેખ છે અને ગુજરાતીમા પ્રસ્તાવના છે

૨ જુઓ ટિ ૧

## (૧૮૦ અને ૧૫૨) [1]સાવગધમ્મસમાસ [ શ્રાવકધર્મસમાસ ] કિંવા (૧૮૦અ અને ૧૫૪) સાવયપણ્ણત્તિ [ શ્રાવકપ્રજ્ઞપ્તિ ] અને એની (૧૫૩ અને ૧૫૫) સ્વોપજ્ઞ ટીકા

**નામ**—આ જ૦ મ૦મા [2]૪૦૩ પદ્યમા રચાયેલી કૃતિ **શ્રાવક-પ્રજ્ઞપ્તિ** એ નામથી વિશેષત પ્રસિદ્ધ છે પરતુ આ કૃતિમા 'સાવગધમ્મ' અને 'સમાસ' એ બેનો ૨૫૯ ઉલ્લેખ હોવાથી મે ઉપર મુજબ એનુ નામ યોજ્યુ છે

**વિષય**—આ કૃતિમા શ્રાવકોના વ્રતો અને અતિચારો, ૧૫ કર્માદાન વગેરેનુ સરસ નિરૂપણ છે

**કર્તૃત્વ**—પ્રસ્તુત કૃતિની કેટલી યે હાથપોથીઓના અતમા નીચે મુજબ ઉલ્લેખ જોવાય છે —

" श्रीउमास्वातिवाचककृता सावयपन्नत्ती सम्मत्ता "

પરતુ આ કૃતિના કર્તા ઉમાસ્વાતિને બદલે પ્રસ્તુત હરિભદ્રસૂરિને માનવા માટે સબળ કારણો છે —

(૧) અભયદેવસૂરિએ પંચાસગની ટીકામા આ કૃતિનુ બીજુ પદ્ય અવતરણરૂપે આપતી વેળા એના કર્તા તરીકે પૂજ્યનો એટલે કે હરિભદ્રસૂરિનો ઉલ્લેખ કર્યો છે

(૨) લાવણ્યવિજયે દવ્વસત્તરિ (દ્રવ્યસપ્તતિ)ના શ્લો ૫૬ ની

---

૧ આ સટીક કૃતિનુ સપાદન સ્વ કેશવલાલ પ્રેમચદ મોદીએ કર્યુ છે અને આ કૃતિ વિ સ ૧૯૬૧મા પ્રસિદ્ધ કરાઈ છે સપાદકના મતે આ કૃતિ ઉમાસ્વાતિની નહિ પણ હરિભદ્રસૂરિની છે હારિભદ્રીય ટીકા તેમ જ મૂળના ગુજરાતી ભાષાતર સહિત મૂળ 'જ્ઞાનપ્રચારક મ ડળ' તરફથી ઈ સ ૧૯૦૬મા છપાયુ છે

૨ ૩૨મા અને ૫૨મા પદ્ય પછીનુ એકેક પદ્ય ટીકામાનુ છે અને મૂળ તરીકે ગણતા ૪૦૫ થાય છે

૩ આ એની સ્વોપજ્ઞ ટીકા તથા આ બનેના હેમસાગરસૂરિકૃત ગુજરાતી ભાષાતર સહિત ... તરફથી વિ સ ૧૯૫૦મા પ્રસિદ્ધ કરાઈ છે

વિ સ ૧૭૪૪મા રચેલી સ્વોપજ્ઞ ટીકામા **સાવગધમ્મસમાસ**નુ ૧૪૪મુ પદ્ય રજૂ કરતી વેળા એના કર્તા તરીકે હરિભદ્રસૂરિનો નિર્દેશ કર્યો છે

( ૩ ) ઉમાસ્વાતિએ **તત્ત્વાર્થસૂત્ર** ( અ ૭, સૂ ૨૦–૩૧ )ના [1]ભાષ્ય ( પૃ ૧૦૩–૧૧૫ )મા શ્રાવકના બાર વ્રતોના જે અતિચારો ગણાવ્યા છે તેમા અને આ **સાવગધમ્મસમાસ**મા ગણાવાયેલા અતિચારોમા કેટલીક ભિન્નતા છે અને એ ભિન્નતાનો સમન્વય થઈ શકે એમ લાગતુ નથી

**અવતરણ—સાવગધમ્મસમાસ**માથી જેમ પદ્યો ઉદ્ધૃત કરાયા છે તેમ એના કર્તાએ પણ **આવસ્સય**ની વિવૃતિ ( પત્ર ૮૩૧આ )માથી એક પદ્ય ઉદ્ધૃત કરી એને ૨૮૮મા પદ્ય તરીકે પોતાની કૃતિમા સ્થાન આપ્યુ છે

**વિવરણ**—પ્રસ્તુત કૃતિ ઉપર **અ૦જ૦પ૦**ના કર્તા હરિભદ્રસૂરિએ સસ્કૃતમા [2]ટીકા રચી છે એ બાબતમા તો મતભેદ નથી આ ટીકાના પ્રારભની કેટલીક પક્તિઓ **અ૦જ૦પ૦**ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ ૨ )મા જોવાય છે ૧૩૩મા પદ્યની ટીકામા 'સસારમોચક'નો નિર્દેશ છે

**ભાષાતર**—મૂળનુ ગુજરાતીમા કોઈકે ભાષાતર કર્યુ છે [3]

( ૧૮૧ અને ૧૪૪ ) **સામયજિણથય** [ **શાશ્વતજિનસ્તવ** ]

આ **જિણહરપડિમાથોત્ત** જ છે એટલે એનો આ પૂર્વે પૃ ૮૮–૮૯મા મે વિચાર કર્યો છે

( ૧૮૨ ) **સ્તવ**

---

૧ આ કૃતિમા પદર કર્માદાન વિષે ઉલ્લેખ નથી જો કે **ઉવાસગદસા** ( પૃ ૧૧ ) અને **આવસ્સય**ની વિવૃતિ ( પ ૮૨૮અ )મા છે

૨ આ પ્રકાશિત થયેલી છે જુઓ પૃ ૧૮૦

૩ આ છપાયુ છે જુઓ પૃ ૧૮૦

પ૦ભા૦ગ્રં૦સૂ૦ (ભા ૧, પૃ ૧૫૭)મા વીસ પદ્યનો અવ અપાયો છે એના કર્તા તરીકે અહીં હરિભદ્રનો ઉલ્લેખ છે પૃ ૪૮૮મા એમને "વિરહાક" રૂપે ઓળખાવ્યા છે આ પરિચય સાચો જ હોય તો આ પ્રસ્તુત હરિભદ્રસૂરિની કૃતિ ગણાય આ હિસાબે હુ ઉપર્યુક્ત પૃ ૧૫૭મા જે આદિમ અને અતિમ પદ્યોના અશો અપાયા છે તે અહીં આપુ છુ —

"त्वत्सेवानिरतांस्त्वदर्पितदृशस्त्वत्कथासादरश्रुतान्
त्वद्भक्तांस्त्वदनन्यसक्तमनसस्त्वत्ता न चान्यार्थिन ।'
"न स्वप्नेऽपि जिन! त्वदङ्घ्रिकमलद्वन्द्वादृते चमि वा
नाथैतन्मम कुर्वत प्रतिदिन यत् किंचिदस्त्यस्ति तद्
यन्नास्त्येव हि नास्ति तन् तदपि च त्वय्यामि नैतद् मत ॥ २० ॥"

પ૦ભા૦ગ્ર૦સૂ૦ (ભા ૧, પૃ ૮૩૬)મા આને જિનસ્તવ કહેલો છે

(૧૮૩) [1]સ્યાદ્વાદકુચોદ્યપરિહાર

**પ્રયોજન**—'સ્યાદ્વાદ' કહો કે 'અનેકાન્તવાદ' કહો એ હરિભદ્રસૂરિને મન એક જ છે આ વાદને અગે જે કુશકાઓ એમના સમય સુધીમા ઉઠાવાઈ હશે-એને અગે જે અનુચિત આક્ષેપો કરાયા હશે તેના નિવારણાર્થે આ કૃતિ યોજાઈ છે એમ આ નામ વિચારતા લાગે છે

**ભાષા**—કેટલાક અજૈનો સામાન્યને એક, નિત્ય ઇત્યાદિ રૂપે માને છે એનુ આ તેમ જ બીજી હરિભદ્રીય કૃતિઓમા નિરસન છે આમ અહીં અજૈન માન્યતાનુ ખડન છે એ ઉપરથી આ કૃતિ સસ્કૃતમા રચાયાનો સભવ છે, કેમકે અજૈનોની—વૈદિક હિંદુઓની પ્રિય ભાષા તો સસ્કૃત છે વિશેષ સાધન મળ્યે આ કૃતિની ભાષા વિષે અતિમ નિર્ણય થઈ શકે

1 જિ૦ર૦કો૦મા આ કૃતિની નોધ નથી

અ૦જ૦પ૦ ( ખંડ ૧, પૃ. ૨૯૬ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યા જોતાં જણાય છે કે **પ્રમાણવાર્તિક** ( ૧, ૧૮૩-૧૮૪ )માં નીચે મુજબના પદ્યમાં કરાયેલા આક્ષેપનું આ કૃતિમાં વિસ્તારથી ખંડન છે:—

" सर्वस्योभयरूपत्वे तद्विशेषनिराकृतेः ।
चोदितो दधि खादेति किमुष्ट्रं नाभिधावति ? ॥ "

**ઉલ્લેખ**—અ૦જ૦પ૦( ખંડ ૧ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ. ૨૭૯ અને ૨૯૬ )માં આ કૃતિનો ઉલ્લેખ છે એટલે એ હિસાબે આ કૃતિ આ વ્યાખ્યા કરતા પહેલાં રચાઈ છે એમ ફલિત થાય છે.

## ( ૧૮૪ ) [1]હિંસાષ્ટક અને એની ( ૧૮૫ ) સ્વોપજ્ઞ અવચૂરિ

' હિંસાષ્ટક ' એ નામ જ સૂચવે છે તેમ એમા [2]આઠ શ્લોકો છે અને એનો વિષય હિંસાનું નિરૂપણ છે.

**નિર્દેશ**—આ સંસ્કૃત કૃતિનો નિર્દેશ **દસવેયાલિય**ની ટીકા ( પત્ર ૨૪આ )માં હરિભદ્રસૂરિએ કર્યો છે. આમ આ નાનકડી કૃતિ **દસવેયાલિય**ની ટીકા પૂર્વે રચાઈ છે. પૃ. ૪માં **અનુયોગદ્વારવૃત્તિ**નો અને પૃ. ૭માં સુન્દ અને ઉપસુન્દ એ બે દાનવોનો ઉલ્લેખ છે. આ બે પૈકી પ્રથમ ઉલ્લેખ આ અવચૂરિ **અણુઓગદાર**ની વૃત્તિ પછી રચાઈ છે એમ સૂચવે છે.

**વિષય**—**હિંસાષ્ટક**ની અવચૂરિમા હિંસાના પ્રકારોનો અધિકાર છે અને એ બાબતમા આ અવચૂરિ **વિયાહપણ્ણત્તિ** ( સ. ૭, ઉ. ૧, સુત્ત ૨૬૨ ), **દસવેયાલિય** ( અ. ૪,-પદ્ય ૧ ને ૮ ), **વિસેસા**૦ ( ગા.

૧ આ મૂળ કૃતિ સ્વોપજ્ઞ અવચૂરિ સહિત **સર્વજ્ઞસિદ્ધિ**ની સાથે સાથે " ઋ. કે. શ્વે. સંસ્થા " તરફથી ઇ. સ. ૧૯૨૪માં પ્રસિદ્ધ કરાઈ છે.

૨ આથી કંઈ આ **હિંસાષ્ટક** હારિભદ્રીય **અષ્ટક-પ્રકરણ**નો કોઈ ભાગ નથી.

૧૭૬૩-૧૭૬૮ ) ઇત્યાદિને અનુસરે છે, જો કે આ પ્રમાણે હિંસાના પ્રકારોનો નિર્દેશ અજૈન કૃતિઓમાં મળતો નથી.

અવતરણ—અવચૂરિમાં અવતરણો છે. દા. ત. પૃ. ૫માં વિયાહપણ્ણત્તિ અને દસવેયાલિયમાંથી અવતરણો અપાયાં છે. પૃ. ૩માં જે પાંચમું પદ્ય અવતરણરૂપે અપાયું છે તે પૃ. ૮માં પણ અપાયું છે અને તેમ કરતી વેળા એના કર્તા તરીકે હેમચન્દ્રનો ઉલ્લેખ છે. આ હેમચન્દ્ર તે ' કલિકાલસર્વજ્ઞ ' કે ' મલધારી ' તરીકે સુપ્રસિદ્ધ સૂરિ ન હોઈ શકે; એ તો હરિભદ્રસૂરિની પૂર્વે થયેલા કોઈ હેમચન્દ્ર હોવા જોઈએ; નહિ તો આ અવચૂરિની સ્વોપજ્ઞતાને બાધ આવે, સિવાય કે આ ઉલ્લેખ પ્રક્ષિપ્ત હોય.

અવચૂરિ ( પૃ. ૩ )માં ધ્યાનને અંગે પાંચ અને હિંસાને અંગે પણ પાંચ પદ્યો છે. શું આ પણ અવતરણો છે ?

જિ૦૨૦કો૦ (વિ. ૧, પૃ. ૪૬૧)માં હિંસાષ્ટક યાને હિંસા-નિર્ણયનો ઉલ્લેખ છે પણ એના કર્તા વિષે નિર્દેશ નથી. શું આ પ્રસ્તુત કૃતિ છે ?

## વિવરણાત્મક કૃતિઓ

હરિભદ્રસૂરિએ જેમ સ્વતંત્ર કૃતિઓ રચી છે તેમ પોતાની તેમ જ અન્યે રચેલી કૃતિઓને વિવરણો વડે વિભૂષિત પણ કરી છે. જે કૃતિઓ ઉપર એમની સ્વોપજ્ઞ ટીકાઓ છે તેનાં નામ નીચે મુજબ છે :-

(૧) અનેકાન્તજયપતાકા
(૨) ધર્મસાર
(૩) પંચવત્થુગ
(૪) યોગદૃષ્ટિસમુચ્ચય
(૫) શાસ્ત્રવાર્તાસમુચ્ચય

(૬) સર્વજ્ઞસિદ્ધિ

(૭) સાવગધમ્મસમાસ

(૮) હિંસાષ્ટક.

આ ટીકાઓ વિષે આપણે તે તે મૂળ કૃતિની સાથે સાથે વિચાર કરી ગયા છીએ એટલે અન્ય વિવરણાત્મક કૃતિઓ હવે વિચારવાની રહે છે. આને બે વર્ગમાં વહેંચી શકાય:

(૧) જૈન કૃતિઓ ઉપરનાં વિવરણો.

(૨) અજૈન કૃતિને લગતું વિવરણ.

પ્રથમ વર્ગમાં નિમ્નલિખિત જૈન કૃતિઓ ઉપરનાં વિવરણોનો સમાવેશ કરાય છે, જો કે કેટલીક વિષે મને તો શંકા રહે છે:—

(૧) અણુઓગદ્દાર (અનુયોગદ્વાર)

(૨) આવસ્સય (આવશ્યક)

(૩) ઓહનિજ્જુત્તિ (ઓઘનિર્યુક્તિ)

(૪) કર્મસ્તવ

(૫) ક્ષેત્રસમાસ

(૬) ચેઇયવંદણસુત્ત (ચૈત્યવંદનસૂત્ર)

(૭) જંબુદ્દીવપણ્ણત્તિ (જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ)

(૮) જીવાજીવાભિગમ (જીવાજીવાભિગમ)

(૯) તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર યાને તત્ત્વાર્થસૂત્ર

(૧૦) દસવેયાલિય (દશવૈકાલિક)

(૧૧) નન્દી (નન્દી)

(૧૨) ન્યાયાવતાર

(૧૩) પંચસુત્તગ ( પંચસૂત્રક )

(૧૪) પણ્ણવણા ( પ્રજ્ઞાપના )

(૧૫) પિંડનિજ્જુત્તિ ( પિંડનિર્યુક્તિ )

(૧૬) પ્રશમરતિ

(૧૭) વગ્ગકેવલિસુત્ત ( વર્ગકેવલિસૂત્ર )

(૧૮) વિસેસાવસ્સયભાસ ( વિશેષાવશ્યકભાષ્ય )

(૧૯) સંગહણી ( સંગ્રહણી )

આ પૈકી ૧–૩, ૬–૮, ૧૦, ૧૧, ૧૪, ૧૫ ને ૧૮ એ ક્રમાંકવાળી કૃતિઓ આગમોને અંગેની ગણાય છે અને એ જ આપણે પ્રથમ વિચારીશું. બીજા વર્ગમાં તો અજૈન કૃતિને સ્થાન છે અને એવી તો એક જ કૃતિ છે ને તે ન્યાયપ્રવેશકને અંગેની છે.

## જૈન આગમોનાં વિવરણો

### ( ૨ ) અનુયોગદ્વાર-વિવૃતિ યાને ( ૧૪૮ ) [1]શિષ્યહિતા

આ [2]અણુઓગદાર નામના જૈન આગમ ઉપરની સંસ્કૃતમાં રચાયેલી વિવૃતિ છે. એને હરિભદ્રસૂરિએ શિષ્યહિતા કહી છે અને એ ખરેખર શિષ્યોને હિતકારી–ઉપકારી છે. 'શિષ્યહિતા' જેવું નામ હરિભદ્રસૂરિની પૂર્વે કોઈ જૈને પોતાની ટીકા માટે યોજ્યું હોય એમ જણાતું નથી. આ ટીકામાં તુરિયંગ (ત્રુટિતાંગ)થી માંડીને સીસ-

---

૧ આ નામની કેટલીક ટીકાઓ છે. દા. ત. હરિભદ્રસૂરિકૃત આવસ્સય-સુત્તવિવૃતિ, પંચવત્થુગની વૃત્તિ અને ન્યાયપ્રવેશકની વૃત્તિ. જુઓ પૃ. ૧૨૦, ટિ. ૧.

૨ આના પરિચય માટે જુઓ H C L J ( pp. 161-165 ) અને આગમોનું દિગ્દર્શન ( પૃ. ૧૮૩-૧૮૫ ).

પહેલિના ( શીર્ષપ્રહેલિકા ) સુધીની સ ખ્યાઓના નામ પત્ર પપ–પ૭મા જ મ મા અપાયા છે વળી બે ઇત્યાદિના વર્ગ વગેરેના મૂલ્ય જ મ મા ગ્યાગેના પદ્યો દ્વાગ પત્ર ૯૪–૯૬મા અપાયા છે

**મતાંતર**—પત્ર ૧૭, ૨૧, ૩૮ ઇત્યાદિમા મતાતરોનો ઉ લેખ છે ૩૮મા પત્રમા તો અર્થની ગહનતાને લઈને બગાગર સમજાતુ નથી એમ હરિભદ્રસૂરિએ કહ્યુ છે

**પૌર્વાપર્ય**—પત્ર ૨મા '**નન્દ્યધ્યયન**—ટીકા'નો, પત્ર ૨૨મા 'ન દિ–વિરોન–વિવરણ'નો અને પત્ર ૧૦૦મા '**નન્દ્યધ્યયન–વિશેષ** વિવરણ'નો ઉલ્લેખ છે આ ત્રણે એક જ કૃતિ છે એમ લાગે છે પત્ર ૨ અને ૧૦૦મા દર્શાવાયેલા વિષયનુ નિરૂપણ **ન દીની** ટીકામા હરિભદ્ર સૂરિએ કર્યું છે અને એમ કર્યા બાદ આ **શિષ્યહિતા** ગ્ચી છે એટલે એમા **ન દી** ઉપરની પોતાની ટીકાનો ઉ લેખ હોઈ શકે આ ઉ લેખ દ્વાગ એઓ પોતાની ટીકા નિર્દેશે છે એમ લાગે છે

પત્ર ૨૭મા '**આવશ્યક**–વિવરણ નો ઉ લેખ છે આ હારિભદ્રીય કૃતિ હોય એમ લાગે છે આ અનુમાન પણ સાચુ હોય તો **અણુઓગ દારની** વિવૃતિ **ન દી** અને **આવસ્સયના** વિવરણો રચાયા બાદ યોજાઈ છે એમ કહી શકાય

**ઉલ્લેખ**—પત્ર ૬૬મા પુન્યમાના **સરપાહુડનો** અને એના આધારે ગોન્યગેના **ભરહ** અને **વિસાહલનો** ઉ લેખ છે **સરપાહુડ** તો સ ગીતની કૃતિ છે **ભરહથી** ભગ્તનુ **નાટ્યશાસ્ત્ર** અભિપ્રેત હશે પણ **વિસાહલથી** વિશાખલની કઈ કૃતિ સમજવાની છે?

**અવતરણો**—સ સ્કૃત અને જ મ મા કેટલાક અવતગ્ણો છે પત્ર ૧૦૦મા [1]પુષ્પચન્દ્ર નામના તર્કવાદીની ગાઈક કૃતિમાથી બે પદ્યો

---

૧ મલયગિરિસૂરિએ **ધમ્મસ'ગહણી**ના વિવરણમા જે પુષ્પચન્દ્રનો ઉલ્લેખ કર્યો છે તે આ જ હોવા જોઈએ જુઓ પૃ ૮૯, ટિ ૫

અપાયા છે આ પુરુષચન્દ્ર તે કોણ અને એની કઈ કૃતિમાંથી આ અવતરણો છે એ જાણવું બાકી રહે છે

**સામ્ય**—જ. મ મ. લખાયેલી કેટલીક પાઈઅ કંડિકાઓ **અણુઓગદ્દાર**ની પ્રકાશિત ચુણ્ણિની કંડિકાઓ સાથે મળતી આવે છે

## (૧) અનુયોગદ્વાર(સૂત્ર)લઘુવૃત્તિ

આ ઉપર્યુક્ત જ વિવૃતિ હોવી જોઈએ, કેમકે હરિભદ્રસૂરિએ **અણુઓગદ્દાર** ઉપર બે વૃત્તિ રચ્યાનો કોઈ ઉલ્લેખ જણાતો નથી **અણુઓગદ્દાર** ઉપર મલધારી હેમચન્દ્રસૂરિની ટીકા આથી મોટી છે એટલે એ અપેક્ષાએ આ નામ યોજાયું હશે

## (૧૫) આવશ્યક(સૂત્ર)બૃહદ્વૃત્તિ

**નિર્દેશ**—જૈન આગમો પૈકી [1]મૂલસુત્ત તરીકે ઓળખાવાતા [2]**આવસ્સય** ઉપર હરિભદ્રસૂરિએ જે બે ટીકા સંસ્કૃતમાં રચી છે તેમાની એક તે આ છે અને બીજી તો **શિષ્યહિતા** છે એ **શિષ્યહિતા** ([3]શ્લો ૨)માં એમણે આ બૃહદ્વૃત્તિ વિષે નિર્દેશ કર્યો છે અને સાથે સાથે એ **શિષ્યહિતા**થી મોટી છે એમ પણ કહ્યું છે 'મલધારી' હેમચન્દ્રસૂરિએ **આવસ્સય** ઉપરના પોતાના **ટિપ્પણક** (પત્ર૨અ)માં અને સમયસુન્દરે વિ સં. ૧૬૮૧માં રચેલી [4]**સામાચારીશતક** ( )માં આ બૃહદ્વૃત્તિનો ઉલ્લેખ કર્યો છે

---

૧ આની સમજ઼ પુ માટે જુઓ આ૦ દિ૦ (પૃ ૧૨૧૩)

૨ આના પરિચયાર્થે જુઓ H C L J (p 158) અને આ૦ દિ૦ (પૃ ૧૫૪૧૫૮)

૩ "यद्यपि मया तथान्या कृतास्य विवृतिस्तथापि संक्षेपात् ।
तद्रुचिसत्त्वानुग्रहहेतो क्रियते प्रयासोऽयम् ॥ २ ॥"

૪ આ "જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડ" તરફથી ઇ સ ૧૯૩૯માં છપાયું છે

**પરિમાણ—અંચલગચ્છપટ્ટાવલી**મા બૃહદ્વૃત્તિનુ પરિમાણ ૮૪,૦૦૦ શ્લોક જેટલુ દર્શાવાયુ છે. એ કદાચ સાચુ ન હોય તો પણ આનું પરિમાણ પાનીસેક હજાર જેટલુ તો હશે.

**અનુપલબ્ધિ—**ઉપર્યુક્ત ટિપ્પણક ઉપરથી એ વાત જાણી શકાય છે કે હેમચન્દ્રસૂરિ (વિ. સ. ૧૧૬૪)ના સમયમા બૃહદ્વૃત્તિ મળતી ન હતી.

**દસવેયાલિય**ની ટીકા (પત્ર ૨આ–૪આ)મા હરિભદ્રસૂરિએ જે **આવશ્યકવિશેષવિવરણ** નામની પોતાની કૃતિનો ઉલ્લેખ કર્યો છે તે આ બૃહદ્વૃત્તિ હશે

(૧૬-૧૭) [1]**આવશ્યકસૂત્રવિવૃતિ** યાને (૧૪૮અ) **શિષ્યહિતા**

**પરિમાણ અને નામ—**આપણે પૃ ૧૮૮મા જોઈ ગયા તેમ હરિભદ્રસૂરિએ **આવસ્સય** ઉપર બે સસ્કૃત ટીકાઓ રચી છે તેમાની એક નાની છે, જો કે એ ૨૨,૫૦૦ કે પછી ૨૨,૦૦૦ શ્લોક જેવડી છે એ મળે છે અને એ છપાયેલી છે એનુ નામ **શિષ્યહિતા** છે. **અણુઓગદાર**ની વિવૃતિ માટે પણ હરિભદ્રસૂરિએ આ નામ રાખ્યુ છે

**વિષય—આવસ્સય**ની આ **શિષ્યહિતા આવસ્સય** અને એની નિજ્જુત્તિ એમ બેના સ્પષ્ટીકરણરૂપ છે એમા અનેક કથાઓ છે એમાની શતાનિક અને પ્રદ્યોતનની કથા પ્રો. હર્ટલે જિનકીર્તિના આધારે રચેલ Geschichte von Pāla und Gopālaમા આપી છે ગુણગ્રાહકતા માટે વાસુદેવ કૃષ્ણની કથા છે

---

૧ **આવસ્સય** અને એની નિજ્જુત્તિ સહિત આ વિવૃતિ "આ સ" તરફથી અનુક્રમે ૧૪ તરીકે ઇ સ ૧૯૧૫, ૧૯૧૬, ૧૯૧૭ ને ૧૯૧૭ મા અનુક્રમે ચાર ભાગમા પ્રસિદ્ધ કરાઈ હતી આજે એ મળતી નથી તો હવે એ ફરીથી છપાવવી જોઈએ અને એની ચુણ્ણિ સાથેની સમાનતા તારવી શકાય તે માટે ચુણ્ણિ પણ સાથે સાથે પ્રકાશિત થવી જોઈએ

દસવેયાલિયની ટીકા (પત્ર ૩૨અ-૩૨આ)માં હરિભદ્રસૂરિએ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત જે ધ્યાનશતક (ઝાણસયગ)નો ઉલ્લેખ કર્યો છે તેના ઉપર એમણે આ શિષ્યહિતા (પત્ર ૫૮૩અ-૬૧૧આ)મા વિવૃતિ રચી છે.

પત્ર ૧૭૪આમા ભદ્રા રાણીના પતિ રિપુપ્રતિશત્રુ પોતાની પુત્રી મૃગાવતીને પરણે છે અને ત્યારથી એ 'પ્રજાપતિ' તરીકે ઓળખાય છે એ વાત કહી "प्रजापतिः स्वदुहितरमकामयत्" એમ વેદમા પણ કહ્યુ છે એવો ઉલ્લેખ કર્યો છે

આધાર—શિષ્યહિતાની પુષ્પિકામા "जिनभटनिगदानुसारिण" એવો હરિભદ્રસૂરિના ન મધમા ઉલ્લેખ છે 'નિગદ' એટલે 'કથન'. આ ઉપરથી એમ અનુમાન થઈ શકે કે હરિભદ્રસૂરિએ આવસ્સય ઉપરની જિનભટે રચેલી ટીકાનો આધાર લઈ શિષ્યહિતા રચી છે—એ ટીકાનો ઉપયોગ કર્યો છે.

શિષ્યહિતામા જ૦મ૦મા કેટલીક પાઇય કંડિકાઓ જે છે તે આવસ્સયની ચુણ્ણિમા જોવાય છે એથી એમ લાગે છે કે હરિભદ્રસૂરિએ આ ચુણ્ણિમાથી એ લીધી છે શિષ્યહિતા રચનામા વસુદેવહિંડીનો પણ ઉપયોગ કરાયો છે [1]

ઉલ્લેખ—શિષ્યહિતા (પત્ર ૧૮૨આ)મા ઐન્દ્ર વ્યાકરણની ઉત્પત્તિ બતાવાઈ છે પત્ર ૮૬૩અમા ધમ્મિલહિંડીનો ઉલ્લેખ છે પત્ર ૧૫૦આમા બ્રહ્માંડપુરાણનો ઉલ્લેખ છે ભગતે ચર્મ-રત્ન ઉપર રક્ષેલા વાગને રથાપી ઉપર છત્ર ધર્યું અને એ છત્રના દંડના મધ્ય ભાગમા મણિ-રત્ન રાખ્યુ ત્યારથી લોકમા જગતની ઉત્પત્તિ ઈંડામાથી બનાઈ એમ પણ અહી કહ્યુ છે.

---

૧ જુઓ ABORI (Vol XVI, pts I II)માંનો ડૉ ઘાટગે નો લેખ (પૃ ૩૨)

**ચિત્રપટ્ટક**—આવસ્સયની નિજ્જુત્તિ (ગા ૫૬૦)ની ટીકા (પત્ર ૨૩૩આ)મા સમવસરણને અંગેના – બાર પર્ષદાને લગતા ચિત્રપટ્ટકનો ઉલ્લેખ છે પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે —

" पूर्वाचार्यपदेशलिखितपट्टकादिचित्रकर्मबलेन तु सर्वा एव देव्यो न निषीदन्ति, देवा पुरुषा स्त्रियश्च निषीदन्तीति प्रतिपादयन्ति केचन इत्यल प्रसङ्गेन। "

**અવતરણ**—શિષ્યહિતામા અવતરણો છે તેમા પ્રતિક્રમણ એટલે શુ એ જણાવનારુ નિમ્નલિખિત અવતરણ જોવાય છે —

" स्वस्थानाद् यत् परस्थान प्रमादस्य वशाद् गत ।
तत्रैव क्रमण भूय 'प्रतिक्रमण'मुच्यते ॥"

**પ્રાચીન દૂહો**—શિષ્યહિતા (પત્ર ૬૯૪આ)મા નીચે મુજબનો પ્રાચીન દૂહો છે —

" रायनटु नवि नाणइ ज सगडाण काहिइ ।
रायनद मारेत्ता तो सिरिअ रज्जे ठवेहि त्ति ॥ "

**જોઇંદુ**(યોગીન્દુ)એ **જોઇપરમપ્પયાસ** (પરમાત્મપ્રકાશ) અવહટ્ટમા ૩૪૫ પદ્યોમા રચેલ છે તેમા ૩૩૭ પદ્યો દૂહામા છે આ જોઇંદુનો સમય છઠ્ઠી સદીનો મનાય એમ લાગતુ નથી, આઠમી સદીનો ઉત્તરાર્ધ ઠરો જો એમ કહેવુ યથાર્થ હોય તો દૂહાનો ઉલ્લેખ કરનાર તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ છે રુદ્રટે **કાવ્યાલંકાર** (પરિ ૪)મા શ્લો ૧૫ અને ૨૫ દ્વારા સસ્કૃત અને અવહટ્ટમા શ્લેષના ઉદાહરણો આ દેશી 'દૂહા' ૭૬મા આપ્યા છે

**ખારવેલના શિલાલેખ પર પ્રકાશ**—**શિષ્યહિતા** (પત્ર ૬૮૫આ ૬૮૬આ)મા જે નીચે મુજબની પંક્તિઓ છે તે ખારવેલના

---

૧ આનુ વિશિષ્ટ સસ્કરણ **યોગસાર** સહિત જે ના એ એન ઉપાધ્યેએ તૈયાર કર્યુ હતુ તે 'રાજચન્દ્ર જૈન શાસ્ત્રમાલા' મા ઇ સ ૧૯૩૮મા છપાવાયુ છે

શિનાલેખગત 'चेतिराजत्र(व)ग' ઉપ. પ્રકાશ પાડે છે એમ આગ મોદ્દાગ્કનુ કહેવુ છે —

"चेमाऽऽजिणो सव्वो महेसरेण माल्वतमि साहरिओ। का महेसरो त्ति?। तस्सेव देहग स धूया सुजेट्ठा तेण इंदेण नाम कय महेसरो त्ति।

શક નહપન—આવસ્સયની નિજ્જુત્તિ (?ભાસ)ની ગા ૧૩૦૪ અને એના ઉપરની હારિભદ્રીય વિવૃતિ (પત્ર ૭૧૨આ)મા અપાયેલી સ્થાને આધારે ડૉ જયસ્વાલે[1] "Problems of Śaka Satavāhana History" (પૃ ૨૫૧)મા .હ્યુ છે કે શતકર્ણિએ (ગૌતમીપુત્રે) જે શક નરેશને હરાવ્યો અને જેને 'અવ તીમાથી' હાળ કઢાયો તે શક નહપાન છે

ર્છ—શિષ્યહિતા (પત્ર ૭૨૧આ)મા "ग्निमिति वाक्यात्वारे" એવો ઉલ્લેખ છે અહી જર્મન વિદ્વાન અન્સ્ટ લૉયમેને Übersicht der Āvaśyaka-Literatur (પૃ ? ૩૭, ટિ)મા નીચે મુજબની મત ત્વનો ઉ લેખ કર્યો છે —

જૈન ગ્રથકારોએ વૈદિક ચિહ્ન ૐ ને ग्नि સમજવાની ભૂલ કરી છે એનુ કારણ એમ સભવે છે કે ઈ સ ની આઠમી સદીમા કે તે પૂર્વે આ ચિહ્ન ग्नि જેવુ દેખાવમા હતું અને એમને આ વૈદિક ચિહ્નની ખબર ન હતી આથી તો "पुरुष एवेदर्छ" ને આ લેખકો "पुरुष एवद ग्नि" સમ જતા હતા

આ પ્રમાણેની ભૂલ હરિભદ્રસૂરિને હાથે પણ થઈ એમ જો આ જર્મન વિદ્વાનનુ કહેવ હોય તો તે મને ભૂલભરેલુ લાગે છે, કેમકે

૧ આ લેખ JBORS (Vol XVI pts 3 4) મા ઇ સ ૧૯૩૦મા છપાયો છે

૨ જુઓ અ૦ જ૦ પ૦ (ખ ૨)નો મારો ઉપોદ્ઘાત (પૃ ૫૬)

હરિભદ્રસૂરિ જન્મે બ્રાહ્મણ છે અને વૈદિક સાહિત્યના વિશિષ્ટ અભ્યાસી છે તો પછી શું એઓ વૈદિક ચિહ્નથી અજ્ઞાત હોય ખરા? અને 'શુ' એ ન જાણવાથી એઓ ઉપર મુજબ એનો અર્થ કરે?

આ ઉપલબ્ધ ટીકાને જ કેટલાક 'બૃહદ્વૃત્તિ' કહે છે.[1] એનુ કારણ એમ જણાય છે કે મલયગિરિસૂરિ વગેરેની **આવસ્સય** ઉપરની ટીકાઓ આને મુકાબલે નાની છે.

## (૨૧) ઓઘનિર્યુક્તિવૃત્તિ

[2]**ઓહનિજ્જુત્તિ** એ જૈન આગમ છે. કેટલાકને મતે એ મૂલસુત્ત છે. એના ઉપર હરિભદ્રસૂરિએ સંસ્કૃતમાં વૃત્તિ રચી છે એમ સુમતિગણિએ કહ્યું છે. આની કોઈ હાથપોથી મળતી હોય એમ જણાતું નથી. શું [3]**પિણ્ડનિજ્જુત્તિ** ઉપર હારિભદ્રીય વૃત્તિ છે એટલે **ઓહનિજ્જુત્તિ** ઉપર પણ હશે એમ માનીને ઉપર્યુક્ત ઉલ્લેખ કરાયો છે?

## (૩૨) ચૈત્યવન્દનસૂત્રવૃત્તિ યાને (૧૨૮) [4]લલિતવિસ્તરા

**ચૈત્યવન્દનભાષ્ય**—સુમતિગણિએ આ તેમ જ **ચૈત્યવન્દનવૃત્તિ** એમ બે કૃતિ નોંધી છે ખરી, પરંતુ પહેલી કૃતિની હાથપોથી મળતી નથી. બીજી કૃતિ તે **લલિતવિસ્તરા** જ હોવી જોઈએ.

---

૧ જુઓ જે. સાં. ગ્રં. સૂ. (પૃ. ૯ ને ૨૦).

૨ આના પરિચય માટે જુઓ HCLJ (p. 159) અને **આ૦ દિ૦** (પૃ. ૧૬૯-૧૭૦).

૩ આના પરિચયાર્થે જુઓ HCLJ (p. 159) અને **આ૦ દિ૦** (પૃ. ૧૬૯).

૪ આ કૃતિ મુનિચન્દ્રસૂરિકૃત **પંજિકા** સહિત "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૧૫માં છપાઈ છે. આગમોદ્ધારકના ટીપ્પનિકા અને ઉપોદ્ઘાત સહિત આ કૃતિ "ઋ. કે. શ્વે સંસ્થા" તરફથી ઈ સ. ૧૯૦૪મા પ્રસિદ્ધ થઈ છે અને એનુ સંપાદન આગમોદ્ધારકે કર્યું છે **લલિતવિસ્તરા**ની એક હાથપોથી વિ. સં. ૧૧૮૫ મા લખાયેલી મળે છે.

**નામ**—૧૫૪૫ શ્લોક જેવડી આ કૃતિના અંતિમ ભાગમાં પ્રથમ પદ્યમાં આ કૃતિનું નામ **લલિતવિસ્તરા** જોવાય છે, બાકી પ્રારંભમાં તો ચૈત્યવન્દનસૂત્રની વ્યાખ્યા એવો સામાન્ય નિર્દેશ છે

**નામ-સૂચન**—[1]**લલિતવિસ્તર** નામની એક બૌદ્ધ કૃતિ છે એની રચના 'ગાથા-સંસ્કૃત'માં અર્થાત્ સંસ્કૃત અને અવહટ્ટના મિશ્રણરૂપ ભાષામાં થયેલી છે એના કેટલાક ભાગો ઇ. સ.ની પહેલી સદી જેટલા પ્રાચીન છે આઠમી સદીમાં આ કૃતિનું 'ટિબેટી' ભાષાન્તર થયું છે એટલે એ પૂર્વેની તો આ કૃતિ છે જ આ નામથી હરિભદ્રસૂરિ પરિચિત હશે જો કે આના અને **લલિતવિસ્તરા** એ નામમાં સમાનતા છે છતાં વિષયમાં ભેદ છે, કેમકે **લલિતવિસ્તર**માં તો મહર્ષિ બુદ્ધનું ચરિત્ર છે

**વિષય**—આ કૃતિના પ્રારંભમાં તેમ જ અંતમાં નિર્દેશાયા મુજબ *આ ચૈત્યવન્દનસૂત્ર (પા. ચેઇયવન્દણસુત્ત)ની વૃત્તિ છે 'ચેઇયવન્દણસુત્ત'*થી અહીં નીચે મુજબના સુત્ત (સૂત્રો) સમજવાના છે —

(૧) પણિવાયસુત્ત (પ્રણિપાતસૂત્ર) યાને સક્કત્થય (શક્રસ્તવ) કિંવા "[2]નમુ ત્થુ ણં" સૂત્ર

(૨) અરિહન્ત-ચેઇય-થય (અર્હચ્ચૈત્યસ્તવ)

(૩) અન્નત્થસુત્ત (અન્યત્રસૂત્ર) યાને કાયોત્સર્ગસૂત્ર

---

૧ આનું પ્રથમ સંસ્કરણ રાજેન્દ્રલાલ મિત્રને હાથે થયું હતું એ બિબ્લિઓથેકા ઇન્ડિકામાં ઇ. સ. ૧૮૭૭માં છપાયું છે એ ઘણું અશુદ્ધ છે એસ. લેફમન (Lefmann)ની ઇ. સ. ૧૯૦૨-૧૯૦૮ના ગાળામાં છપાયેલી આવૃત્તિ વધારે સારી છે આ કૃતિના પંદર પ્રકરણોનો અંગ્રેજી અનુવાદ પહેલા પાંચનો જર્મન અનુવાદ અને સમગ્ર કૃતિનો ફ્રેંચ અનુવાદ છપાયા છે જુઓ H I L (Vol II, p. 248)

૨ આ સૂત્રને ઉદ્દેશીને મેં 'નમુ ત્થુ ણં ને અંગે' એ નામનો લેખ લખ્યો છે એ "જૈ. સ. પ્ર." (વ. ૨, અં. ૧૨)માં છપાયો છે

(૪) લોગસ્સ (લોકસ્યસૂત્ર) યાને [1]નામસ્તવ

(૫) સુયત્થય (શ્રુતસ્તવ) યાને પુક્ખરવર-દીવડ્ઢે

(૬) સિદ્ધત્થય (સિદ્ધસ્તવ) યાને સિદ્ધાણં બુદ્ધાણં

(૭) વેયાવચ્ચગુત્ત ([2]વૈયાવૃત્ત્યસૂત્ર)

(૮) પણિહાણસુત્ત (પ્રણિધાનસૂત્ર) યાને [3]પ્રાર્થનાસૂત્ર કિંવા 'જય વીયરાય' સુત્ત ('જય વીતરાગ' સૂત્ર).

આ લલિતવિસ્તરા આ આઠ (સૂત્રો) ઉપર પ્રકાશ પાડે છે એમાનું પહેલું સુત્ત પજ્જોસવણાકપ્પમાં ૧૫મા સુત્ત તરીકે, ઓવવાઇયમાં ૨૦મા તરીકે અને રાયપ્પસેણઇજ્જમાં ૧૩મા સુત્ત તરીકે જોવાય છે સમવાય અને વિયાહપણ્ણત્તિ એ બે અંગોના પ્રારંભમાં જે મહાવીરસ્વામીને અંગે લખાણ છે એમાંના કેટલાક વિશેષણોનો ભાવ ઉપર્યુક્ત ત્રણે આગમોમાંના સુત્તમાં નજરે પડે છે નાયાધમ્મકહા (અ. ૧૩ ને અ. ૧૬)માં તેમ જ જીવાજીવાભિગમ (સૂ ૧૪૨) પણ આ જાતના વિશેષણો સંક્ષેપમાં રજૂ કરે છે.

બીજું અને ત્રીજું સુત્ત તેમ જ પાચમું અને છઠ્ઠું સુત્ત આવસ્સયના 'કાઉસ્સગ્ગ' નામના પાંચમા અજ્ઝયણમાં (ભા ૪ મા) અનુક્રમે નિમ્નલિખિત પત્રમાં છે:—

૭૮૬આ, ૭૭૮અ, ૭૮૮અ અને ૭૮૯આ

---

૧ આમાં જિનોનું ઉત્કીર્તન હોવાથી આને કેટલાક "ઉત્કીર્તણ" કહે છે

૨ "વૈયાવૃત્ત્ય" નામના મારા લેખમાં મેં આ સુત્તનો ઉલ્લેખ કર્યો છે તેમ જ વૈયાવૃત્ત્ય સંબંધી કેટલીક હકીકત રજૂ કરી છે આ લેખ "જૈ ધ પ્ર" (પુ ૭૭, અ ૧૦)માં છપાવાયો છે

૩ આને અંગે મેં કેટલીક બાબત 'પ્રાર્થનાસૂત્ર યાને જય વીયરાય" નામના લેખમાં વિચારી છે આ લેખ "જૈ સ પ્ર" (વ ૩, અ ૨-૩)માં છપાયો છે

ચોથું સુત્ત **આવસ્સયના** 'ચઉવ્વીસત્થય' નામના બીજા અજ્ઝયણમાંનું છે. એ ત્રીજા ભાગમાં પત્ર ૪૯૪અ ( પદ્ય ૧ ), ૫૦૧આ ( પદ્ય ૨-૪), ૫૦૭આ ( પદ્ય ૬ ) અને ૫૧૦અ ( પદ્ય ૭)મા એમ કટકે કટકે છે.

સાતમું સુત્ત આ **લલિતવિસ્તરા** કરતાં અધિક પ્રાચીન એવી કોઈ કૃતિમા હોય એમ જણાતું નથી.

આઠમા સુત્ત માટે પણ આવી પરિસ્થિતિ છે. **પંચાસગમા** આ આઠમા સુત્તની બે ગાથા ચોથા પંચાસગમાં ગા ૩૩-૩૪ રૂપે દષ્ટિગોચર થાય છે.

મેં ઉપર જે આઠ સુત્તનો ઉલ્લેખ કર્યો છે તે પૈકી સુત્ત ૧, ૨ અને ૪-૬ને 'પાચ દંડક' તરીકે ઓળખાવાય છે. આ વાત દેવેન્દ્રસૂરિકૃત **ચેઇયવન્દણભાસ** (ગા. ૪૧ )નો નિમ્નલિખિત પૂર્વાર્ધ સમર્થન કરે છે:—

"पण दण्डा सक्कत्थय चेइय-नाम-सुअ-सिद्धत्थ इत्थ "

**ચેઇયવન્દણસુત્ત** ઉપરની વૃત્તિઓમાં આ સૌથી પ્રથમ છે એમ એના ત્રીજા પદ્ય ઉપરથી આગમોદ્ધારકે અનુમાન કર્યું છે.[1] એના કારણ તરીકે એમણે એમ કહ્યુ છે કે જો બીજી કોઈ વૃત્તિ હોત તો **આવસ્સયની** વૃત્તિમા એ પ્રકારનો જેમ ઉલ્લેખ કર્યો છે તેમ અહીં પણ કરત. વળી આગમોદ્ધારકે લ. વિ.ના આ ઉપોદ્ઘાત ( પત્ર ૩ )મા એમ પણ કહ્યુ છે કે ચૈત્યવંદનની વિધિ દર્શાવનાર કૃતિ તરીકે પણ આ પ્રથમ છે.

એમના આ બે વિધાનોની વિરુદ્ધ કોઈએ મત ઉચ્ચાર્યો હોય તો તે જાણવામા નથી; છતાં માની લઈએ કે કોઈને આ વિધાનો વાસ્તવિક ન લાગે. એ ગમે તેમ હો પણ **ચેઇયવન્દણસુત્ત** ઉપર અને ખાસ કરીને

૧ **ચેઇયવન્દણસુત્ત** ઉપર નિજ્જુત્તિ, ભાસ, ચુણ્ણિ કે જિનભદ્રીય જેવી કોઈ ટીકા જણાતી નથી એથી આગમોદ્ધારકે આમ કહ્યુ છે

[1]પણિવાયસુત્ત ઉપરની આ વૃત્તિ મહત્ત્વની દૃષ્ટિએ તો અગ્રિમ સ્થાન ભોગવે છે એમ માનવામાં જરા યે ખંચાવું પડે તેમ નથી.

લલિતવિસ્તરામાં પણિવાયસુત્તની વૃત્તિ સૌથી મોટી છે અને એ અડધા ઉપર જગ્યા રોકે છે.

**શૈલી**—આ સમગ્ર કૃતિ મુખ્યતયા ગદ્યમાં સંસ્કૃતમાં રચાયેલી છે. પ્રારંભમાં ચાર પદ્યો અને અંતમાં પાંચ પદ્યો છે; વચ્ચે વચ્ચે અવતરણ-રૂપે પદ્યો છે. આ અવતરણાત્મક પદ્યો ઇ. સ. ૧૯૧૫ની આવૃત્તિમાં અપાયાં છે પણ અકારાદિ ક્રમે હજી સુધી કોઈએ એ રજૂ કર્યાં નથી તો તેમ થવું ઘટે. સાથે સાથે એનાં મૂળનો ઉલ્લેખ થઈ શકે તો એ વિશેષ ઉપયોગી બને.

**વરબોધિની પ્રાપ્તિ**—જેમ અષ્ટક-પ્રકરણ (અ. ૩૧, શ્લો. ૨)-માં અને તત્ત્વાર્થસૂત્રની ૧૧મી સંબંધકારિકાની હારિભદ્રીય ટીકા (પત્ર ૭)માં વરબોધિનો ઉલ્લેખ છે તેમ આ લલિતવિસ્તરા (પત્ર ૨૦ આ)માં પણ છે.

**વિવિધ મતોની આલોચના**—લલિતવિસ્તરામાં વિવિધ મતોનો નિર્દેશ છે અને એની આલોચના કરાઈ છે. એમ કરતી વેળા સમાન તેમ જ ભિન્ન માન્યતા ધરાવનારનો ઉલ્લેખ છે:—

| વિશેષણ | પત્ર | મત | પ્રરૂપક કિંવા અનુયાયી |
|---|---|---|---|
| જિયભય | ૬૬ અ | અદ્વૈતવાદ | વેદાંતીઓ |
| પુરિસવર-પુંડરીય | ૨૪ આ | અવિરુદ્ધધર્માધ્યાસિતવસ્તુવાદ | [2]સુગતના શિષ્યો |

[1] આ સુત્તમાં "ભગવંતાણં" ૭ પ્રકારનું છે. ઐશ્વર્યસૂચક ૭ પ્રકારોને અંગે ૩, ૪, ૫, ૫, ૫ અને ૬ એમ અનુક્રમે પદો છે. જુઓ "સિદ્ધચક્ર" (વ. ૧૫, અં. ૨)ના આગલા અને પાછલા મુખપૃષ્ઠ.

[2] જુઓ "ઉપખંડ".

| વિશેષણ | પત્ર | મત | પ્રરૂપક કિંવા અનુયાયી |
|---|---|---|---|
| તિત્થનર | ૧૮ અ | આગમધર્મવાદ | વેદવાદી (આગમ ધાર્મિક) |
| વિયટ્ટછઉમ | ૫૫ અ | આજીવક | ગોશાલકના શિષ્યો |
| | ૫૭ આ | આવર્તકાલકારણવાદ | [1]અનંતના ,, |
| અપ્પડિહય વરનાણ દંસણધર | ૫૩ અ | ઇષ્ટતત્ત્વદર્શનવાદ | વિશિષ્ટ બૌદ્ધો |
| જિણ, જાવય | ૫૬ અ | કલ્પિતાવિદ્યાવાદ (તત્ત્વાતત્ત્વવાદ) | માધ્યમિકો (સંભવત) |
| પુરિસવર-ગંધહત્થિ | ૨૬ અ | ગુણકર્મવાદ | [2]સુરગુરુના શિષ્યો |
| મુત્ત, મોઅગ | ૬૦ અ | જગત્કર્તૃલીનમુક્તવાદ | [3]સંતપનના ,, |
| બુદ્ધ, બોહિય | ૫૮ આ | પરોક્ષજ્ઞાનવાદ | વિશિષ્ટ મીમાંસકો |
| આઇગર | ૧૬ અ | પ્રસાત્મપ્રધાનવાદ | મૌલિક સાંખ્યો |
| સવ્વણ્ણુ સવ્વદરિસિ | ૬૧ અ | બુદ્ધિયોગજ્ઞાનવાદ | કાપિલ |
| બોહિદ | ૪૫ આ | ભગવદ્ગોપેન્દ્રવાદ | [4]ભગવદ્ ગોપેન્દ્ર |

---

૧ જુઓ "ઉપખંડ".
૨ જુઓ "ઉપખંડ"
૩ જુઓ "ઉપખંડ".
૪ જુઓ "ઉપખંડ".

| વિશેષણ | પત્ર | મત | પ્રરૂપક કિંવા અનુયાયી |
|---|---|---|---|
| | ૧૦૯ આ | [1]યાપનીય | [2]યાપનીયો |
| મગ્ગદય | ૪૨ અ | યોગ | [3]પતંજલિ અને બીજા |
| સરણદય | ૪૩ આ | યોગિમાર્ગ | [4]અવધૂતાચાર્ય |
| સયંસંબુદ્ધ | ૧૯ આ | સદાશિવવાદ | ઈશ્વરકારણિકો |
| સિવ(ઠાણ) સંપત્ત ૬૪ આ | | સર્વગતાત્મવાદ | નૈયાયિકો અને બીજા |
| પુરિસુત્તમ | ૨૧ આ | સર્વસત્ત્વૈરભાવવાદ | વિશિષ્ટ બૌદ્ધો |
| પુરિસસીહ | ૨૩ આ | સાકૃતપ્રવાદ | [5]સાકૃત્યો |

આ પૈકી ઘણાખરા મતોનું **સક્રત્યયગત** વિશેષણો દ્વારા નિરાકરણ કરાયું છે એ વાત આગળ ઉપર વિચારાશે

ગોપેન્દ્રની કૃતિ—"ણોહિદયાણં" પદ સમજાવતી વેળા ભગવદ્ ગોપેન્દ્રનો પત્ર ૪૫આમાં ઉલ્લેખ છે એટલું જ નહિ પણ એમની કોઈક કૃતિમાંથી નીચે મુજબનું અવતરણ પણ અપાયું છે:—

"निवृत्ताधिकाराया प्रकृतौ धृतिः श्रद्धा सुखा विविदिषा विज्ञप्तिरिति। तत्त्वधर्मयोनयः, नानिवृत्ताधिकाराया भवन्तीनामपि तद्रूपताऽयोगात्॥

---

૧ યોગશાસ્ત્ર (પ્ર ૩)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પ. ૨૩૨આ)માં યાપનીયતંત્ર માંથી પાઇય અવતરણ ચાર પંક્તિ જેટલું અપાયું છે આ મૂળનું નામ જાણવું બાકી રહે છે

૨ એમને અંગે પં નાથુરામ પ્રેમીએ **જૈન સાહિત્ય ઔર ઇતિહાસ** (પૃ ૪૧ ૬૦)માં વિચાર કર્યો છે

૩ જુઓ "ઉપખંડ"

૪ જુઓ "ઉપખંડ"

૫ જુઓ "ઉપખંડ"

ઉપમા—લ૦ વિ૦ (પત્ર ૧૮આ)માં સંસારને સમુદ્રની ઉપમા અપાઈ છે. સમુદ્રને અંગે જે જળ, પાતાળ, આવર્ત, શ્વાપદ, પવન, કલ્લોલ અને વેલા તેમ જ એની ગંભીરતા અને સુદીર્ઘતા છે તે સંસાર સાથે સંગત થાય એવી રીતે વર્ણન અપાયું છે.

**ઉદાહરણો અને ન્યાયો**—લ૦વિ૦નાં 'નાગભયસુતાપકર્ષણ' અને '[1]મુંડમાલાલુકા' એ બે દૃષ્ટાંતો પત્ર ૭૮આ અને ૪૭અમાં અનુક્રમે અપાયા છે. પત્ર ૧૨અ અને ૪૪અમાં અનુક્રમે નીચે મુજબના ન્યાયનો ઉલ્લેખ છે:—

(૧) असिद्धे तत्प्रार्थनावच.

(૨) अमस्यास्पर्शनीयः

**આદિમ સ્થાન**—જૈન ગ્રંથકારો પૈકી જેમણે પોતાની કૃતિમાં [2]ન્યાયોનો ઉપયોગ કર્યો છે એ સૌમાં હરિભદ્રસૂરિ પ્રાયઃ પ્રથમ હોય એમ લાગે છે.

'દૂહો' રજૂ કરનારાઓમાં પણ હરિભદ્રસૂરિ પ્રથમ છે એમ લાગે છે. જોઇન્દુ, રુદ્રટ વગેરે એમના પછી થયેલા છે એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે.

**નિર્દેશ**—લ૦વિ૦માં પત્ર ૧૮આ, ૭૫અ અને ૧૦૧અમાં અનુક્રમે 'અન્યત્ર' શબ્દથી **ઉવએસપય**, **અ૦જ૦પ૦** અને **સર્વજ્ઞસિદ્ધિ**નું સૂચન છે એમ આપણે આની પંજિકામાંના ઉલ્લેખ ઉપરથી કહી શકીએ. વળી પત્ર ૧૧અમાંનું "विविनोप्ताद्"વાળું પદ્ય તેમ જ "वपन धर्मबीजस्य"થી શરૂ થતું પદ્ય **ધર્મબિન્દુ**માંથી છે એમ

૧ મુંડમાલા એટલે મસ્તકની માળા અને 'આલુક' એટલે મૂત્તિકાની વાર્ધટિકા. અનિત્યના માનનાર માળા કરમાય તો શોક કરતો નથી, જ્યારે નિત્યતાનો રાગી આલુક ભાંગી જાય તો યે શોક કરે છે.

૨ જુઓ "જૈ. ધ. પ્ર." (પુ. ૬૦, અં. ૨૪)માં ત્રણ કટકે છપાયેલો મારો લેખ "કેટલાક ન્યાયો".

સંપાદકે કહ્યું છે, પણ મને તો એ એમાં જડતું નથી. " આ૦સ૦ "ની આવૃત્તિમાં ધર્મબિન્દુ ( અ. ૨ )ના આદ્ય સૂત્રરૂપ પદ્યમાં પ્રથમ પદ્યનો અંશ જોવાય છે. એની મુનિચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૧૫આ)માં " वपनं धर्मबीजस्य "થી શરૂ થતું પદ્ય અવતરણરૂપે છે. એના પછી " चिन्तासच्छ्रुत्यनुष्ठान "થી શરૂ થતું પદ્ય અવતરણ તરીકે અપાયું છે અને એ લ૦વિ૦ ( પત્ર ૧૧આ )માં છે, પણ એ કોઈક કૃતિમાંનું અવતરણ છે. પ્રસ્તુત બે પદ્યો પણ એવી રીતે " उक्तं च " એવા ઉલ્લેખપૂર્વક લ૦વિ૦માં અપાયેલાં હોવાથી અવતરણરૂપ છે એટલે હરિભદ્રસૂરિની કોઈ કૃતિમાંનાં હોવાનું કેમ મનાય ?

**તત્ત્વાર્થસૂત્ર**માંથી ચાર અવતરણો પત્ર ૧૨અ, ૧૫આ, ૩૯આ અને ૩૯આમાં અનુક્રમે છે. વિશેષમાં પત્ર ૧૯અ ઉપર **વિયાહ-પણ્ણત્તિ**માંથી એક અવતરણ છે. યો૦દૃ૦સ૦ના શ્લો. ૩–૧૧ પત્ર ૧૩અ, ૧૩આ, ૧૩આ, ૧૪અ, ૧૪અ, ૧૪આ, ૧૪આ, ૧૪આ અને ૧૫અમાં જોવાય છે.

**બહુવચનની સફળતા**—લ૦વિ૦ના પત્ર ૭૦આમાં પોતાને અંગે તેમ જ ગુરુને ઉદ્દેશીને બહુવચનમાં પ્રયોગ કરાય તે બાબત દર્શાવાઈ છે.

**વિધ્યાપન**—આ શબ્દનો પ્રયોગ લ૦વિ૦ ( પત્ર ૪૬આ )મા છે.

**ચૈત્ય**—લ૦વિ૦ ( પત્ર ૭૬આ )માં ચૈત્યનો અર્થ 'પ્રતિમા' કરાયો છે.

**યોગાચાર્ય**—એમને વિષે લ૦વિ૦ ( પત્ર ૭૬અ )મા ઉલ્લેખ છે.

**અવતરણો**—લ૦વિ૦માં અનેક અવતરણો છે. એ પૈકી 'વેદાંત' દર્શનની માન્યતા રજૂ કરનારા પત્ર ૬૬આ–૬૭અગત નિમ્નલિખિત પાંચ અવતરણો હું નોંધુ છું જેથી એના મૂળ સ્થાનની શોધ કરવા વિશેષજ્ઞો પ્રેરાય :—

"परमब्रह्मण एते क्षेत्रविदोऽंशा व्यवस्थिता वचनात् ।
वह्निस्फुलिङ्गकल्पाः समुद्रलवणोपमास्त्वन्ये ॥
सादिपृथक्त्वमसीमामनादि वाऽहेतुकादि वाऽचिन्त्यम् ।
युक्त्या ह्यतीन्द्रियत्वात् प्रयोजनाभावतश्चैव ॥
कूपे पतितोत्तारणकर्तुस्तदुपायमार्गणं न्याय्यम् ।
ननु पतितः कथमयमिति हन्त तथादर्शनादेव ॥
भवकूपपतितसत्त्वोत्तारणकर्तुरपि युज्यते ह्येवम् ।
तदुपायमार्गणमलं वचनाच्छेदस्त्वुदासेन ।
एवं चाद्वैते सति वर्णविशेषाद्यसङ्गतं नीत्या ।
ब्रह्मणि वर्णाभावात् क्षेत्रविदां द्वैतभावाच ॥"

ઉલ્લેખ—લ૦વિ૦ એ ઉપમિતિ૦ના કર્તા સિદ્ધર્ષિને એટલી બધી [1]ઉપયોગી જણાઈ હતી અને એને લઈને એ એટલી બધી પસંદ પડી ગઈ હતી કે એમને ઉપમિતિ૦ના અંતમાં આ કૃતિ પોતાને જ ઉદ્દેશીને હરિભદ્રસૂરિએ રચી છે એમ કહી એમને એમણે 'ગુરુ' કહ્યા છે; બાકી હરિભદ્રસૂરિ કંઈ એમના સાક્ષાત્ ગુરુ નથી.

ન્યાયાચાર્ય યશોવિજયગણિએ શા.વા.સ.ની ટીકા (પત્ર ૬આ)-માં લ૦વિ૦નો ઉલ્લેખ કર્યો છે.

વિવરણ—લ૦વિ૦ એ ચેઇયવન્દણસુત્તની વ્યાખ્યા છે ખરી. તેમ છતાં આને અંગે મુનિચન્દ્રસૂરિએ ૨૧૫૫ શ્લોક જેવડી સંસ્કૃતમાં પંજિકા રચી છે અને એ [2]છપાયેલી છે. આ પંજિકા

[1] સિદ્ધર્ષિને લ૦વિ૦ કેવી રીતે એમના જીવનને નિર્વિઘ્ન—સ્થિર બનાવવામાં સહાયક થઈ હશે—એનો કયો અંશ વિશેષ ઉપયોગી નીવડ્યો હશે કે પછી એમની ક્રિયાની શિથિલતા દૂર કરવામાં આ કૃતિ ઉપયોગી બની હશે એ ચર્ચા આગમોદ્ધારકે પંજિકા સહિતની લ૦વિ૦ની આવૃત્તિના ઉપોદ્ઘાતમાં કરી છે.

[2] જુઓ પૃ. ૧૯૭, ટિ. ૪.

(પત્ર ૬૪અ)મા **ધમ્મસંગહણી**નુ ૬૪૩મુ પદ્ય અને પત્ર ૧૮અ–૧૮આમા **લોકતત્ત્વનિર્ણય**ના બીજા ભાગનો શ્લો. ૨૧ એ અનુક્રમે અવતરણરૂપે છે આ ઉપગત **યો૦દ૦**ના શ્લો. ૧૨, ૧૩ અને ૨૫ પત્ર ૧૬આ, ૧૬આ અને ૧૧આમા તેમ જ **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૫)ના સૂ. ૩૭ ને ૪૦ પત્ર ૬૨અમા જોવાય છે.

આ **લ૦વિ૦** ઉપર સંસ્કૃતમા ટીપ્પનિકા છે અને એ પણ છપાયેલ છે.[1]

**ભાષાંતર**—એક આધુનિક જૈન મુનિએ લ૦વિ૦નુ ગુજરાતીમા ભાષાતર કર્યું છે, અને સાથે સાથે **પંજિકા**ને લક્ષ્યમા રાખી સ્પષ્ટીકરણ કર્યું છે, પણ અત્યારે તો એ અપ્રસિદ્ધ છે

## (૩૫) જંબૂ(બુ)દ્દીપપ્રજ્ઞપ્તિટીકા

[2]**જંબુદ્દીવપણ્ણત્તિ** (જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ) એ જૈન આગમો પૈકી—બાર ઉવંગ પૈકી એક છે. **જિ૦ર૦કો૦** (વિ ૧, પૃ. ૧૩૦)મા સૂચવાયુ છે કે આના ઉપર જ૦ગ૦ના હરિભદ્રે ટીકા રચી છે, અને એની એક હાથપોથી જેસલમેરના ભંડારમા છે. જો આ હરિભદ્ર તે પ્રસ્તુત ગ્રંથકાર જ હોય તો આ ટીકા સત્વર પ્રકાશિત થવી ઘટે. **જે૦સાં૦ગ્રં૦સૂ૦**મા તો આ કૃતિની નોધ નથી તેનુ કેમ? ગમે તેમ પણ મ. કિ. મહેતાએ આ ટીકાનો ઉલ્લેખ કર્યો છે ખરા.

## (૪૧) જીવાજીવાભિગમસૂત્રલઘુવૃત્તિ યાને (૧૦૫) પ્રદેશટીકા

[3]**જીવાજીવાભિગમ** એ જૈન આગમો પૈકી—બાર ઉવંગો

---

૧ જુઓ પૃ ૧૯૩, ટિ ૪

૨ આના પરિચય માટે જુઓ H C L J (pp 140-141) અને **આ૦ દિ૦** (પૃ ૧૩૩ ૧૩૪)

૩ આના પરિચય માટે જુઓ H C L J (p 139) અને **આ૦ દિ૦** (પૃ ૧૨૬ ૧૨૮)

પૈકી એક છે આ [1]ઉવંગ ઉપર ૧૧૯૨ શ્લોક જેવડી વૃત્તિ હરિભદ્રસૂરિએ સરળતમા રચી છે એની એક હાથપોથી જેસલમેરના અને એક પાટણના ભંડારમા છે તેમા પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રંથસૂચી (ભા ૧, પૃ ૧૨૩)મા આ વૃત્તિની તાડપત્રીય પ્રતિની નોંધ છે સાથે સાથે ત્યા નીચે મુજબની પુષ્પિકા છે —

" समाप्ता जीवाभिगमा ययनशास्त्रप्रदेशटीका कृतिर्हरिभद्राचार्यस्येति "

આ ઉપરથી એ વાત ફલિત થાય છે કે આ વૃત્તિને પ્રદેશ–ટીકા કહે છે જૈ૦ભાં૦ગ્રં૦સૂ૦મા જે હાથપોથી છે તેમા ૧૩૫ પત્ર છે ગ૦સ૦સ૦ની સુમતિગણિકૃત ટીકામા જે હારિભદ્રીય વૃત્તિનો ઉલ્લેખ છે તે આ જ હશે એનો 'લઘુવૃત્તિ' તરીકેનો ઉલ્લેખ મલયગિરિસૂરિકૃત વૃત્તિની અપેક્ષાએ હશે

(૫૬) [2]દશવૈકાલિકટીકા યાને (૧૪૭) શિષ્યબોધિની

ગ૦સ૦મ૦ની સુમતિગણિકૃત ટીકા પ્રમાણે હરિભદ્રસૂરિએ [3]દસવેયાલિય નામના જૈન આગમ ઉપર બે ટીકાઓ રચી છે એમાથી મોટી ૬૮૫૦ શ્લોક જેવડી ટીકા છપાઈ છે એનો પ્રારભ " जयति विजितान्य' થી થાય છે આ ટીકામા જે ગાથાઓ સામાન્ય રીતે ઉપલક દષ્ટિએ નિજ્જુત્તિની ગણાય એવી ૬૩ ગાથાઓ ભાસની છે એમ સ્પષ્ટપણે એ દરેક ગાથા માટે કહેવાયુ છે

આ મુદ્રિત ટીકાની પ્રશસ્તિમા એનો શિષ્યબોધિની તરીકે નિર્દેશ છે

---

૧ આ આગમ ઉપર ૧૫૦૦ શ્લોક જેવડી ચુણ્ણિ છે એ છપાવવી ઘટે

૨ ઈ સ ૧૯૦૦મા આ ટીકા ભીમસી માણેક તરફથી પ્રસિદ્ધ થઈ હતી ઈ સ ૧૯૧૮મા આ ટીકા મૂળ અને નિજ્જુત્તિ સહિત "દે લ જૈ પુ સંસ્થા" તરફથી પ્રકાશિત થઈ છે

૩ આના પરિચય માટે જુઓ HCLJ (pp 153 157) અને આ૦ દિ૦ (પૃ ૧૬૪ ૧૬૬)

**સાધન**—દસવેયાલિયની ૧૨ચુણ્ણિ (પત્ર ૫૪ ને ૫૫)માંની બે કથાઓ અક્ષરશઃ આ **શિષ્યબોધિની**માં જોવાય છે. વળી આ ટીકાના પત્ર ૧૦૭અગત 'વૃદ્ધવિવરણ' ચુણ્ણિ (પત્ર ૧૦૨-૧૦૩)ગત લખાણ સાથે અને પત્ર ૧૧-અગત 'વૃદ્ધવિવરણ' ચુણ્ણિ (પત્ર ૧૦૮-૧૦)ગત લખાણ સાથે મળતુ આવે છે. આ ઉપરથી એમ ભાસે છે કે આ ચુણ્ણિનો ઉપયોગ હરિભદ્રસૂરિએ આ **શિષ્યબોધિની** રચવામાં કર્યો છે આ ચુણ્ણિ **જિનદાસગણિ**એ રચ્યાનું ગનાય છે

**ઉલ્લેખ**—પત્ર ૩૨અ-૩૨આમાં **ધ્યાનશતક**નો ઉલ્લેખ છે.

**પાઠ્ય કથાઓ**—મુદ્રિત ટીકામાં જ૦મ૦માં કથાઓ છે. એમાં પત્ર ૫૫અ-૫૫આમાં કાપડીની કથા છે. બેમાથી ગમે તે ઉત્તર આપે તો બને એવી એક કથા પત્ર ૫૬આમાં છે.

પત્ર ૧૦૨આ-૧૦૩અમાં **સેણિય** (**શ્રેણિક**)નો વૃત્તાત છે **બૃહત્કથાકોશ**માં આ વૃત્તાત પૃ. ૧૩-૧૪ માં સંસ્કૃતમાં છે.

પત્ર ૩૫આ ૩૬અ, ૪૬આ-૪૮આ અને ૧૦૩આ-૧૦૪અમાંની કથાઓનુ થડ (motif) **બૃહત્કથાકોશ**ની ૨૮, ૬૮ અને ૧૭ એ ક્રમાંકવાળી કથાઓના થડ (motif)નુ સ્મરણ કરાવે છે

ધૂર્તના મુખે ઉચ્ચારાતુ અને બૌદ્ધ સાધુ તરફ કટાક્ષ રજૂ કરતુ નીચે મુજબનુ સુંદર સંસ્કૃત ૨પદ્ય પત્ર ૫૪આમાં છે :—

"कन्थाऽऽचार्याघना ते, ननु शफरवधे जालमश्नासि मत्स्यान् ?
ते मे मद्योपदंशान्, पिबसि ? ननु युता वेश्यया, यासि वेश्याम् ? ।

---

૧ આ 'ઋ કે ત્રે સંસ્થા'' તરફથી વિ સં. ૧૯૮૮માં છપાઈ છે

૨ આ પદ્યના સારાંશ **દસવેયાલિય**ની ચુણ્ણિ (પૃ ૫૪૫૫)માં જોવાય છે

कृत्वाऽरीणां गलेऽङ्‌घ्रीं, क नु तव रिपवो ? येषु सन्धिं छिनद्मि
चौरस्त्वं ? द्यू(?घू)तहेतोः, कितव इति कथं ? येन दासीसुतोऽस्मि॥ "[1]

આ કોઈ પ્રાચીન પાઇય પદ્યનો છાયાનુવાદ હોવાનો સંભવ છે. આ પદ્યનો ભાવાર્થ એ છે કે એક બૌદ્ધ સાધુએ કંથા જેવું વસ્ત્ર પહેર્યું હતું. તેને એક ધૂર્ત પૂછે છે: હે આચાર્ય (સાહેબ)! તમારી કંથા સઘન નથી—છિદ્રવાળી છે તેનું શું કારણ ?

બૌદ્ધ—માછલી પકડવાની એ જાળ છે.

ધૂર્ત—શું તમે માછલાં ખાઓ છો ?

બૌદ્ધ—મદિરાથી મત્ત બનતાં એ હું ખાઉં છું.

ધૂર્ત—શું તમે મદિરા પીઓ છો ?

બૌદ્ધ—જ્યારે હું વેશ્યાનો સંગ કરું છું ત્યારે એમ કરું છું.

ધૂર્ત—શું તમે વેશ્યાગમન કરો છો ?

બૌદ્ધ—દુશ્મનોના ગળા ઉપર પગ મૂકીને—તેમને લાત માર્યા બાદ એમ કરું છું.

ધૂર્ત—તમને વળી દુશ્મનો શા ?

બૌદ્ધ—જેમના ઘરના સાંધા મેં ભાંગ્યા હોય તે.

ધૂર્ત—શું તમે ચોર છો ?

બૌદ્ધ—ના રે, એ તો જુગારને અંગે.

ધૂર્ત—શું તમે ધૂર્ત છો ?

બૌદ્ધ—હું તો દાસીનો પુત્ર છું.

---

१ H I L (Vol. II, p. 485n)માં કહ્યું છે કે આવી હકીકત એક બૌદ્ધ-સિંહલી સંવાદમાં, વલ્લભદેવકૃત **સુભાષિતાવલી** (શ્લો. ૨૪૦૨)-માં, ક્ષેમેન્દ્રકૃત **લોકપ્રકાશ** ઇત્યાદિમાં જોવાય છે.

**વૃદ્ધવાદ અને [1]સીમંધરસ્વામી—દસવેયાલિયની બીજી** ચૂલિયાના આદ્ય પદ્યમા સર્વજ્ઞે કહેલા શ્રુતરૂપ ચૂલિકાનુ હુ પ્રવચન કરીશ એવો જે ઉલ્લેખ છે એને અનુલક્ષીને ટીકા ( પત્ર ૨૭૯અ )મા હરિભદ્રસૂરિએ નીચે પ્રમાણેનો 'વૃદ્ધવાદ' રજૂ કર્યો છે :—

કોઇક આર્યાએ અસહિષ્ણુ અને કુરગડુક જેવા સંયમીને ચાતુર્માસિકાદિમા ઉપવાસ કરાવ્યો એ સંયમી એ આરાધના વડે કાળધર્મ પામી ગયા. આ ઉપરથી એ આર્યાને વિચાર આવ્યો કે મેં આ ઋષિની હત્યા કરી છે. આથી એ શોકાતુર બની. એણે તીર્થંકરને આ બાબત પૂછી જોવાનો વિચાર થયો એ આર્યાના ગુણોથી આકર્ષાયેલ દેવતા (દેવી) એને **સીમ**ધરસ્વામી પાસે લઈ ગઇ એણે ભગવાનને પૂછ્યું ત્યારે ભગવાને જવાબ આપ્યો કે તારું ચિત્ત દુષ્ટ નથી, તુ હત્યારી નથી આમ કહી ભગવાને એને આ ચૂલા ( ચૂલિકા ) આપી.

અહી જે **સીમ**ધરસ્વામીનો ઉલ્લેખ છે એથી પ્રાચીન ઉલ્લેખ આ તીર્થંકર વિષે **વસુદેવહિંડી** (પેઢિના, પૃ ૮૪)મા છે. આ કૃતિ તો હરિભદ્રસૂરિની પૂર્વેની છે જ[2] એટલે આવા ઉલ્લેખને બાદ કરતા **સીમ**ધરસ્વામીનો નિર્દેશ કરનાર તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ ગણાય

**પુદ્ગલ એટલે જીવ—દસવેયાલિયની** નિજ્જુત્તિ (ગા ૭૭) માના 'પોગ્ગલ'નો અર્થ એની ટીકા (પત્ર ૫૦આ)મા હરિભદ્રસૂરિએ

---

૧ એમના સ બ ધમા કેટલીક હકીકત મે મારા લેખ નામે "શ્રીસીમ ધર સ્વામી સ બ ધી સાહિત્ય"મા આપી છે આ લેખ "આ૦ પ્ર૦" ( પુ ૪૮, અ ૧૧-૧૨ )મા છપાયો છે. કેટલીક બીજી હકીકત મે **સીમંધરસ્વામી-શોભાતરંગ**ની પ્રસ્તાવનામા આપી છે.

૨ ઇસિભાસિય (પ.  )મા પણ **સીમ**ધરસ્વામી વિષે ઉલ્લેખ છે

'જીવ' કર્યો છે. તત્ત્વાર્થસૂત્ર (અ૦ ૫, સૂ. ૨૩)ના સ્વોપજ્ઞ ભાષ્ય (ભા. ૧, પૃ. ૩૫૪)માં પુદ્ગલનો અર્થ 'જીવ' કરાયો છે.

**પાંચ પ્રકારનાં પુસ્તકો**—દસવેયાલિય (અ. ૧)ની ટીકા (પત્ર ૨૫અ)માં પ્રાચીનોએ કહ્યું છે એવા ઉલ્લેખપૂર્વક પુસ્તકોના પાંચ પ્રકારોને લગતી નીચે મુજબની પાંચ ગાથાઓ રજૂ કરાઈ છે.:—

"गंडी कच्छवि मुट्ठी संपुडफलए तहा छिवाडी अ।
एयं पोत्थयपणय पण्णत्तं वीयराएहिं ॥ १ ॥
बाहल्लपुहुत्तेहिं गंडीपोत्थो उ तुल्लओ दीहो।
कच्छवि अंते तणुओ मज्झे पिहुलो मुणेअव्वो ॥ २ ॥
चउरंगुलदीहो वा वट्टागिति मुट्ठिपोत्थगो अहवा।
चउरंगुलदीहो चिअ चउरस्सो होइ विण्णेओ ॥ ३ ॥
संपुडओ दुगमाई फलगा, वोच्छं छिवाडिमेत्ताहे।
तणुपत्तोसिअरूवो होइ छिवाडी बुहा बेंति ॥ ४ ॥
दीहो वा हस्सो वा जो पिहुलो होइ अप्पबाहल्लो।
तं मुणियसमयसारा छिवाडिपोत्थं भणंतीह ॥ ५ ॥"

આનો ભાવાર્થ નીચે મુજબ છે:—

વીતરાગ જનોએ પુસ્તકના (૧) ગંડી, (૨) કચ્છપી, (૩) મુષ્ટિ, (૪) સંપુટફલક અને (૫) સૃપાટિ એમ પાંચ પ્રકારો દર્શાવ્યા છે. તેમાં જે જાડાઈ અને પહોળાઈમાં સરખું તેમ જ લાંબું હોય તે [1]'ગંડી'-પુસ્તક છે. [2]'કચ્છપી'-પુસ્તક છેડે પાતળું અને

---

૧ ગંડીનો અર્થ ગંડિકા એટલે કાતળી કરી એના આકારનું આ પુસ્તક હોવાની કલ્પના કરાઈ છે. ગંડી એ 'ગાંઠ' અર્થવાળા 'ગ્રંથિ'નું અપભ્રષ્ટ રૂપ તો નહિ હોય એવી કલ્પના કરી આ પુસ્તકને વિશિષ્ટ ગાંઠવાળું માનવા કેટલાક પ્રેરાય છે. તાડપત્રીય પચાસેક પાનાની પ્રતને આ સાથે કોઈ કોઈ સરખાવે છે. જુઓ સન્મતિ પ્રકરણની પ્રસ્તાવના (પૃ. ૫).

૨ 'કચ્છપી'નો અર્થ 'કાચબી' થાય છે. આ જાતનું પુસ્તક મારા જોવામાં આવ્યું નથી.

વચમા પહોળું જાણવું. ચાર આગળ લાબું અને ગોળ આકારવાળું પુસ્તક અથવા ચાર આગળ લાબું અને ચોરસ આકારનું પુસ્તક તે '[1]મુષ્ટિ'-પુસ્તક જાણવું. જે પુસ્તકની ઉપર અને નીચે બે ફલક ગાને પાટિયા હોય કે જેના પૂડા સંપુટની જેમ જોડીને ગણ્યા હોય તે '[2]સંપુટ-ફલક' પુસ્તક કહેવાય છે. જેના પાના પાતળા હોય અને જે ઊંચું હોય તેને વિબુધો '[3]સૃપાટિ'-પુસ્તક કહે છે. અથવા જે લાબું કે ટૂંકું હોય અને એ થોડુંક પહોળું એટલે કે લંબાઈ કરતા પહોળાઈમા ઓછુ હોય તેને સિદ્ધાતજ્ઞો 'સૃપાટિ'-પુસ્તક કહે છે.

આમ પરિમાણ અને આકારને લક્ષીને પુસ્તકોના પાચ પ્રકાર દર્શાવાયા છે, જ્યારે આજે તો લખવાની ઢબ અનુસાર સૂડ, ત્રિપાટ-(ઠ) અને પંચપાટ(ઠ) એવા નામો પ્રચલિત છે.

## (૫૭-૫૮) [4]દશવૈકાલિક(સૂત્ર)લઘુવૃત્તિ

**દસવેયાલિય** ઉપર જે બે ટીકા હોવાનુ મનાય છે તે પૈકી આ લઘુ ટીકા છે. આ જે ટીકા છપાયેલી છે તેથી નાની હોવી જોઈએ. પં. હરગોવિંદાસે આને (તેમ જ બૃહદ્વૃત્તિને) મુદ્રિત કહી છે એ વિચારણીય છે. એમણે આનો 'અવચૂરિ' તરીકે પણ નિર્દેશ કર્યો છે

---

૧ પ્રાચીન ભંડારોમા મળી આવતા ગુટકા અને આજની રોજનિશી (વાસરિકા) સાથે આ સરખાવાય જુઓ **સન્મતિ પ્રકરણ**ની પ્રસ્તાવના પૃ. ૫)

૨ આજે જે પુસ્તકો બાધેલા આપણે જોઈએ છીએ તેના જેવુ આ પુસ્તક કહાય હશે એજન, પૃ. ૬

૩ 'સૃપાટિ'નો અર્થ 'ચાચ' કરાય છે 'સૃપાટી'ના અર્થ એક જાતનુ માપ થાય છે

૪ **પ૦ ભાં૦ ગ્રં૦સૂ૦** (વિ ૧. પૃ ૮૬)મા આ નામની હારિભદ્રીય કૃતિની નોધ છે શુ એ મુદ્રિત ટીકાથી ભિન્ન છે ખરી ?

## ( ૭૨ ) ધ્યાનશતકવૃત્તિ

જિનભદ્રગણિએ જે ઝાણજ્ઝયણ રચ્યું છે અને જે ધ્યાનશતક તરીકે સુપ્રસિદ્ધ છે તેના ઉપરની જે ટીકા **આવસ્સયની** હારિભદ્રીય ટીકામાં આવી જાય છે તે જ આ હોવી જોઈએ. આ હિસાબે તો આ મુદ્રિત છે. **પ્રતિક્રમણવિધિપ્રકાશ**માં ધ્યાનશતકની વૃત્તિના કર્તા તરીકે હરિભદ્રસૂરિનો ઉલ્લેખ છે. ઝાણજ્ઝયણને કેટલાક **આવસ્સયનો** ભાગ ગણે છે.

## ( ૭૩ ) [1]નન્દિ(દી)ટીકા યાને ( ૭૪ ) નન્દ્યધ્યયનવૃત્તિ

**નામ**—[2]**નંદી** એ એક જૈન આગમ છે. એને અહીં **નન્દ્યધ્યયન** કહ્યું છે. એના ઉપરની આ ટીકા છે. આનું ઉપર પ્રમાણેનું નામ એની પ્રશસ્તિમાં અપાયું છે.

**પરિમાણ**—આ ટીકાનું પરિમાણ ૨૩૩૬ શ્લોક જેવડું છે.

**શંકા ને સમાધાન**—**નંદી** ( સુ. ૧૭ )માં મનઃપર્યાયજ્ઞાનને અંગેનો ઉત્તર ગૌતમ(સ્વામી)ને જે અપાયો છે તે કેવી રીતે ઘટે એ શંકા હરિભદ્રસૂરિએ ઉઠાવતાં કહ્યું છે કે આ ગ્રંથ ( **નંદી** ) તો દેવવાચકે રચ્યો છે તો પછી એકાએક ગૌતમનું સંબોધન કેમ? આનું સમાધાન હરિભદ્રસૂરિએ એમ કર્યું છે કે શંકા બરાબર છે, પરંતુ આ તો પૂર્વેનાં સૂત્રના જ આલાપકો અર્થરૂપે રજૂ કરાયા છે. જુઓ પત્ર ૪૭.

**નામોલ્લેખ**—નંદીની ટીકા ( પત્ર ૫૭ )માં ઉપયોગોને અંગેના ત્રણ મતોનો નિર્દેશ કરતી વેળા [3]જિનભદ્રગણિ, [4]સિદ્ધસેન

---

૧ આ મૂળ તેમ જ જિનદાસગણિએ શકસંવત્ ૫૯૮માં રચેલી ચુણ્ણિ સહિત "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૮માં પ્રસિદ્ધ કરાઈ છે.

૨ આના પરિચય માટે જુઓ H C L J (pp. 159-161) અને આ૦ દિ૦ ( પૃ. ૧૭૮-૧૮૨ ).

૩ જુઓ "૩૫મું ટ".

૪ જુઓ "૯૫મું ટ".

અને [1]વૃદ્ધાચાર્યનો ઉલ્લેખ છે. કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગો એકસાથે હોઇ શકે નહિ એવો મત ધરાવનારના પુરસ્કર્તા તરીકે જિનભદ્રગણિનો અને એનાથી વિપરીત મત ધરાવનારામા જાણે મુખી હોય તેમ [2]સિદ્ધસેનનો નિર્દેશ છે. વળી વૃદ્ધાચાર્યને અંગે એવો ઉલ્લેખ છે કે એઓ બંને ઉપયોગને અભિન્ન ગણે છે.[3] ઉપયોગોના સંબંધમા આમ ત્રણ મત દર્શાવનાર તરીકે ત્રણ મુનિવર્યોનો ઉલ્લેખ કરનાર તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ પદ ભોગવતા હોય એમ લાગે છે.

**અવતરણો**—આ ટીકામા સંસ્કૃતમા તેમ જ પાઇયમા અવતરણો છે. તેમા ૮૧મા પત્ર ઉપરનુ અવતરણ તે **આપ્તમીમાંસાનું** આદ્ય પદ્ય છે **પ્રમાણવાર્તિક** (૧, ૩૬) પત્ર ૫૩ ઉપર છે. **વિસેસાવસ્સયની** ગા. ૧૫૩ ને ૧૫૪ ૫૨મા પત્ર ઉપર અને ગા. ૧૫૫-૧૫૭ ૫૫મા પત્ર ઉપર છે. આ ૫૫મા પત્ર ઉપર **વિસેસા૦**માથી એક ગાથા અપાઈ છે.

**સામ્ય**—આ ટીકાની કેટલીક પાઇય કંડિકાઓ **નંદીની** ચુણ્ણિમાં સમાનરૂપે જોવાય છે એટલે આ ચુણ્ણિનો આ ટીકા રચવામા ઉપયોગ કરાયો હોવો જોઈએ એમ લાગે છે.

**મતાંતરો**—આ ટીકામા કેટલેક સ્થળે મતાતરોની નોધ છે. તે પૈકી ઉપયોગવાદને અંગેના મતાતર આપણે ઉપર જોઈ ગયા.

---

૧ જુઓ "ઉપખ ૮".

૨ આ **સિદ્ધસેન** તે **સિદ્ધસેન** દિવાકર તો નથી જ, કેમકે એમનો મત તો વૃદ્ધાચાર્યને મળતો છે શુ એઓ **આવસ્સયની** ચુણ્ણિ (ભા ૨, પ. ૨૦૦)મા નિર્દેશાયેલા **સિદ્ધસેણ** ખમાસમણ છે ?

૩ 'ઉપયોગ'ને અંગેનુ નિરૂપણ કરનારી પાઇય તેમજ અન્ય ભાષામા રચાયેલી કૃતિઓની એક કામચલાઉ સૂચી મે "ઉપયોગવાદનુ સાહિત્ય" એ નામના મારા લેખમા આપી છે આ લેખ "જૈ૦ સ૦ પ્ર૦" (વ. ૯, અં. ૮)મા છપાયો છે

**વૃત્તિ અને ઉલ્લેખ**—મલયગિરિસૂરિએ નંદી ઉપર જે વૃત્તિ રચી છે તેમાં એમણે ચુણ્ણિ તેમ જ આ હારિભદ્રીય ટીકાનો ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં એમણે આ બંનેનો વૃત્તિ રચવામાં ઉપયોગ કર્યો છે.

## (૧૦૧) પિણ્ડનિર્યુક્તિવિવૃતિ

[1]પિણ્ડનિજ્જુત્તિ એ એક જૈન આગમ છે. એના ઉપર આ સંસ્કૃતમાં વિવૃતિ છે. આ આગમ ઉપર વીરગણિએ સંસ્કૃતમાં વિ. સં. ૧૧૬૦માં વૃત્તિ રચી છે. એમાં (પત્ર ૧અમાં) એમણે હરિભદ્રસૂરિએ આ વિવૃતિ રચવાની શરૂઆત કરી અને એ 'સ્થાપના-દોષ' પર્યંતના વિભાગને અંગે રચાયા બાદ અપૂર્ણ રહેવા પામી એમ કહ્યું છે[2] તો પછી પં. બેચરદાસે આ અન્ય હરિભદ્રની કૃતિ કહી છે તે કેવી રીતે ઘટે? આજે આ વિવૃતિ કોઈ સ્થળે મળતી હોય એમ જણાતું નથી.

## (૧૦૨-૧૦૩) પ્રજ્ઞાપનાસૂત્રટીકા યાને (૧૦૬) [3]પ્રદેશવ્યાખ્યા

**નામ**—આ વીરસંવત્ ૩૭૬માં સ્વર્ગે સંચરેલા આર્ય શ્યામસૂરિકૃત [4]પણ્ણવણા નામના જૈન આગમ—ચોથા ઉવંગ ઉપરની સંસ્કૃત ટીકા છે. આ આગમનાં છત્રીસ પય (પદ) પૈકી પ્રત્યેકની

---

૧ આના પરિચયાર્થે જુઓ HCLJ (p. 159) અને આ૦ દિ૦ (પૃ. ૧૬૯).

૨ "पञ्चाशकादिशास्त्रव्यूहप्रविधायका विवृतिमस्याः ।
आरेभिरे विधातुं पूर्वं हरिभद्रसूरिवराः ॥
ते स्थापनाख्यदोषं यावद् विवृत्तिं विधाय दिवमगमन् ।
तदुपरितनी तु कैश्चिद् वीराचार्यैः समाप्यैषा ॥"

૩ જુઓ પૃ. ૨૫, ટિ. ૩.

૪ આનો પરિચય મેં HCLJ (pp. 139-140)માં તેમ જ આ૦ દિ૦ (પૃ. ૧૨૯-૧૩૦)માં આપ્યો છે.

ાના અતમા ' પ્રદેશ -યાખ્ના ' એવુ આ ટીકાનુ નામ દર્શાવાયુ
આ નામ જ બુદ્દીવપણ્ણત્તિની ટીકાનુ ' પ્રદેશ ટીકા ' નામનુ
ણ કરાવે છે

**પરિમાણ**—આ ટીકાનુ પરિમાણ જિ૦ર૦કો૦ ( વિ ૧, ૨૫૮ ) પ્રમાણે ૩૭૨૮ શ્લોક જેવડુ છે મુદ્રિત આવૃત્તિ પ્રમાણે તો ૪૭૦૦ શ્લોકનુ છે

**પરિચય**—આ ટીકામા હરિભદ્રસૂરિએ પોતાને જિનભટના ષ્ય કહ્યા છે

**વિષય**—પત્ર ૧-૨મા પ્રયોજન, અભિધેય અને સબધ એ ણનુ નિરૂપણ છે એના પછી મગળનો વિષય ચર્ચાયો છે પત્ર ૮મા ધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને અદ્ધા( કાળ )ના કરતા પહેલા ર્માસ્તિકાયનો નિર્દેશ શા સારુ છે એ બાબત પર પ્રકાશ પડાયો છે ત્ર ૮૫મા ' શરીર શબ્દ 'ની અને અન્યત્ર ગુરુની વ્યુત્પત્તિ અપાઈ પત્ર ૬ અને ૧૮મા [1] મહાવીર-વર્દ્ધમાન એવુ નામ જૈનોના ોવીસમા તીર્થંકર માટે અપાયુ છે પત્ર ૮૮મા ' [2] રજ્જુ 'નુ ક્ષણ રજૂ કરાયુ છે આ પત્ર ઉપર અદ્દુઘુદ્દ શબ્દ સાડાત્રણ ( ઊંડા ) ાટે વપરાયો છે

**મતાતર**—પત્ર ૭૧મા મતભેદની નોધ છે

**ઉલ્લેખ**—આ ટીકામા અનેક કૃતિઓના નામ છે દા ત **અનુ**

---

૧ મહાવીર અને વર્દ્ધમાન એમ બે નામો ભાટે એકત્રિત રીતે નિર્દેશ કરાયો ન હોય એમ આથી લાગે એ ગમે તેમ હો પણ આ પ્રમાણેના નિર્દેશ કેટલીક વાર જોવાય છે દા ત **વિસેસા**૰ની ટીકા (પૃ ૩) મા કોટ્યાચાર્યે *શ્રીમન્મહાવીરવર્ધમાનસ્વામિવચન*૰ એવો ઉલ્લેખ કર્યો છે

૨ આના સ્વરૂપ માટે જુઓ સટીક **ગણિતતિલક**નો મારો અગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ ૪૬ ) તેમ જ **વૈરાગ્યરસમજરી** ( ગુચ્છક ૧ શ્લો ૮ )નુ મારુ સ્પષ્ટીકરણ ( પૃ ૧૯ )

જોગદ્વાર (પત્ર ૨૫), [1]આવશ્યકટીકા (પત્ર ૨), કમ્મપયડી-સંગહણી (પત્ર ૧૪૦), [2]કર્મપ્રકૃતિસંગ્રહણિકા (પત્ર ૫૮ અને ૧૨૯), જીવાભિગમ (પત્ર ૨૮), પણ્ણત્તિ (પત્ર ૩૩), નન્દ્યધ્યયન (પત્ર ૬) અને સિદ્ધપ્રાભૃત (પત્ર ૧૧)

અવતરણ—આ ટીકામાં સંસ્કૃતમાં તેમ જ પાઇયમાં અવતરણો છે[3] ત૦સૂ૦ (અ ૧૦, સૂ. ૭)ના ભાષ્યમાંનું એક અવતરણ અંત (પત્ર ૧૫૮)માં છે

નિર્દેશ—મલયગિરિસૂરિએ પણ્ણવણા ઉપરની ટીકામાં આ પ્રદેશવ્યાખ્યાનો ઉલ્લેખ કર્યો છે

## (૧૩૬) વિશેષાવશ્યકભાષ્યવૃત્તિ

જિનભદ્રગણિએ વિસેસા૦ રચ્યું છે જૈ૦ભાં૦ગ્રં૦સૂ૦ (પૃ ૩૮)માં આ ભાસની વૃત્તિ હરિભદ્રની હોવા વિષે શંકા દર્શાવાઈ છે પૃ ૯૨માં આ આવસ્સયની વૃત્તિ તો નથી એવો પ્રશ્ન ઉઠાવાયો છે

## જૈન અનાગમિક કૃતિઓનાં વિવરણો

### (૨૪) કર્મસ્તવ-વૃત્તિ

મ કિ મહેતાએ આની નોંધ લીધી છે, પ બેચરદાસે "જૈ૦ ગ્રં૦" (પૃ ૧૧૬)નો આ બાબતમાં ઉલ્લેખ કર્યો છે આ સંબંધમાં જિ૦ર૦કો૦ (વિ ૧, પૃ ૭૪) જોતાં એમ જણાય છે કે [4]જિનવલ્લભે

1 આના કર્તા હરિભદ્રસૂરિ પોતે હોય એમ લાગે છે

2 આ જ શિવશર્મસૂરિકૃત કમ્મપયડિ છે આ બાબત મેં "કમ્મપયડિ અને (બંધ)સયગ" નામના મારા લેખ (પૃ ૨૬)માં દર્શાવી છે આ લેખ "આ પ્ર" (પુ ૪૮, અં ૨)માં છપાયો છે

3 આ૦જ૦પ૦ (ખંડ ૨)ના ઉપોદ્‌ઘાત (પૃ ૬૨)માં મેં ચાર અવતરણો આપ્યાં છે

4 આ નામ ખોટું છે જુઓ चत्वारः कर्मग्रन्थाः (પરિશિષ્ટ ૬, પૃ ૧૭).

૫૭ ગાથામાં 'પ્રાચીન' **કમ્મત્થય** રચ્યો છે. તેના ઉપર જિનદેવના શિષ્ય હરિભદ્રની ટીકા છે અને આ હરિભદ્ર પ્રસ્તુત નથી એટલે આ કૃતિ ખોટી ગણાવાય છે.

## (૨૮) ક્ષેત્રસમાસવૃત્તિ

આ સંબંધમાં પં. હરગોવિંદદાસે કીલહૉર્નના હેવાલ (પૃ. ૭૮)નો અને વેબરના બીજા હેવાલ (પૃ. ૯૮૭)નો ઉલ્લેખ કર્યો છે, પરંતુ **જિનભદ્રગણિકૃત ખેત્ત–સમાસ જે બૃહત્–ક્ષેત્રસમાસ** તરીકે ઓળખાવાય છે એના ઉપર તો અન્ય હરિભદ્રે વિ. સં. ૧૧૮૫માં વૃત્તિ રચી છે એટલે આ કૃતિ અપ્રસ્તુત છે. **જૈ૦ભાં૦ગ્રં૦સં૦** (પૃ. ૯૧)માં પ્રસ્તુત હરિભદ્રસૂરિની આ વૃત્તિ હોવા વિષે શંકા દર્શાવાઈ છે.

## (૪૯) [1]તત્ત્વાર્થસૂત્રલઘુવૃત્તિ યાને (૪૫) ડુપડુપિકા

**પ્રણેતા**—વિદ્યાવારિધિ ઉમાસ્વાતિ વાચકે **તત્ત્વાર્થસૂત્ર** રચી એને સ્વોપજ્ઞ ભાષ્ય વડે વિભૂષિત કર્યું છે. આ બંનેના સ્પષ્ટીકરણરૂપે સંસ્કૃતમાં ઉપર્યુક્ત ટીકા હરિભદ્રસૂરિએ રચી છે. આ ટીકા કોઈક કારણસર પૂરેપૂરી મળતી નથી; કદાચ એ પૂરી રચાઈ જ નહિ હશે. એ અપૂર્ણ ટીકા યશોભદ્રસૂરિ અને એના [2]શિષ્યે પૂર્ણ કરી. અ. ૬ના [3]સૂ. ૨૩ના અમુક ભાગ પૂરતી—પત્ર ૧–૨૭૫ સુધીની ટીકા

---

૧ આ મૂળ અને ભાષ્ય તેમ જ આગમોદ્ધારકના સંસ્કૃત ઉપક્રમ અને એ સંપાદકે રજૂ કરેલ સંસ્કૃત વિષયાનુક્રમ, સાક્ષીપાઠો અને ભાષ્યાનુક્રમ સહિત "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૩૬માં છપાવાઈ છે.

૨ આ શિષ્યે ટીકાના અંતમાં કહ્યું છે કે હરિભદ્રસૂરિએ પહેલા સાડા-પાંચ અધ્યાયની ટીકા રચી. ભગવાન 'ગંધહસ્તી' સિદ્ધસેને નવીન અને નવ્ય વાદસ્થાનોથી વ્યાપ્ત એવી ટીકા બનાવી. એ નવીન ટીકાનો શેષ ભાગ આચાર્યે (યશોભદ્રે) અને બાકીનો મેં ઉદ્ધૃત કર્યો છે.

૩ અ. ૬, સૂ. ૧૫ સુધીની ટીકામાં સમુદાયાર્થ અને અવયવાર્થ છે. સૂ. ૧૬–૨૨ની ટીકામાં સમુદાયાર્થ અને અવયવાર્થવાળી શૈલી યોજાઈ નથી, પણ સૂ. ૨૩ માટે તેમ છે.

હરિભદ્રસૂરિએ રચી છે એમ એના સંપાદક આગમોદ્ધારકનું માનવું છે ત્યાર બાદ આ ૮ સૂત્રગત 'नियमसत्ता' એ શબ્દગુચ્છને સમજાવતી અને અ૦ ૧૦, સૂ૦ ૬ પૂરતી—પત્ર ૨૭૫ ૫૨૧ સુધીની ટીકા યશોભદ્રસૂરિએ રચી છે, અને બાકીની એમના શિષ્યે રચી છે યશોભદ્રસૂરિકૃત ટીકાનો અમુક અંશ અન્ય કોઈની રચના હોય એમ નવમા અધ્યાયની ટીકાની પુષ્પિકા જોતાં જણાય છે યશોભદ્રસૂરિના શિષ્યના મતે સાડાપાંચ અધ્યાય પૂરતી ટીકા હરિભદ્રસૂરિએ રચી છે પત્ર ૧-૨૭૫ સુધીની ટીકા હરિભદ્રસૂરિકૃત છે એ સિદ્ધ કરવા માટે આ ટીકાના સંપાદક આગમોદ્ધારકે નીચે મુજબના ભાવાર્થવાળા ત્રણ કારણો રજૂ કર્યાં છે —

(૧) [1]સમુદાયાર્થ અને [2]અવયવાર્થની પૃથક્તા સાડાપાંચ અધ્યાય સુધી છે એટલે એટલો ભાગ હારિભદ્રીય વૃત્તિનો છે આ વાતને યશોભદ્રસૂરિના શિષ્યનું કથન સમર્થિત કરે છે

(૨) સિદ્ધસેનીય ટીકા કરતાં આ વૃત્તિ પ્રાચીન છે સિદ્ધસેનગણિ કરતાં ચૌદસો ગ્રન્થના પ્રણેતા હરિભદ્રસૂરિ પૂર્વકાલીન છે નિર્દેશાદિ સૂત્રને વિષે જ્ઞાનાવરણીયાદિ સમ્યક્ત્વના આવરણરૂપ છે એ મતનું હરિભદ્રસૂરિએ નિરસન કર્યું છે (પત્ર ૪૨), જ્યારે સિદ્ધસેન ગણિએ એ મત સ્વીકાર્યો છે (પૃ ૫૭) વળી અ ૬, સૂ. ૧૬મા નારક આયુષ્યના આસ્રવના નિરૂપણ પ્રસંગે હરિભદ્રસૂરિએ માંસાહારાદિનો સંગ્રહ સ્વીકાર્યો છે, જ્યારે સિદ્ધસેનગણિએ એનું નિરસન કર્યું છે એથી કરીને હારિભદ્રીય વૃત્તિ સિદ્ધસેનીય ટીકાથી પ્રાચીન છે

(૩) હરિભદ્રસૂરિએ જેમ **વીસવીસિયા**મા સમ્યક્ત્વના લક્ષણરૂપ આસ્તિક્ય ઇત્યાદિની પશ્ચાનુપૂર્વી દર્શાવી છે તેમ "तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्" એ સૂત્રની વૃત્તિ (પત્ર ૨૦)મા કર્યું છે

૧ ૨ જુઓ પૃ ૨૧૫ ટિ ૩

( ૪ ) નિર્ગ્રન્થોક્ત શ્રેણીની પરિધિ વગેરેનું માપ સૂચવનાર કેટલાક સૂત્રો કૃત્રિમ છે એમ બને ટીકાકારોએ કહ્યુ છે, પરંતુ એ માટે શબ્દોની સમાનતા છે.

( ૫ ) અન્તર્દ્વીપને લગતુ ભાષ્ય દુર્વિદગ્ધને હાથે સર્વ૪ નાશ પામ્યાની વાત બનેને સમ્મત છે.

( ૬ ) હરિભદ્રસૂરિએ "वीरं प्रणम्य "થી જે મંગલાચરણ કર્યું છે તેનાથી જ કારિકાઓની વ્યાખ્યા દેવગુપ્તસૂરિએ શરૂ કરી. એ જ વ્યાખ્યા સિદ્ધસેનગણિએ પોતાની ટીકાના પ્રારંભમા સ્વીકારી છે.

( ૭ ) પ્રસ્તુત પ્રારંભ તો 'અનુગમનિકા' પૂરતો જ છે એવો જે ઉલ્લેખ અનેક સ્થળોમા છે તેવો જ ઉલ્લેખ **આવસ્સયના** વિવરણ વગેરેમા હરિભદ્રસૂરિએ કર્યો છે.

( ૮ ) જેમ હરિભદ્રસૂરિએ **અષ્ટક-પ્રકરણમા** તેમ જ **લલિત-વિસ્તરા** નામની વ્યાખ્યામા જિનેશ્વરની 'વરબોધિ'ની પ્રાપ્તિનુ પ્રરૂપણ કર્યું છે તેમ અહીં "य शुभकर्मासेवन०" એ આર્યા ( ૧૧મી કારિકા )ની ટીકામા કર્યું છે

( ૯ ) અન્તે—અનેક સ્થળોમા આ ગ્રંથમા વિવેચન કર્યું છે અને અન્યત્ર નિર્ણય કર્યો છે એ જાતના [1]અતિદેશો (ભલામણો) સૂચવે છે કે વૃત્તિકાર હરિભદ્રસૂરિએ અનેક અગાધ ગ્રંથો રચ્યા છે.

( ૧૦ ) અ૦ ૨મા જીવના ભેદના અધિકારમા પ્રાભૃતકારના નામે જે બે ગાથા ઉદ્ધૃત કરી છે તે અધુનાતન ગ્રંથોમા ઉપલબ્ધ નથી તેમ જ એ ગાથાવાળો મૂળ ગ્રંથ પણ મળતો નથી

આ દસ કારણોમાથી ૧, ૩, ૭ અને ૯ સબળ છે અને બીજા કારણ તો આભાસમાત્ર છે એમ પં. સુખલાલે કહ્યુ છે [2]

---

૧ જુઓ ઉપક્રમ ( પત્ર ૧૬ )

૨ જુઓ ગુજરાતી વ્યાખ્યા સહિત **તત્ત્વાર્થસૂત્રનો** પરિચય ( પૃ ૫૬, દ્વિતીય આવૃત્તિ )

**પાહુડો**—હરિભદ્રસૂરિકૃત ટીકા ( પત્ર ૧૧૯ )માં કોઈક પાહુડમાંથી [1]બે ગાથા ઉદ્ધૃત કરાઈ છે. આ ગાથા આથી કોઈ પ્રાચીન કે અર્વાચીન કૃતિમાં હોય એમ જાણવામાં નથી. અ૦ ૨, સૂ૦ ૨૭ની સિદ્ધસેનીય ટીકા (પૃ. ૧૮૧)માં નિરુક્ત-પ્રાભૃતનો ઉલ્લેખ છે.

**સામ્ય**—અ૦જ૦પ૦ની સ્વોપજ્ઞ વ્યાખ્યા અને ડુપડુપિકામાં કેટલાક વિષયોની સમાનતા છે. દા. ત. અવગ્રહાદિનું નિરૂપણ અને 'સત્'ની વ્યાખ્યા (જુઓ અ૦જ૦પ૦ના દ્વિતીય ખંડના મારાં ટિપ્પણોનાં પૃ. ૨૯૩, ૩૦૨ અને ૩૨૩). આમ હોવા છતાં એક ગ્રંથમાં બીજાની ભલામણ કરાઈ નથી.

**વ્યુત્પત્તિ**—આ ટીકામાં અનેક શબ્દોની વ્યુત્પત્તિ અપાઈ છે. દા. ત. અધિકરણ ([2]૨૬૧), [3]અપરાજિત (૨૦૧), અવયવ (૨૧૨), આચાર્ય (૨૭૬), કર્મ (૨), કાલ (૧૯૩), ક્ષેત્ર (૫૧), ગ્રૈવેયક (૨૦૦), છેદન (૨૬૧), તીર્થ (૬), દેવ (૧૫૧), દોષ (૩), દ્રવ્ય (૨૧૩), નરક (૧૫૭), નિક્ષેપ (૨૬૫), નિપાત (૧૭), પૂર્વ (૧૪૫), ભવનવાસી (૧૮૯), ભેદન (૨૬૧), યોનિ (૧૩૫), લિંગ (૧૧૩), લેશ્યા (૧૧૪), વિનય (૨૭૫), વિભુ (૧૦), વ્યંતર (૧૯૦), શરીર (૧૩૭), સર્વાર્થસિદ્ધ (૨૦૧) અને સૌધર્મ (૨૦૦).

---

૧ આ ગાથાઓ નીચે મુજબ છે :—

"परिगव्विद संपुड तत्तिगा य तत्त तत्तिग त्ति चउभेआ ।
धम्मा मात्राण जए विण्णेआ बुद्धिमंतेहिं ॥

पात्तेयरेहिं सुहुमाइणाई जगमुत्तिभायगं चेव ।
समयादिएसु अ तहा पना य पते जहानस्स ॥"

૨ આ પત્રાંક છે.

૩ બે રીતે.

ન્યાયો—આ ટીકામા કેટલાક ન્યાયોનો—કેટલીક [1]નીતિઓનો ઉલ્લેખ છે જેમકે 'અન્યથ' ન્યાય (પત્ર ૧૨૮). આ ઉપરાત ન્યાય અને નીતિ માટે નીચે મુજબ નિર્દેશ છે.—

"समुदायेषु हि शब्दा प्रवृत्ता अवयवेष्वपि प्रवर्तन्ते" (પત્ર ૫૮)

"तात्स्थ्यात् तद्व्यपदेश" (પત્ર ૧૬૧ અને ૧૯૧)

**અન્ય વ્યાખ્યા અને મતભેદ**—કુપકુપિકામા કેટલેક સ્થળે અન્ય પ્રકારની વ્યાખ્યાની તેમ જ કોઈ કોઈ સ્થળે મતાતરની નોધ છે ઉદાહરણાર્થે જુઓ પત્ર ૩૪, ૩૬, ૪૭, ૬૬, ૭૦, ૯૬, ૧૧૫, ૧૩૦, ૧૩૧, ૧૩૩ ને ૨૪૭ આ ઉપરથી મારુ માનવુ એ છે કે ભાષ્યની રચના બાદની કોઈક ટીકા કે ટીકાઓ હરિભદ્રસૂરિની સામે હતી

**ઉલ્લેખો અને અવતરણો**—કેટલાક અવતરણો **નંદી, પ્રજ્ઞાપના** (પત્ર ૨૩૦) વગેરે આગમોમાથી અપાયા છે આ ટીકામા **આચાર** (પત્ર ૭૫), **રાજપ્રસેનકીય** (પત્ર ૭૬), **આવશ્યક** (પત્ર ૧૭૦) અને **સમ્મતિ** (પત્ર ૨૬૯)નો ઉલ્લેખ છે વળી **પ્રશમરતિ**માથી અને,તે પણ ઉમાસ્વાતિની જ છે એવા સૂચનપૂર્વક એમાથી ગાથાઓ અપાઈ છે (દા ત જુઓ પત્ર ૨૭૭) **વિસેસા૦**માથી પણ અવતરણ અપાયા છે દા ત જુઓ પત્ર ૫૭ પત્ર ૬૯મા **જિનભદ્રગણિ**ને 'ભાષ્યકાર' કહ્યા છે

૧૫૯મા ને ૧૬૦મા પત્રમા તેમ જ ૧૮૮મા, ૧૯૨મા અને ૧૯૩મા પત્ર ઉપર જે ગાથાઓ અવતરણરૂપે અપાઈ છે તે ક્યાની છે?

**સૂત્રની રચના**—સૂત્રની રચનાનો અમુક પ્રકાર જ કેમ એ બાબત—સમાસ અને વચનને અગે વિચારણા એ બાબત [2]કેટલીક વાર હાથ ધરાઈ છે બીજા અધ્યાયમા કેટલાક જે નવીન સૂત્રો રચાયા છે તે

[1] જુઓ પ. ૧૬૧

[2] દા ત જુઓ પત્ર ૨૧

નિરર્થક છે—ઉમાસ્વાતિનો સક્ષિપ્ત લખાણ રજૂ કરવાના ઇરાદાને અનુરૂપ નથી એમ પત્ર ૧૭૫મા કહ્યુ છે

**પાઠ વિષે ચર્ચા**—અમુક પાઠ સૂત્રનો છે કે ભાષ્યનો એ વાત ચર્ચાઈ છે [1]

**અંતરદ્વીપનું ભાષ્ય**—૫૬ અતરદ્વીપને બદલે ૯૬ને લગતા ભાષ્યનો ઉદ્ભવ 'સૈદ્ધાંતિકપાશ'ને આભારી છે એમ પત્ર ૧૮૧મા કહેવાયુ છે

**વાદ્યો**—મૃદગ, પણવ, વીણા, નિસિગિકા ઇત્યાદિનો ઉલ્લેખ પત્ર ૨૨૯મા છે

**'અન્યત્ર' શબ્દનો પ્રયોગ**—આ શબ્દ દ્વારા હરિભદ્રસૂરિએ આ ટીકા પોતે રચ્યા પૂર્વેના ગ્રંથોનો પ્રાય બોધમા નિર્દેશ કર્યો છે જુઓ પત્ર ૧૮, ૨૩, ૪૯, ૬૭, ૭૦, ૧૦૮ અને ૧૨૦

પત્ર ૪૯મા **આવશ્યક-ટીકા**નો સ્પષ્ટ ઉલ્લેખ છે.

**પુસ્ત-કર્માદિ**—પુસ્ત કર્મ, કાષ્ઠ કર્મ વગેરેનુ નિરૂપણ પત્ર ૨૬૭મા છે

**ઉમાસ્વાતિ વિષે નિર્દેશ**—સૂત્રકાર, ભાષ્યકાર અને સૂરિ (૨૪૭) એમ વિવિધ રીતે ઉમાસ્વતિ વિષે નિર્દેશ કરાયો છે

**વૃદ્ધ**—આ નામથી 'વૃદ્ધ'નો ૭૨, ૧૫૩ અને ૨૦૬ એ ક્રમાક વાળા પત્રોમા ઉલ્લેખ છે

**ગુરુ**—આ પ્રમાણેનો નિર્દેશ ૨૩૨ અને ૨૪૮ એ ક્રમાકવાળા પત્રોમા છે

**આચાર્યને નામે ઉલ્લેખો**—૧૧૭, ૧૨૧, ૧૩૧, ૧૩૩, ૧૫૧, ૧૫૩, ૧૬૪ અને ૧૮૮ એ ક્રમાકવાળા પત્રોમા 'આચાર્ય'ને નામે ઉલ્લેખ છે

---

૧ જુઓ પત્ર ૯૭

પત્ર ૧૯૮ પર સંપાદકનું નીચે મુજબ ટિપ્પણ છે:—

"योजनशतसहस्रपरिमाणो निर्गमनाद् अन्नमयोदगाभावात्रित्रि निवर्तनीया धर्मा, ध्यानेन तस्या यथाज्ञातिता"

**ગણિતની પરિભાષા**—ઉમાસ્વાતિએ ગણિતની કેટલીક પરિભાષા દર્શાવી છે. હરિભદ્રસૂરિએ 'કરણ' તરીકે અપવર્તન અને ઉદ્વર્તનનો ઉલ્લેખ કર્યો છે.[2] આ સૂરિએ 'ગણિતનો પ્રમાણ છે' એમ પત્ર ૧૬૭મા કહ્યુ છે એથી પ્રસ્તુત પરિહારિને લગતા આ જાતના ઉલ્લેખને સમર્થન કરનાર પાઠનો અભાવ, નહિ કે ગણિતના યથાયોગ્ય બોધનો અભાવ સૂચિત હોય એમ લાગે છે.

**પ્રકીર્ણક**—પત્ર ૪મા 'ગડાગમ' શબ્દ છે.

પત્ર ૯૦મા સૂર્યકાંત અને ચંદ્રકાંત એ બે જાતના મણિનો ઉલ્લેખ છે.

ભાષ્યગત પંચમગતિના સ્પષ્ટીકરણ તરીકે 'સિદ્ધગતિ' એમ સમજાવાયું છે (પત્ર ૧૦૩)

શાસ્ત્રમા રુદ્ર વગેરે દેવતાનો ઉલ્લેખ નથી એમ પત્ર ૩૦મા કહ્યુ છે.

પત્ર ૯મા 'વૃદ્ધવાદ'ની નોંધ છે.

'પૃથક્ત્વ' સંજ્ઞા પત્ર ૧૪૯મા વપરાઈ છે

બાલનપના પ્રકારો ગણાવતા ઉદ્વર્તન અને ગૃધ્રભક્ષણનો નિર્દેશ પત્ર ૨૭૩મા છે.

---

૧ જુઓ ભા ૧, પૃ ૨-૬

૨ ગુણકાર અને ભાગહાર એ બેના તો ઉમાસ્વાતિએ નિર્દેશ કર્યો છે હરિભદ્રસૂરિએ પ્રતરકરણ (પ ૧૬૭) અને પરિવર્તુલ (પત્ર ૧૯૨)નો ઉલ્લેખ કર્યો

સકલાદેશ અને વિકલાદેશ વિષે પત્ર ૨૮૩ અને પત્ર ૨૪૫મા અનુક્રમે થોડુંક નિરૂપણ છે

બ્રાહ્મી વગેરેના યોગથી ગંધાદિ વડે જીભના સ્પર્શની નિર્મળતા થાય છે એ વાત પત્ર ૧૨૨મા જણાવાઈ છે

ધાતુના અનેક અર્થ થાય છે (પત્ર ૯૭) ઇત્યાદિ વ્યાકરણને લગતી બાબતો સૂત્રો વગેરે આપી સૂચવાઈ છે

'અદ્ધયમ' શબ્દ [1]'સાડા ચાર' માટે પત્ર ૧૬૦મા વપરાયો છે

પત્ર ૧૬૩મા ધનુષ્ય સબંધી શ્લોક છે

૮૮ ગ્રહો સમજાવતા 'ભસ્મરાશિ' વગેરે એમ પત્ર ૧૯૨મા કહ્યું છે

એની રીતે માસ માટે ફાલ્ગુન ઇત્યાદિ એમ પત્ર ૧૮૫મા કહ્યું છે

હરિભદ્રસૂરિ ભાષ્યને પણ 'વૃત્તિ' તરીકે ઓળખાવે છે આ ઉપરથી શું એમ મનાય કે ભાષ્ય પછીની તરતની જ રચાયેલી ટીકા તે એમની છે?

## (૮૫) ન્યાયાવતારવૃત્તિ

ઉલ્લેખ—ચ૦પ્ર૦ (પૃ ૫૨)મા હરિભદ્રીય કૃતિઓ ગણાવતી વેળા આ ન્યાયાવતાર-વૃત્તિનો ઉલ્લેખ કરાયો છે વિક્રમની ૧૫મી સદીની બૃહટ્ટિપ્પનિકા (ક્રમાંક ૩૬૫)મા પણ આનો ઉલ્લેખ છે એટલે આજે આની કોઈ હાથપોથી મળતી નથી એટલા જ ઉપરથી આ વૃત્તિ હરિભદ્રસૂરિએ રચી જ નથી એમ કોઈ પી એલ વૈદ્ય જે કહેતા હોય તો એ વાત વિચારણીય રહે છે ન્યાયાવતાર ઉપરની

---

૧ આનાં આકને 'ઢીંચા' તેમ જ દૂચા પણ કહે છે તા ! પાચના આંકને 'ઢિયા' કહે છે

સિદ્ધર્ષિકૃત ટીકામાં કોઈ એનાથી પ્રાચીન ટીકાનો—હારિભદ્રીય ટીકાનો ઉલ્લેખ જણાતો નથી. જો એ સાચું હોય તો એનું શું કારણ ?

વિષય—આ કૃતિનું નામ સૂચવે છે તેમ એ સામાન્ય રીતે સિદ્ધસેન દિવાકરે રચેલા મનાતા [1]ન્યાયાવતાર ઉપરની વૃત્તિ છે.

ભાષા—એની ભાષા સંસ્કૃત હશે એમ હરિભદ્રસૂરિની ઉપલબ્ધ વૃત્તિઓની ભાષા જોતાં લાગે છે.

પરિમાણ—બૃહટ્ટિપ્પણિકામાં એનું પરિમાણ ૨૦૭૩ શ્લોક જેવડું દર્શાવાયું છે.

## (૯૫) પંચસૂત્રકવ્યાખ્યા

અદ્ધમાગધીમાં રચાયેલા અને [2]અજ્ઞાતકર્તૃક [3]પંચસુત્તગ

---

૧ આ સંબંધમાં મેં મારા લેખ નામે "સિદ્ધસેન દિવાકરની કૃતિઓ અને એના અભ્યાસ માટેનાં સાધનો"માં વિચાર કર્યો છે. આ લેખ "આ૦ પ્ર૦" (પુ. ૪૯, અં. ૮, ૯-૧૦, ૧૧, ૧૨; પુ. ૫૦, અં. ૨, ૩, ૪)માં છપાયો છે.

૨ જિ૦ર૦કો૦ (વિ. ૧, પૃ. ૨૨૯)માં નોંધાયેલી એક હાથપોથીમાં ચંદ્રર્ષિનું નામ છે. આ ઉલ્લેખ ભ્રાંત જણાય છે.

૩ આ ગુજરાતી ભાષાંતર સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી વિ. સં. ૧૯૮૧માં છપાવાયું છે. આ મૂળ વ્યાખ્યા સહિત "જૈ. આ. સભા" તરફથી વિ. સં. ૧૯૭૦મા પ્રસિદ્ધ કરાયું છે. મૂળ અન્ય પ્રકાશકો તરફથી પણ છપાવાયુ છે. પ્રો. એ. એન. ઉપાધ્યેએ ઈ સ. ૧૯૩૪ની આવૃત્તિમા પ્રસ્તુત વ્યાખ્યામાથી કોઈ કોઈ ભાગ આપ્યો છે. સાથે સાથે અંગ્રેજીમા ભાષાતર, ટિપ્પણ, પ્રસ્તાવના તેમ જ શબ્દકોષ આપ્યા છે. આ એમનું બીજું સંસ્કરણ છે. પ્રો. વાડીલાલ ગાંધીએ ઈ. સ ૧૯૩૪મા મૂળનુ સંસ્કૃત છાયા તેમ જ અંગ્રેજી પ્રસ્તાવના, ભાષાતર અને ટિપ્પણ સહિત સંપાદન કર્યું છે અને એ "જૈન પ્રસ્થાન કાર્યાલય" તરફથી છપાવાયુ છે.

સકલાદેશ અને વિકલાદેશ વિષે પત્ર ૭૮૩ અને પત્ર ૭૪૫મા અનુક્રમે થોડુક નિરૂપણ છે

પ્રાહ્મી વગેરેના યોગથી ગધાદિ વડે જીભના સ્પર્શની નિર્મળતા થાય છે એ વાત પત્ર ૧૨૨મા જણાવાઈ છે

વાતુના અનેક અર્થ થાય છે (પત્ર ૯૭) ઇત્યાદિ વ્યાકરણને લગતી બાબતો સૂત્રો વગેરે આપી સૂચવાઈ છે

'અદ્ધચઉત્થ' શબ્દ [1]'સાડા ચાર' માટે પત્ર ૧૬૦મા વપરાયો છે

પત્ર ૧૬૩મા ધનુષ્ય સબંધી કોષ્ટક છે

૮૮ ગ્રહો સમજાવતા 'ભસ્મરાશિ' વગેરે એમ પત્ર ૧૮૭મા કહ્યુ છે

એની રીતે માસ માટે ફાલ્ગુન ઇત્યાદિ એમ પત્ર ૧૯૫મા કહ્યુ છે

હરિભદ્રસૂરિ ભાષ્યને પણ 'વૃત્તિ' તરીકે ઓળખાવે છે આ ઉપરથી શુ એમ મનાય કે ભાષ્ય પછીની તરતની જ ગ્યારેની ટીકા તે એમની છે ?

## (૮૫) ન્યાયાવતારવૃત્તિ

ઉલ્લેખ—ચ૦પ્ર૦ (પૃ પર)મા હરિભદ્રીય કૃતિઓ ગણાવતી વેળા આ ન્યાયાવતાર-વૃત્તિનો ઉલ્લેખ કરાયો છે વળી ઇ સની ૧૫મી સદીની બૃહટ્ટિપ્પનિકા (ક્રમાક ૩૬૫)મા પણ આનો ઉલ્લેખ છે એટલે આજે આની કોઈ હાથપોથી મળતી નથી એટલા જ ઉપરથી આ કૃતિ હરિભદ્રસૂરિએ રચી જ નથી એમ ડૉ પી એલ વૈદ્ય જો કહેતા હોય તો એ વાત વિચારણીય ઠર છે ન્યાયાવતાર ઉપરની

---

૧ આના આકને 'ઢીંચા' તેમ જ 'ઢૂચા' પણ કહે છે સાડા પાચના આકને 'ઢોંચા' કહે છે

સિદ્ધર્ષિકૃત ટીકામાં કોઈ એનાથી પ્રાચીન ટીકાનો—હારિભદ્રીય ટીકાનો ઉલ્લેખ જણાતો નથી. જો એ સાચું હોય તો એનું શું કારણ?

**વિષય**—આ કૃતિનું નામ સૂચવે છે તેમ એ સામાન્ય રીતે સિદ્ધસેન દિવાકરે રચેલા મનાતા [1]ન્યાયાવતાર ઉપરની વૃત્તિ છે.

**ભાષા**—એની ભાષા સંસ્કૃત હશે એમ હરિભદ્રસૂરિની ઉપલબ્ધ વૃત્તિઓની ભાષા જોતાં લાગે છે.

**પરિમાણ**—બૃહટ્ટિપ્પણિકામાં એનું પરિમાણ ૨૦૭૩ શ્લોક જેવડું દર્શાવાયું છે.

## (૯૫) પંચસુત્તવ્યાખ્યા

અર્ધમાગધીમાં રચાયેલા અને [2]અજ્ઞાતકર્તૃક [3]પંચસુત્તગ

---

૧ આ સંબંધમાં મેં મારા લેખ નામે "સિદ્ધસેન દિવાકરની કૃતિઓ અને એના અભ્યાસ માટેનાં સાધનો"માં વિચાર કર્યો છે. આ લેખ "આ૦ પ્ર૦" (પુ. ૪૯, અં. ૮, ૯ ૧૦, ૧૧, ૧૨, પુ. ૫૦, અં. ૨, ૩, ૪)માં છપાયો છે.

૨ જિ૦૨૦કો૦ (વિ. ૧, પૃ. ૨૨૯)માં નોંધાયેલી એક તાડપત્રીમાં ચંદ્રર્ષિનું નામ છે. આ ઉલ્લેખ ભ્રાંત જણાય છે.

૩ આ ગુજરાતી ભાષાંતર સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી વિ. સં. ૧૯૮૧માં છપાવાયું છે. આ મૂળ વ્યાખ્યા સહિત "જૈ. આ. સભા" તરફથી વિ. સં. ૧૯૭૦માં પ્રસિદ્ધ કરાયું છે. મૂળ અન્ય પ્રકાશકો તરફથી પણ છપાવાયું છે. પ્રો. એ. એન. ઉપાધ્યેએ ઈ. સ. ૧૯૩૪ની આવૃત્તિમાં પ્રસ્તુત વ્યાખ્યામાંથી કોઈ કોઈ ભાગ આપ્યો છે. સાથે સાથ અંગ્રેજીમાં ભાષાંતર, ટિપ્પણ, પ્રસ્તાવના તેમ જ શબ્દકોશ આપ્યા છે. આ આમનું બીજું સંસ્કરણ છે. પ્રો. [illegible] ગાંધીએ ઈ. સ. ૧૯૩૪માં મૂળનું સંસ્કૃત છાયા તેમ જ અંગ્રેજી પ્રસ્તાવના, ભાષાંતર અને ટિપ્પણ સહિત સંપાદન કર્યું છે અને એ 'જૈન ગ્રંથરત્ન કાર્યાલય' તરફથી છપાવાયું છે.

સકલાદેશ અને વિકલાદેશ વિષે પત્ર ૨૮૩ અને પત્ર ૨૪૫મા અનુક્રમે થોડુંક નિરૂપણ છે.

થાળી વગેરેના યોગથી ગંધાદિ વડે જળના સ્પર્શની નિર્મળતા થાય છે એ વાત પત્ર ૧૨૨મા જણાવાઈ છે

ધાતુના અનેક અર્થ થાય છે (પત્ર ૯૭) ઇત્યાદિ વ્યાકરણને લગતી બાબતો સૂત્રો વગેરે આપી સૂચવાઈ છે.

'અદ્ધચઉત્થ' શબ્દ [1]'સાડા ચાર' માટે પત્ર ૧૬૦મા વપરાયો છે.

પત્ર ૧૬૩મા ધનુષ્ય સબંધી કોષ્ટક છે

૮૮ ગ્રહો સમજવના 'ભસ્મરાશિ' વગેરે એમ પત્ર ૧૯૭મા કહ્યું છે

એવી રીતે માસ માટે ફાલ્ગુન ઇત્યાદિ એમ પત્ર ૧૯૫મા કહ્યુ છે

હરિભદ્રસૂરિ ભાષ્યને પણ 'વૃત્તિ' તરીકે ઓળખાવે છે આ ઉપરથી શું એમ મનાય કે ભાષ્ય પછીની તરતની જ રચાયેલી ટીકા તે એમની છે?

## (૮૫) ન્યાયાવતારવૃત્તિ

ઉલ્લેખ—ચ૦પ્ર૦ (પૃ પર)મા હારિભદ્રીય કૃતિઓ ગણાવતી વેળા આ ન્યાયાવતાર-વૃત્તિનો ઉલ્લેખ કર્યો છે વળી ઇ સની ૧૫મી સદીની બૃહટ્ટિપ્પણિકા (ક્રમાક ૩૬૫)મા પણ આનો ઉલ્લેખ છે એટલે આજે આની કોઈ હાથપોથી મળતી નથી એટલા જ ઉપરથી આ કૃતિ હરિભદ્રસૂરિએ રચી જ નથી એમ ડૉ પી એલ વૈદ્ય જો કહેતા હોય તો એ વાત વિચારણીય કર છે ન્યાયાવતાર ઉપરની

[1] આના આકને 'ઢૌંચા' તેમ જ 'હૂચા' પણ કહે છે સાડા પાચના આકને 'ઢજિયા' કહે છે

સિદ્ધર્ષિકૃત ટીકામાં અર્થ એનાથી પ્રાચીન ટીકાનો—હારિભદ્રીય ટીકાનો ઉલ્લેખ જણાતો નથી જો એ સાચું હોય તો એનું શું કારણ ?

**વિષય**—આ વૃત્તિનું નામ સૂચવે છે તેમ એ સામાન્ય રીતે સિદ્ધસેન દિવાકર ગણેના મનાતા [1]**ન્યાયાવતાર** ઉપરની વૃત્તિ છે

**ભાષા**—એની ભાષા સરળ છે એમ હરિભદ્રસૂરિની ઉપલબ્ધ વૃત્તિઓની ભાષા જોતા લાગે છે

**પરિમાણ**—બૃહટ્ટિપ્પણિકામાં એનું પરિમાણ ૨૦૭૩ શ્લોક જેવડું દર્શાવાયું છે

## (૯૫) પંચસૂત્રકવ્યાખ્યા

અર્ધમાગધીમાં રચાયેલા અને [2]અજ્ઞાતકર્તૃક [3]પંચસુત્તગ

૧ આ સબંધમાં મે મારા લેખ નામે "સિદ્ધસેન દિવાકરની કૃતિઓ અને એના અભ્યાસ માટેના સાધનો'માં વિચાર કર્યો છે આ લેખ "આ૦ પ્ર૦' (પુ ૪૯, અ ૮, ૯ ૧૦, ૧૧, ૧૨, પુ ૫૦, અ ૨, ૩, ૪)માં છપાયો છે

૨ જિ૦ર૦કો૦ (વિ ૧, પૃ ૨૨૯)માં નોંધાયેલી એક હાથપોથીમાં ચંદ્રર્ષિનું નામ છે આ ઉલ્લેખ ભ્રાંત જણાય છે

૩ આ ગુજરાતી ભાષાંતર સહિત "જૈ ધ પ્ર સ ' તરફથી વિ સ ૧૯૮૧માં છપાવાયું છે આ મૂળ વ્યાખ્યા સહિત "જૈ આ સભા" તરફથી વિ સ ૧૯૭૦માં પ્રસિદ્ધ કરાયું છે મૂળ અન્ય પ્રકાશકો તરફથી પણ છપાવાયું છે તો એ એન ઉપાધ્યે ઈ સ ૧૯૩૪ની આવૃત્તિમાં પ્રસ્તુત વ્યાખ્યામાંથી લઈ ટીપ્પણ આપેલ છે સાથે સાથ અંગ્રેજીમાં ભાષાંતર, ટિપ્પણ પ્રસ્તાવના તેમ જ પરિશિષ્ટ આપ્યાં છે આ અમૂલ્ય બીજું સંસ્કરણ છે તો વાડીલાલ શાહે ઈ સ ૧૮૯૪માં મૂળનું સંસ્કૃત છાયા તેમ જ અંગ્રેજી પ્રસ્તાવના, ભાષાંતર અને ટિપ્પણ સહિત સંપાદન કર્યું છે અને એ "ર. ર. પ્ર. ફરન મંથાલય" તરફથી છપાયું છે

સકલાદેશ અને વિકલાદેશ વિષે પત્ર ૭૪૩ અને પત્ર ૭૪૫મા અનુક્રમે થોડુ ક નિરૂપણ છે

બ્રાહ્મી વગેરેના યોગથી ગધાદિ વડે જીભના સ્પર્શની નિર્મળતા થાય છે એ વાત પત્ર ૧૨૨મા જણાવાઈ છે

ધાતુના અનેક અર્થ થાય છે (પત્ર ૯૭) ઇત્યાદિ વ્યાકરણને લગતી બાબતો સૂત્રો વગેરે આપી સૂચવાઈ છે

'અદ્ધયમ' શબ્દ [1]'સાડા ચાર' માટે પત્ર ૧૬૦મા વપરાયો છે

પત્ર ૧૬૩મા ધનુષ્ય સબધી કોષ્ટક છે

૮૮ ગ્રહો સમજાવતા 'ભસ્મરાશિ' વગેરે એમ પત્ર ૧૮૨મા કહ્યુ છે

એની રીતે માસ માટે ફાલ્ગુન ઇત્યાદિ એમ પત્ર ૧૮૫મા કહ્યુ છે

હરિભદ્રસૂરિ ભાષ્યને પણ 'વૃત્તિ' તરીકે ઓળખાવે છે આ ઉપરથી શુ એમ મનાય કે ભાષ્ય પછીની તરતની જ રચાયેલી ટીકા તે એમની છે?

## (૮૫) ન્યાયાવતારવૃત્તિ

ઉલ્લેખ—ચ૦પ્ર૦ (પૃ ૫૨)મા હારિભદ્રીય કૃતિઓ ગણાવતી વેળા આ ન્યાયાવતાર વૃત્તિનો ઉલ્લેખ કર્યો છે વળી ઇ સ ની ૧૫મી સદીની બૃહટ્ટિપ્પણિકા (ક્રમાક ૩૬૫)મા પણ આનો ઉલ્લેખ છે એટલે આજે આની કોઈ હાથપોથી મળતી નથી એટલા જ ઉપરથી આ કૃતિ હરિભદ્રસૂરિએ રચી જ નથી એમ ડૉ પી એલ વૈદ્ય જો કહેતા હોય તો એ વાત વિચારણીય રહે છે ન્યાયાવતાર ઉપરની

૧ આના આકને 'ગૈવા' તેમ જ દ્વચા ૫૦ પ્રદે ૭ ના [illegible] પાચના આકને 'ઢળિયા' કહે છે

સિદ્ધર્ષિકૃત ટીકામા કોઈ એનાથી પ્રાચીન ટીકાનો—હરિભદ્રીય ટીકાનો ઉલ્લેખ જણાતો નથી. જો એ સાચું હોય તો એનું શું કારણ ?

**વિષય**—આ કૃતિનું નામ સૂચવે છે તેમ એ સામાન્ય રીતે **સિદ્ધસેન દિવાકરે** રચેલા મનાતા [1]**ન્યાયાવતાર** ઉપરની વૃત્તિ છે.

**ભાષા**—એની ભાષા સંસ્કૃત હશે એમ **હરિભદ્રસૂરિની** ઉપલબ્ધ વૃત્તિઓની ભાષા જોતા લાગે છે.

**પરિમાણ**—બૃહટ્ટિપણિકામા એનું પરિમાણ ૨૦૭૩ શ્લોક જેવડું દર્શાવાયું છે.

## (૯૫) પંચસૂત્રકવ્યાખ્યા

અદ્ધમાગધીમા રચાયેલા અને [2]અજ્ઞાતકર્તૃક [3]પંચસુત્તગ

---

૧ આ સબધમા મે મારા લેખ નામે "સિદ્ધસેન દિવાકરની કૃતિઓ અને એના અભ્યાસ માટેના સાધનો"મા વિચાર કર્યો છે. આ લેખ "આ૦ પ્ર૦" (પુ ૪૯, અં. ૮, ૯ ૧૦, ૧૧, ૧૨, પુ. ૫૦, અ. ૨, ૩, ૪)મા છપાયો છે.

૨ જિ૦ર૦કો૦ (વિ ૧, પૃ. ૨૨૯)મા નોધાયેલી એક હાથપોથીમા ચંદ્રર્ષિનું નામ છે આ ઉલ્લેખ ભ્રાત જણાય છે

૩ આ ગુજરાતી ભાષાતર સહિત "જૈ. ધ પ્ર સ" તરફથી વિ સ ૧૯૮૧મા છપાવાયુ છે આ મૂળ વ્યાખ્યા સહિત "જૈ આ સભા" તરફથી વિ સ. ૧૯૭૦મા પ્રસિદ્ધ કરાયુ છે મૂળ અન્ય પ્રકાશકો તરફથી પણ છપાવાયુ છે પ્રો એ એન ઉપાધ્યેએ ઈ સ ૧૯૩૪ની આવૃત્તિમા પ્રસ્તુત વ્યાખ્યામાથી કોઈ કોઈ ભાગ આપ્યો છે સાથે સાથે અગ્રેજીમા ભાષાતર, ટિપ્પણ, પ્રસ્તાવના તેમ જ શબ્દકોશ આપ્યા છે આ એમનુ બીજુ સસ્કરણ છે પ્રો વાડીલાલ શાહે ઈ સ ૧૯૩૪મા મૂળનુ સસ્કૃત છાયા તેમ જ અગ્રેજી પ્રસ્તાવના, ભાષાતર અને ટિપ્પણ સહિત સપાદન કર્યું છે અને એ "ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય" તરફથી છપાવાયુ છે

વર્ગમા વિભક્ત કરાયા છે[1] આ ઉપરથી પ્રશ્નોના ઉત્તર અપાય છે. આ જાતની વિદ્યાને 'વર્ગકેવલિવિદ્યા' કહે છે. ઉપર્યુક્ત **વગ્ગકેવલિસુત્ત**મા આવી જાતની વિદ્યા હશે ચ૦પ્ર૦ (પૃ. ૫૮)મા **આમ** ગણાતે શીખવા લાયક કળા તરીકે 'કેવલિ વિદ્યાનો ઉલ્લેખ છે શુ એને આ વૃત્તિ સાથે સબધ છે ખરો ?

## (૧૫૫) શ્રાવકપ્રજ્ઞપ્તિવૃત્તિ

ઉમાસ્વાતિએ સસ્કૃતમા **શ્રાવકપ્રજ્ઞપ્તિ** રચ્યાનુ મુનિચન્દ્રસૂરિએ **ધર્મબિન્દુ** (અ ૩, સૂ ૧૮)ની ટીકા (પત્ર ૩૫અ)મા કહ્યુ છે એટલુ જ નહિ, પણ એમાથી સસ્કૃત અવતરણ પણ આપ્યુ છે, પરંતુ આ વૃતિ હજી સુધી તો મળી આવી નથી પાઇયમા જે વૃત્તિ છે તે જ જો અહીં આથી અભિપ્રેત હોય તો એ બાબત પૃ ૧૮૦-૧૮૧મા વિચારાઈ છે વિશેષમા ઉમાસ્વાતિના નામે ચડાવાતી **શ્રાવકપ્રજ્ઞપ્તિ**ની કોઈ વૃત્તિ જ જોવાજાણવામા નથી.

## (૧૬૪) સંગ્રહણીવૃત્તિ

'[2]સગ્રહણી'થી **લઘુ-સંગ્રહણી** અને **બૃહત્-સંગ્રહણી** એ બે કૃતિઓ સામાન્ય રીતે સમજાય છે તેમા હરિભદ્રસૂરિની ટીકા માટે તો **બૃહત્સંગ્રહણી** જ લઈ શકે, કેમકે બીજી સગ્રહણીના કર્તા તો એમના પછી લાબે સમયે થયેલા છે

૧ જુઓ **અ૦ચિ૦પ૦** (ખડ ૨)નો ઉપોદ્ઘાત (પૃ ૬૬) તેમ જ **પા ભા સા** (પૃ ૧૭૦) આ બીજી કૃતિમા મે **વગ્ગકેવલિસુત્ત**નો **વગ્ગકેવલી** તરીકે નિર્દેશ કર્યો છે

૨ આ નામની વિવિધ કૃતિઓ વિષે મે કેટલીક હકીકત "સગહણી (સગ્રહણી)" નામના મારા લેખમા આપી છે આ લેખ 'આ પ્ર' (પુ ૪૮, અ ૫)મા છપાયો છે અને આના મારા બીજા લેખ નામે "કેટલીક સગહણી (સગ્રહણી)" "આ પ્ર' (પુ ૫૭ અ ૪)મા છપાયો છે

ઉપગની આ સંસ્કૃતમાં ૮૮૦ શ્લોક જેવડી વ્યાખ્યા છે આ વ્યાખ્યા (પત્ર ૧૧આ)માં 'અનુત્તરબોધિ'નો ઉલ્લેખ છે

**પરિચય**—[1]પંચસુત્તગના પાંચ [2]અધિકાર છે દરેકનું સાન્વર્થ નામ છે [3] જૈન તીર્થંકરોને નમસ્કાર કરવા પૂર્વક આ કૃતિનો પ્રારંભ કરાયો છે ચાર શરણોનું નિરૂપણ, દુષ્કૃત્યની નિન્દા અને શુભ કાર્યોનું આચરણ એ પહેલા અધિકારનો વિષય છે બીજા અધિકારમાં સાચી શ્રદ્ધા અને ભક્તિની ભૂમિકાનું વર્ણન છે અને અંતમાં શ્રાવકોના પાંચ અણુવ્રતોની પ્રરૂપણા છે ત્રીજા અધિકારમાં જૈન સાધુ બનનારે શું શું કરવું જોઈએ તે દર્શાવાયું છે ચોથા અધિકારમાં દુષ્કર શ્રમણજીવન આલેખાયું છે પાંચમા અધિકારમાં મુક્તિનું સ્વરૂપ રજૂ કરાયું છે [4]

**અવતરણ**—ઉપર્યુક્ત વ્યાખ્યામાં સંસ્કૃતમાં અને પાઇયમાં અવતરણો છે એ બધાં એકત્રિત સ્વરૂપે અને મૂળના ઉલ્લેખપૂર્વક અપાવાની જરૂર છે પત્ર ૯અમાનું અવતરણ [**મ**]**ંબોહપયરણ**ના 'સમ્મત્તાહિગાર'ના ૨૮મા પદ્ય સાથે મળતું આવે છે એવી રીતે પત્ર ૨૮અગત અવતરણ **વીસવીસિયા**ની વીસમી વીસિયાના અઢારમા પદ્ય

---

૧ આને અંગે **જૈ ગ્રં** (પૃ ૧૦૦)માં નીચે મુજબ ટિપ્પણ છે —

" **બૃહત્ ટિપ્પનિકા**માં એના માટે ચોક્કસ ઉલ્લેખ નીચે મુજબ છે —

'पांचसूत्र प्राकृतमुरय वृत्तिश्च हारिभद्री सू २१० वृ ८८० पापप्रतिघातगुण बीजाधान १ साधुधर्मपरिभावना २ प्रव्रज्याग्रहणविधि ३ प्रव्रज्यापरिपालना ४ प्रव्रज्याफल ५ सूत्ररूप '

૨ આ નામ મેં યોજ્યું છે મૂળમાં નામ નથી

૩ પાપપ્રતિઘાતગુણબીજાધાન, સાધુધર્મપરિભાવના, પ્રવ્રજ્યાગ્રહણવિધિ પ્રવ્રજ્યાપાલન અને પ્રવ્રજ્યાફલ એમ આ પાંચના સંસ્કૃત નામ છે

૪ **પંચસુત્તગ**માં વિવિધ ઉદાહરણો અપાયાં છે જુઓ **આ૦જ૦પ્ર૦** (ખંડ ૨)નો મારો અંગ્રેજી ઉપોદ્ઘાત (પૃ ૬૫)

સાથે મળે છે. પત્ર ૧૧અમાંનાં નીચે મુજબનાં બે અવતરણો આવકની કેમ વ્યવસ્થા કરવી તે ઉપર પ્રકાશ પાડે છેઃ—

"पादमायान्निधिं कुर्यात् पादं वित्ताय वर्धयेत् ।
धर्मोपभोगयोः पादं पादं भर्तव्यपोषणे ॥
आयादर्धं नियुञ्जीत धर्मे यद्वाऽधिकं ततः ।
शेषेण शेषं कुर्वीत यत्नतस्तुच्छमैहिकम् ॥"[1]

અર્થાત્ આવકનો ચોથો ભાગ સંગ્રહી રાખવો—ભંડારી રાખવો, બીજો ચોથો ભાગ પૈસા વધે તેમ વાપરવો, ત્રીજો ચોથો ભાગ ધર્મ અને ઉપભોગમાં ખર્ચવો અને છેલ્લો ચોથો ભાગ આશ્રિતના પોષણ માટે વાપરવો. આવકનો અડધો કે એથી અધિક ભાગ ધર્મમાં વાપરવો; બાકીના વડે તુચ્છ ઐહિક શેષ કરવું.

**અવચૂરિ**—**પંચસુત્તગ** ઉપર એક મુનિસુંદરસૂરિએ રચેલી અને બીજી કોઈકે રચેલી અવચૂરિ છે. એ અવચૂરિઓ આ વ્યાખ્યાને આધારે યોજાઈ છે કે કેમ તે તપાસાવું ઘટે.

**ટિપ્પણ**—**પંચસુત્તગ** ઉપર આગમોદ્ધારકે સંસ્કૃતમાં ટિપ્પણ રચ્યું છે પરંતુ એ અપૂર્ણ છે.

**ભાષાંતર**—મૂળનાં ગુજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં ભાષાંતર થયેલાં છે.[2]

## (૧૦૭) પ્રશમરતિટીકા

ઉમાસ્વાતિએ **પ્રશમરતિ** સંસ્કૃતમા રચી છે. એમાં ૩૧૩ પદ્યો છે. આનો એ. બેલ્લિનીએ ઇટાલિયન ભાષામા અનુવાદ કર્યો છે. આ

૧ આ બંને પદ્યો કંઈક પાઠભેદપૂર્વક અવતરણરૂપે **ધર્મબિન્દુ** (અ. ૧, સૂ. ૨૫)ની મુનિચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૮આ)મા "નીતિશાસ્ત્ર"માં-કહ્યું છે એવા ઉલ્લેખપૂર્વક અપાયા છે.

૨ જુઓ પૃ. ૨૨૭, ટિ. ૩.

**બૃહત્સંગ્રહણી** એટલે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણની ૪ મમા ગા. ૪૧૯મા રચેલી કૃતિ આના ઉપર મલયગિરિસૂરિની ટીકા છે આ ટીકામા આ સૂરિએ હરિભદ્રસૂરિકૃત વૃત્તિનો કોઈ સ્થળે ઉલ્લેખ કર્યો હોય એમ જણાતુ નથી સુમતિગણિએ પ્રસ્તુત હરિભદ્રસૂરિનો વૃત્તિકાર તરીકે નિર્દેશ કર્યો છે ખરો, પણ એનુ સમર્થન કરનાર કોઈ પ્રાચીન પ્રમાણ મળે છે? જૈ૦ગ્રં૦ગ્રં૦સૂ૦ (પૃ ૩૪)મા જે સગ્રહણીવૃત્તિ હારિભદ્રીય કહી છે તે પ્રસ્તુત છે? એની હાથપોથી ૨૬ પત્રની છે

## અજૈન કૃતિનું વિવરણ

**(૮૨) [1]ન્યાયપ્રવેશકવ્યાખ્યા યાને (૧૪૮ ઇ) શિષ્યહિતા**

[2]દિઙ્નાગે **ન્યાયદ્વાર** રચ્યુ છે એને [જ કેટલાક **ન્યાયસૂત્ર** કહે છે એનો અભ્યાસ સુગમ થાય તે માટે **ન્યાયપ્રવેશક**ની રચના કરાઈ હતી આ **ન્યાયપ્રવેશક**નો વિષય **મણિમેખલઈ** નામના તામિલ કૃતિના ૨૯મા પ્રકરણ સાથે સમાનતા ધરાવે છે **ન્યાયપ્રવેશક**ના કર્તા કોણ એ વિષે બે મત છે [3]કેટલાક આધુનિક વિદ્વાનો એના કર્તા તરીકે દિઙ્નાગનુ નામ સૂચવે છે તો બીજા [4]કેટલાક આ દિઙ્નાગના શિષ્ય શંકરસ્વામીનુ નામ સૂચવે છે

---

૧ આ વ્યાખ્યાનુ સંસ્કૃત મૂળ અને પ્રસ્તુત વ્યાખ્યા ઉપરની **પાર્શ્વ**દેવગણિકૃત પંજિકા સહિતનુ સંપાદન (સ્વ ) શ્રી **આનંદશંકર ધ્રુવ** એ કર્યુ છે અને એ ' ગા પૌ ગ્ર 'મા ઈ સ ૧૯૩૦મા પ્રસિદ્ધ થયેલ છે આ પૂર્વે ટિબેટી મૂળનુ વિધુશેખર ભટ્ટાચાર્યે સંપાદન કર્યુ હતુ એ મૂળ એમની પ્રસ્તાવના સાથે ગા પૌ ગ્ર 'મા ઈ સ ૧૯૨૭મા પ્રકાશિત થયેલ છે

૨ જુઓ ઉપખંડ

૩ જે સતીશચન્દ્ર વિદ્યાભૂષણ વિધુશેખર ભટ્ટાચાર્ય અને ડૉ કીથ

૪ પ્રો ઉઈ સુગિઉરા, ટુચ્ચિ, ટુબિઅન્સ્કિ અને મિરાનોવ

ચીની અને ટિબેટી સાધનો અનુસાર **ન્યાયપ્રવેશકને ન્યાયપ્રવેશશાસ્ત્ર, પ્રમાણન્યાયપ્રવેશદ્વાર, પ્રમાણશાસ્ત્રન્યાયપ્રવેશ** અને **હેતુવિદ્યાતર્કશાસ્ત્ર** પણ કહે છે.

**કર્તૃત્વ—ન્યાયપ્રવેશક** ઉપર ૫૦૦ શ્લોક જેવડી વ્યાખ્યા પ્રસ્તુત હરિભદ્રસૂરિએ રચી છે, નહિ કે સતીશચન્દ્ર વિદ્યાભૂષણે અને ડૉ. ધ્રુવે કહ્યું તેમ એમના ઉત્તરવર્તી અન્ય હરિભદ્રે. પ્રસ્તુત હરિભદ્રસૂરિ એ **તત્ત્વસંગ્રહ** (શ્લો. ૧૨૩-૧૨૪) ઉપરની **પંજિકા** (પૃ. ૬૬)માં નિર્દેશાયેલા આચાર્ય-સૂરિ છે એમ ડૉ. બી. ભટ્ટાચાર્યે **તત્ત્વસંગ્રહ**ના અગ્રવચન (પૃ. ૭૫)માં કહ્યું છે. આ બાબત વિશેષ વિચારણાને પાત્ર છે.

**શિષ્યહિતા**ની એક હાથપોથી વિ. સં. ૧૨૦૧માં લખાયેલી છે. એ જેસલમેરના ભંડારમાં છે.

**અવતરણો—શિષ્યહિતા**માં અવતરણો છે. એનાં પ્રતીકો મેં **અ૦જ૦પ૦**(ખંડ ૨)ના ઉપોદ્ઘાત (પૃ. ૬૭)માં આપ્યાં છે. એ પૈકી પૃ. ૧૫ગત "स्वयमिति"થી શરૂ થતું અવતરણ **ન્યાયબિન્દુ** (પરિચ્છેદ ૩, પૃ. ૧૮૦)માંનું છે. એવી રીતે પૃ. ૨૧માંનું "तत्वेतत्"થી શરૂ થતું અવતરણ **યોગસૂત્ર** (૩-૧૩)ના ઉપરના **વ્યાસ**કૃત ભાષ્યમાંનું છે અને પૃ. ૩૫માં "असाधारणहेतु"થી શરૂ કરાયેલું અવતરણ 'ભદંત'ના નામે રજૂ કરાયું છે. આ 'ભદંત' તે દિઙ્નાગ તો નથી ?

**ઉલ્લેખ—શાન્તરક્ષિતે વાદન્યાય** ઉપર રચેલી વ્યાખ્યા (પૃ. ૧૪૨)મા **ન્યાયપ્રવેશ**નો ઉલ્લેખ છે.

---

૧ આ પૃષ્ઠાંક ધર્મોત્તરકૃત ટીકા સહિત જે **ન્યાયબિન્દુ** "ચૌખંબા સંસ્કૃત ગ્રંથમાલા"મા ગ્રંથાંક ૨૨ તરીકે ઈ. સ. ૧૯૨૪માં છપાવાયો છે તેને અંગેની આવૃત્તિ પ્રમાણેનો છે.

**પંજિકા**—પાર્શ્વદેવગણિ આગળ ઉપર 'સૂરિ' બનના શ્રીચન્દ્રસૂરિ ને નામે પ્રસિદ્ધિ પામ્યા એમણે **શિષ્યહિતા** ઉપર વિ સ ૧૧૬૮મા સસ્કૃતમા [1]**પંજિકા** રચી છે

## મહાનિસીહનો ઉદ્ધાર

**પ્ર૦ચ૦** (પ્ર ૯, શ્લો ૨૧૯) પ્રમાણે **મહાનિસીહ**નો ઉદ્ધાર હરિભદ્રસૂરિએ કર્યો હતો અહી **મહાનિસીહ**ને 'જૈન ઉપનિષદ' કહેલુ છે **મહાનિસીહ**મા કહ્યુ છે કે હરિભદ્રસૂરિએ પોતાની મતિને આધારે આ ગ્રથ લખ્યો [2] **જિનપ્રભસૂરિ**એ **વિવિધતીર્થકલ્પ**મા 'મથુરાપુરીકલ્પ' (પૃ ૧૯)મા કહ્યુ છે કે **મહાનિસીહ**ના જે પાના ઉધઈ વડે ખવાઈ ગયા હતા તે પક્ષખમણ એટલે કે ૧૬ ઉપવાસ દ્વાન દેવતાનુ આરાધન કરી જિનભદ્ર ક્ષમાશ્રમણે સાધ્યા

## હારિભદ્રીય કૃતિઓના વૃત્તિકારો

હરિભદ્રસૂરિની જેટલી કૃતિ મળે છે એ સર્વે સસ્કૃત વૃત્તિથી વિભૂષિત નથી જેટલી છે તેમાથી જે કૃતિઓને અગે હરિભદ્રસૂરિએ પોતે વૃત્તિ રચી છે તેની નોધ મે પૃ ૧૮૪-૧૮૫મા લીધી છે આમ હરિભદ્રસૂરિની આઠ કૃતિઓ સ્વોપજ્ઞ વૃત્તિથી અલકૃત છે એમની આ વૃત્તિઓ પૈકી **અ૦જ૦પ૦**ની વ્યાખ્યા તેમ જ **લલિતવિસ્તરા** ઉપર મુનિચન્દ્રસૂરિએ અનુક્રમે વિવરણ અને પજિકા રચેલ છે

જે કૃતિઓ સ્વોપજ્ઞ વૃત્તિ વિનાની છે તેમાની કેટલીક ઉપર તેમ જ **આવશ્યકલઘુવૃત્તિ** અને **ન્યાયપ્રવેશકવ્યાખ્યા** ઉપર સસ્કૃતમા અનુક્રમે ટિપ્પણક અને પજિકા જોવાય છે

આ વૃત્તિકારોના નામ હુ અહીં અકારાદિ ક્રમે આપુ છુ —

---

૧ આની એક હાથપોથી વિ સ ૧૩૬૮મા લખાયેલી છે

૨ જુઓ DCGCM (Vol XVII, pt 2, p 33)

| | |
|---|---|
| અભયદેવસૂરિ | મુનિચન્દ્રસૂરિ |
| આગમોદ્ધારક (આનંદસાગરસૂરિ) | યશોભદ્રસૂરિ |
| ગુણરત્નસૂરિ | યશોવિજયગણિ (ન્યાયાચાર્ય) |
| જિનેશ્વરસૂરિ | રાજહંસ |
| જ્ઞાનવિમલસૂરિ | વર્ધમાનસૂરિ |
| દેવેન્દ્ર (?) | વિજયલાવણ્યસૂરિ * |
| પાર્શ્વદેવગણિ (શ્રીચન્દ્રસૂરિ) | વિદ્યાતિલક (સોમતિલકસૂરિ) |
| પ્રભાનન્દસૂરિ | શિવમંડનગણિ |
| બ્રહ્મ-શાન્તિદાસ | સંઘતિલકસૂરિ |
| મણિભદ્ર (?) | સાધુરાજગણિ |
| મલયગિરિસૂરિ | હેમચન્દ્રસૂરિ (?) |
| માનદેવસૂરિ | ,, (મલધારી) * |

અજૈનોની કૃતિઓ ઉપર હરિભદ્રસૂરિએ ટીકા રચી હોય તેવી કૃતિ તે નિશ્ચિત રૂપે **ન્યાયપ્રવેશક** છે. આ ટીકા ઉપર **પાર્શ્વદેવગણિ**ની પંજિકા છે.

## ભાષાન્તરો

### ગુજરાતી ભાષાંતરો—

હરિભદ્રસૂરિના કેટલાક ગ્રંથોના ગુજરાતીમાં ભાષાંતર થયા છે અને એ પ્રસિદ્ધ પણ થયા છે. એની નોંધ તો મેં તે તે ગ્રંથોનો પરિચય આપતી વેળા આપી છે ખરી, પરંતુ એ એક સ્થળે સામગ્રી અપાય તો સારું એમ લાગવાથી એ ગ્રંથો તેમ જ એના ભાષાંતરકારોના નામો અહીં રજૂ કરું છું:—

* જુઓ પુરવણી.

| ગ્રંથ | ભાષાંતરકાર |
| --- | --- |
| અનેકાન્તવાદપ્રવેશ | પ્રો મણિલાલ નભુભાઈ દ્વિવેદી |
| અષ્ટકપ્રકરણ ( સટીક ) | હીરાલાલ હંસરાજ |
| ,, | ખુશાલદાસ જગજીવનદાસ |
| ,, ( અષ્ટક ૧૨ ) | હીરાલાલ ર કાપડિયા |
| ઉવએસપય (ગા ૧–૨૭) (સટીક) | ? |
| જોગસયગ | ડા ઇન્દુકલા હી ઝવેરી |
| ધર્મબિન્દુ ( સટીક ) | ? |
| ,, | નામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રી |
| ,, | મણિલાલ ન દોશી |
| નૃતત્ત્વનિગમ | ? |
| પંચવત્થુગ | આગમોદ્ધારક |
| પંચાસગ ( પ ૧–૪ ) | પ ચન્દ્રસાગરગણિ |
| ,, ( પ ૨–૪ ) | પ મેરુવિજયગણિ * |
| ,, ( પ ૩ ) | ધી ટી શાહ |
| યોગદૃષ્ટિસમુચ્ચય | ડૉ ભગવાનદાસ મ મહેતા |
| યોગબિન્દુ | ઋદ્ધિસાગરસૂરિ |
| ,, | પ્રો મ ન દ્વિવેદી |
| લલિતવિસ્તરા | ડૉ ભ મ મહેતા * |
| ,, ( ભા ૧, શક્રસ્તવ ) | પ ભદ્રંકરવિજયગણિ * |
| ,, ( શક્રસ્તવ, અપૂર્ણ ) | પ ભાનુવિજયગણિ * |
| વીસવીસિયા ( વી ૧–૫ ) | પ ચન્દ્રસાગરગણિ |
| શાસ્ત્રવાર્તાસમુચ્ચય ( સ્ત ૧–૪ ) | પ સુશીલવિજયગણિ * |
| ષડ્દર્શનસમુચ્ચય | પ્રો મ ન દ્વિવેદી |

* આ ચિહ્નથી અંકિત નામવાળી વ્યક્તિ માટે જુઓ "પુરવણી"

| ગ્રંથ | ભાષાંતરકાર |
| --- | --- |
| ષડ્ સ૦ (સટીક જૈનદર્શન) | પં બેચરદાસ જી. દોશી[1] |
| ષોડશકપ્રકરણ (ષો ૧–૮) | કેશવલાલ જૈન (?) |
| સંસારદાવાનલસ્તુતિ | હીરાલાલ ર કાપડિયા વગેરે |
| સંબોહપયરણ | પં મેરુવિજયગણિ[2] |
| ,, (પૃ ૧૩ ૧૮) | પં બેચરદાસ જી દોશી |

**ઇટાલિયન ભાષાંતર**—હરિભદ્રસૂરિકૃત **ધર્મબિન્દુ**નુ તેમ જ **લોકતત્ત્વનિર્ણય**નુ ડૉ સુઆલિને હાથે ઇટાલિયન ભાષામા ભાષાતર થયેલુ છે

હરિભદ્રસૂરિની **સંસારદાવાનલસ્તુતિ** સિવાયની એકે કૃતિનુ સર્વાંશે [3]હિંદી, [4]અગ્રેજી કે જર્મન ભાષામા ભાષાતર થયુ હોય તો પણ એ પ્રસિદ્ધ થયુ હોય એમ જણાતુ નથી

**વિષયોનુ વૈવિધ્ય**—હરિભદ્રસૂરિએ વિવિધ વિષયોનુ નિરૂપણ કર્યું છે તેમા ન્યાયને અગે એમણે **અ૦જ૦પ૦, અનેકાન્તવાદપ્રવેશ, અનેકાન્તસિદ્ધિ** અને **સ્યાદ્વાદકુચોદ્યપરિહાર** રચ્યા છે દર્શનશાસ્ત્ર તરીકે એમણે **ધમ્મસંગહણી, લોકતત્ત્વનિર્ણય, શા૦વા૦સ૦** અને **ષડ્દર્શનસમુચ્ચય**ની રચના કરી છે યોગની રૂપરેખા એમણે **જોગસયગ, યો૦દ૦સ૦, યોગબિન્દુ** અને **ષોડશકપ્રકરણ**મા આલેખી છે ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મનુ સ્વરૂપ **ધર્મબિન્દુ** અને **પંચાસગ**મા અને સાધુ ધર્મનુ વિશિષ્ટ નિરૂપણ **પંચવત્થુગ**મા છે કથા સાહિત્યના સર્જનરૂપે **સ૦ચ૦** અને **ધુત્તક્ખાણ** ગણાવી શકાય **અષ્ટકપ્રકરણ** અને **વીસવીસિયા** એ

---

૧–૨ જુઓ "પુરવણી"

૩ જુઓ પૃ ૧૪૮

૪ જુઓ પૃ ૧૬૭–૧૬૮

| નામ | પદ્યસંખ્યા | ગ્રન્થાગ્ર |
|---|---|---|
| જોગસયગ | ૧૦૧ | |
| કુપકુપિકા | — | [૨] |
| દંસણસુદ્ધિ (દન્સિણસત્તરિ) | ૭૦ | |
| દશવૈકાલિક–ટીકા | — | ૬૮૫૦ |
| દ્વિજવદનચપેટા | — | [૨] |
| ધમ્મસંગહણી | ૧૩૯૬ | ૧૭૫૦ (જૈ ગ્ર.) |
| ધર્મબિન્દુ | ૪૮ + સૂ. ૫૪૨ | ૨૭૩ (જૈ ગ્ર ) |
| ધર્મસારપ્રકરણ | — | [૨] |
| ધર્મસારપ્રકરણ–ટીકા | — | [૨] |
| ધુત્તક્ખાણ | ૪૮૫ | ૬૦૨ (જૈ. ગ્ર.) |
| નન્દ્યધ્યયન–ટીકા | — | ૨૩૨૬ |
| નાણાચિત્તપયરણ | ૮૧ | |
| નૃતત્ત્વનિગમ | ૧૪૭ | ૧૭૦ (જૈ. ગ્રં ) |
| ન્યાયપ્રવેશક–વ્યાખ્યા | — | ૫૦૦ |
| ન્યાયવિનિશ્ચય | — | [૨] |
| ન્યાયાવતારવૃત્તિ | — | [૨] |
| પંચવત્થુગ | ૧૭૧૪ | ૧૭૯૪ (જૈ. ગ્રં ) |
| પંચવસ્તુક–ટીકા | — | ૫૦૫૦ ( ,, ) |
| પંચસૂત્રક–વ્યાખ્યા | — | ૮૮૦ |
| પંચાસગ | ૯૩૮ | [૨]૧૧/૪ |
| પિંડનિર્યુક્તિ–વિવૃતિ | — | [૧] |
| પ્રજ્ઞાપના–ટીકા | — | ૪૭૦૦ |
| બોટિક–પ્રતિષેધ | — | ૯૧ |

૧ આ ટીકા સાડા પાંચ અધ્યાયની–અ ૬, સૂ ૨૩ સુધીની જણાય છે

૨ જુઓ પ. ભાં. ગ્રં. સૂ. (પૃ ૫)

| નામ | પદ્યસંખ્યા | ગ્રન્થાગ્ર |
|---|---|---|
| ભાવનાસિદ્ધિ | — | ? |
| યોગદૃષ્ટિસમુચ્ચય | ૨૨૬ | |
| ,, ,, -વૃત્તિ | — | ૧૧૭૫ |
| યોગબિન્દુ | ૫૨૭ | |
| લગ્નસુદ્ધિ | ૧૩૩ | |
| વર્ગકેવલિવૃત્તિ | — | ? |
| વીસવીસિયા | ૩૮૬ | |
| શાસ્ત્રવાર્તાસમુચ્ચય | ૭૦૦ | |
| ,, ,, -વૃત્તિ | — | [1]૨૨૫૦ |
| ષડ્દર્શનસમુચ્ચય | ૮૭ | |
| ષોડશક-પ્રકરણ | ૨૫૭ | ૩૩૦ |
| સંસારદાવાનલસ્તુતિ | ૪ | |
| સમરાઇચ્ચચરિય | — | [2]૧૦૦૦૦ |
| સંબોહપયરણ | ૧૬૧૦ | ૨૦૫૪ (જૈ. ગ્રં.) |
| સર્વજ્ઞસિદ્ધિ | — | ? |
| ,, -ટીકા | — | ? |
| સાવગધમ્મ | ૧૨૦ | |
| સાવગધમ્મસમાસ | ૪૦૩ | |
| ,, ની ટીકા | — | ? |
| સ્યાદ્વાદકુચોદ્યપરિહાર | — | ? |
| હિંસાષ્ટક | ૮ | |
| ,, -અવચૂરિ | — | ? |

૧ જૈ. ગ્રં.માં ૭૦૦૦ની નોંધ છે તે વિચારણીય છે.

૨ જુઓ જે. ભાં. ગ્રં. સૂ. (પૃ. ૨૧).

અહીં જે ગ્રથાગ મેં આપેલ છે તે સબધમા કેટલીક વાર ભિન્ન ઉલ્લેખ પણ જોવાય છે, પણ એથી અદાજને વાધા આવતો નથી ઉપર્યુક્ત ગણતરી પ્રમાણે હરિભદ્રસૂરિએ ઓછામા ઓછા દોઢ લાખ શ્લોક રચ્યા છે વિનયવિજયગણિએ બે લાખ કરતા વિશેષ શ્લોક રચ્યાનુ કહેવાય છે[1] ન્યાયાચાર્ય યશોવિજયગણિએ તો બે લાખ જેટલુ લખાણ વ્રવ્ય ન્યાયને અગે જ કર્યું છે એમ એમના એક મુદ્રિત થયેલા [2]કાગળ ઉપરથી જણાય છે 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ સાડા ત્રણ કરોડ શ્લોકો જેટલી રચના કર્યાનુ કેટલાક કહે છે ત્રણેક લાખ શ્લોક જેટલુ લખાણ તો આજે પણ મળે છે એમ કહેવાય છે લગભગ અડધા લાખ શ્લોક જેટલી રચના તો આધુનિક યુગમા આગમોદ્ધારકને હાથે પણ થઈ છે

## નિષ્કર્ષ

આ પ્રમાણે હરિભદ્રસૂરિની વિવિધ કૃતિઓનુ સક્ષિપ્ત અવલોકન પૂર્ણ થાય છે એટલે એના નિષ્કર્ષરૂપે હુ નીચે મુજબની ૪૮ બાબતો રજૂ કરુ છુ —

૧ અભયદેવસૂરિ અને એમની પછીના કેટલાક આચાર્યોને મતે હરિભદ્રસૂરિએ લગભગ ૧૪૦૦ ગ્રથો રચ્યા છે, છતા આજે તો એના ચૌદમા ભાગના—આશરે સો ગ્રથના જ નામ ગણાવી શકાય તેમ છે

૨ હરિભદ્રસૂરિની કૃતિ તરીકે કેટલીક વાર એમના પછી થયેલા—વિ સ ૧૧૫૦ની આસપાસમા થયેલા અન્ય હરિભદ્રસૂરિની કૃતિ ગણાવાય છે અને તે ઉચિત નથી હરિ, હરિપ્રભ, હરિષેણ ને હર્ષકુલ જેવાની કૃતિને હારિભદ્રીય કહેવી તે ભૂલ છે

૧ સુજશવેલીભાસની પ્રસ્તાવના (પૃ ૭)મા મો દ દેશાઈએ આ હકીકત આપી છે

૨ આ કાગળ ગૂર્જર સાહિત્ય સગ્રહ (ભા ૨)મા છપાયો છે તેમા પૃ ૧૧૪મા બે લાખ શ્લોકની હકીકત છે

૩ હરિભદ્રસૂરિએ જે કૃતિઓ રચ્યાના પ્રામાણિક ઉલ્લેખ મળે છે તે બધી યે આજે મળતી નથી જેટલી મળે છે તેમા પણ **કુપકુપિકા** અપૂર્ણ છે અને **પંચાસગ** ને **વીસવીસિયામા** નહિ જેવો ભાગ ખૂટતો જણાય છે.

૪. હરિભદ્રસૂરિની કેટલીક કૃતિઓ ' વિરહ ' અંક વડે અંકિત છે.

૫. હરિભદ્રસૂરિએ કેટલીક કૃતિના નામ બૌદ્ધ કૃતિઓના નામ ઉપરથી યોજ્યા હોય એમ લાગે છે. જો એમ ન જ હોય તો એ વાત તો સાચી જ છે કે એમની કેટલીક કૃતિના નામ બૌદ્ધ કૃતિઓના નામનુ સ્મરણ કરાવે છે.

૬ હરિભદ્રસૂરિનો ઉપલબ્ધ કૃતિકલાપ સંસ્કૃત અને પાઇયમા-જ૦ મળમા રચાયો છે અને તેમા પણ વિશેષ ભાગ સંસ્કૃતમા છે.

૭ હરિભદ્રસૂરિનુ સંસ્કૃત અને પાઇય એમ બને ભાષા ઉપર અસાધારણ પ્રભુત્વ જોવાય છે

૮ હરિભદ્રસૂરિએ સ્વતંત્ર તેમ જ વિવરણાત્મક કૃતિઓ રચી છે

૯. હરિભદ્રસૂરિએ અનેક વિષયો ઉપર કૃતિઓ રચી છે તેમા તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ ઉપર એમણે વિશેષ લક્ષ્ય આપ્યુ છે.

૧૦ હરિભદ્રસૂરિએ છંદ, વ્યાકરણ કે અલંકારને લગતી કોઈ કૃતિ રચી હોય એમ જણાતુ નથી. કોઈ નાટક પણ રચ્યુ દેખાતુ નથી રૂપકાત્મક કથા પણ આલેખી હોય એમ જાણવામા નથી.

૧૧. સિદ્ધસેન દિવાકરે દાર્શનિક દ્વાત્રિંશિકાઓ દ્વારા સર્વ દર્શનોનો સંગ્રહ કરવાનુ જે બીજ વાવ્યુ હતુ તેને પલ્લવિત, પુષ્પિત અને ફલિત કરવાનુ કાર્ય હરિભદ્રસૂરિએ **ષડ્દર્શનસમુચ્ચય** અને **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** એમ બે કૃતિઓ રચી ચરિતાર્થ કર્યું છે

૧૨ **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** એ હરિભદ્રસૂરિની સર્વ ધર્મ પ્રત્યે

મધ્યસ્થ ભાવના રાખી વિવિધ દર્શનોના સમન્વય કરી સત્ય પ્રકાશિત કરવાની તીવ્ર અને ઉદાત્ત ભાવનાનો આબેહૂબ ચિતાર ખડો કરે છે.

૧૩. **મહાનિસીહ**ના ઉદ્ધારમા હરિભદ્રસૂરિનો પણ હાથ છે.

૧૪. હરિભદ્રસૂરિનું રચેલું મનાતું ધુત્તક્ખાણ એ બ્રાહ્મણોની–પૌરાણિકોની ઉપલક દૃષ્ટિએ હાસ્યાસ્પદ જણાતી માન્યતાઓ ઉપર વિનોદપૂર્વક સચોટ ચાબખા મારવાની કળાનો બેનમૂન નમૂનો છે.

૧૫ હરિભદ્રસૂરિની સંસ્કૃતમા સર્વાંગે 'આર્યા' છંદમા રચાયેલી કોઈ કૃતિ હોય તો તે **ષોડશક-પ્રકરણ** છે

૧૬. હરિભદ્રસૂરિએ પોતાની કૃતિઓ ઉપર, જૈન આગમાદિ ઉપર તેમ જ બૌદ્ધ ગ્રંથ ઉપર સંસ્કૃતમા વિવરણો રચ્યા છે.

૧૭ જૈન આગમો ઉપર જે સંસ્કૃત ટીકાઓ આજે મળે છે તે પૂર્વે **આવસ્સય** જેવા ઉપર તો અન્યની ટીકા હતી એમ લાગે છે. એવી ટીકાને બાજુએ રાખતા એ કાર્યમા પહેલ કરવાનુ માન હરિભદ્રસૂરિને ફાળે જાય છે ઉપલબ્ધ સંસ્કૃત ટીકાઓમા તો એમની જ ટીકા અગ્રિમ સ્થાને છે.

૧૮. આગમો ઉપર હરિભદ્રસૂરિએ ટીકા રચી છે ખરી, પરંતુ એ પૈકી એકે અંગ કે એકે છેયસુત્ત ઉપર ટીકા રચી જણાતી નથી. ઉવંગ ઉપર અને મૂલસુત્ત અને બન્ને ચૂલિયાસુત્ત ઉપર એમણે ટીકા રચી છે.

૧૯. ચેઇયવન્દણસુત્ત (ચૈત્યવન્દનસૂત્ર) ઉપર સૌથી પ્રથમ વૃત્તિ કોઈની મળતી હોય તો તે હરિભદ્રસૂરિની છે.

૨૦. હરિભદ્રસૂરિએ એમની [1]ચાર વૃત્તિઓનુ નામ **શિષ્યહિતા** અને એકનુ નામ **શિષ્યબોધિની** રાખ્યુ છે અને આવુ નામ આપનાર તરીકે એઓ જૈન મુનિવરોમા પ્રથમ હોય એમ લાગે છે

૧ **અણુઓગદાર, આવસ્સય, ન્યાયપ્રવેશક** અને **પંચવત્થુગ** એ ચાર કૃતિની વૃત્તિ પૈકી પ્રત્યેકનુ નામ **શિષ્યહિતા** છે

૨૧. ચૈત્યવદનની વિધિ દર્શાવનારી આદ્ય ઉપલબ્ધ કૃતિ તે **લલિતવિસ્તરા** છે એમ આગમોદ્ધારકનુ કહેવુ છે

૨૨ હરિભદ્રસૂરિએ જે કૃતિઓ ઉપર વૃત્તિ રચી છે તેમાની કેટલીકને 'લઘુવૃત્તિ' તો કેટલીકને 'બૃહદ્વૃત્તિ' તરીકે ઓળખાવાય છે, પરતુ આથી કરીને એમણે આ દરેક કૃતિને બબ્બે વૃત્તિઓથી વિભૂષિત કરી છે એમ સમજવાનુ કે માનવાનુ નથી

૨૩ હરિભદ્રસૂરિએ જે કૃતિઓ ઉપર વૃત્તિ રચી છે એમાની કોઈ કોઈ ઉપર વિવરણ જોવાય છે આમ એમની કેટલીક કૃતિઓ જાણે પલ્લવિત તેમ જ પુષ્પિત બની છે

૨૪ હરિભદ્રસૂરિની જે કૃતિઓ સ્વોપજ્ઞ વૃત્તિ વડે વિભૂષિત નથી તેમાની કેટલીક ઉપર ઉત્તરવર્તી મુનિવરોએ વૃત્તિ રચી છે આમા મુનિચન્દ્રસૂરિ, મલયગિરિસૂરિ, ન્યાયાચાર્ય યશોવિજયગણિ અને આગમોદ્ધારકનો ફાળો મહત્ત્વનો છે

૨૫ હરિભદ્રસૂરિએ પોતાની કેટલીક કૃતિઓના પ્રવેશદ્વારની ગરજ સારે એવી કૃતિઓ રચી એમની કૃતિઓના સક્ષેપરૂપે કૃતિઓ યોજવાનો માર્ગ અન્ય પ્રણેતાઓને સુઝાડ્યો છે આનો લાભ લેવામા ન્યાયાચાર્ય યશોવિજયગણિ મોખરે હોય એમ ઉવએસરહસ્સ અને **મગ્ગપરિક્ખા** જેવી કૃતિ જોતા લાગે છે આ ગણિવરે હરિભદ્રસૂરિની વિવિધ વિષયને અગેની કૃતિઓનુ આકઠ પાન કરી એનો રસાસ્વાદ કેવળ સસ્કૃતજ્ઞો કે પ્રાકૃતજ્ઞો જ પૂરતો મર્યાદિત ન રાખતા એ ગુજરાતી ભાષાભાષીઓને પણ એક યા બીજી રીતે કરાવ્યો છે આને લઈને એમનુ '[1]લઘુ હરિભદ્ર' તરીકેનુ ઉપનામ સાર્થક બને છે

---

૧ હીરવિજયસૂરિના શિષ્ય કીર્તિવિજયગણિના શિષ્ય કાંતિવિજયે વિ સ. ૧૭૪૫ પછી તરત જ રચેલી મનાતી કૃતિ નામે સુજશવેલીભાસ (પૃ ૨૯)મા આ સમાસેનો નિર્દેશ છે પ્રસ્તુત પક્તિ નીચે મુજબ છે —

૨૬ હરિભદ્રસૂરિની વિદ્વત્તાના પ્રમાણમા એમની ઘણી જ થોડી કૃતિઓનો પ્રાદેશિક ભાષામા અનુવાદ થયો છે એમની બે કૃતિનો મગલિયન ભાષામા અનુવાદ થયો છે, પરંતુ હિંદી, અગ્રેજી કે જર્મનમા એક પણ મહાકાય કૃતિનો પણ સર્વાશે થયો હોય એમ જણાતુ નથી

૨૭ હરિભદ્રસૂરિએ જેટલી સખ્યામા ગ્રથો રચ્યાનુ કહેવાય છે એટલી મોટી સખ્યા અન્ય કોઈ જૈન ગ્રથકારને અગે પ્રઘોષરૂપે પણ નિર્દેશાઈ નથી ઉમાસ્વાતિને પણ ૫૦૦ જ પ્રકરણોના પ્રણેતા તરીકે ઓળખાવાયા છે

૨૮ હરિભદ્રસૂરિની પૂર્વેનુ ઉપલબ્ધ સાહિત્ય જોતા એ જે જે ગ્રથકારનુ જેટલુ મળે છે તેને હિસાબે હારિભદ્રીય કૃતિકલાપનુ પરિમાણ અધિક છે

૨૯ ભારતીય દર્શનોમા ચાર્વાક દર્શનને પણ એક દર્શન તરીકે દર્શાવનાર તરીકે હરિભદ્રસૂરિ લગભગ આદ્ય સ્થાન ભોગવે છે

૩૦ ઉપલબ્ધ સાહિત્ય જોતા યોગના સબધમા આઠ દૃષ્ટિની બાબત રજૂ કરી નવો ચીલો પાડનાર તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ છે

૩૧. કેવલજ્ઞાન અને કેવલદર્શનરૂપ બે ઉપયોગવાદને અગેના ત્રણ મતોના પુરસ્કર્તા તરીકે જિનભદ્ર, સિદ્ધસેન અને વૃદ્ધાચાર્યનો ઉલ્લેખ સૌથી પ્રથમ કરનાર કોઈ હોય તો તે હરિભદ્રસૂરિ છે

૩૨ પદાર્થ, પદવિગ્રહ, ચાલના અને પ્રત્યવસ્થાન એ સુપ્રસિદ્ધ

---

" લઘુ બાંધવ હરિભદ્રનો, ' કલિ ' યુગમા એ થયો જાણ રે '

—ઢાલ ૪, કડી ૪

આ કૃતિ ( ઢા ૧ )ની નિમ્નલિખિત પક્તિમા યશોવિજયગણિ બીજા હેમચન્દ્રસૂરિ થશે એમ કહ્યુ છે —

યોગ્ય પાત્ર વિદ્યા તણુ જી, થાસ્યે એ બીજો હેમ ૧૬ '

સંજ્ઞાઓને સ્થાને વાક્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ એ અભિનવ સંજ્ઞાઓ હરિભદ્રસૂરિની પૂર્વે કોઈ મુનિવરે યોજી હો તો તે જાણવામાં નથી.

૩૩. **સમ્મઇ-પયરણ** ઉપર મલ્લવાદીએ ટીકા રચી હતી એ બાબતનો સૌથી પ્રથમ નિર્દેશ કરનાર હરિભદ્રસૂરિ છે.

૩૪. **સીમંધરસ્વામીએ** સંઘ ઉપર ભેટ તરીકે એક ચૂલિક મોકલ્યાની વાત રજૂ કરનાર તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ છે. બાકી સીમંધર તીર્થંકરનો ઉલ્લેખ તો વસુદેવહિંડીગત પેઢિયા (પૃ. ૮૪)માં છે અને એ કૃતિ તો એમની પૂર્વે રચાઈ છે.

૩૫ છેયસુત્ત અને મૂલસુત્તની સંખ્યા અનુક્રમે ૭ અને ચારની દર્શાવનાર તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ છે.

૩૬. ધર્મની પરીક્ષા સુવર્ણની જેમ કષ, તાપ અને છેદ દ્વારા કરવાની બાબત રજૂ કરનાર જૈન તરીકે હરિભદ્રસૂરિ પ્રથમ હોય એમ ઉપલબ્ધ જૈન સાહિત્ય જોતાં જણાય છે. આ બાબતનો વિવિધ કૃતિઓમાં ઉલ્લેખ કરનાર તરીકે તો એઓ અદ્વિતીય સ્થાન ભોગવે છે. એમની આ મનોદશા સત્યની ગવેષણા માટેની એમની તાલાવેલી સૂચવે છે અને મુમુક્ષુએ ગમે તે ધર્મનો—કહેવાના ધર્મનો સ્વીકાર ન કરવો જોઈએ એની એઓ આ દ્વારા ચેતવણી આપે છે.

૩૭. **સમરાઇચ્ચચરિય** એ હરિભદ્રસૂરિની ઉત્તમ કવિ તરીકેની ગણના કરાવવા માટે પર્યાપ્ત સાધન છે.

૩૮. ન્યાયોનો નિર્દેશ કરનારા જૈન ગ્રંથકારોમાં હરિભદ્રસૂરિ સૌથી પ્રથમ હોય એમ જણાય છે.

૩૯. સમર્થવાદી હરિભદ્રસૂરિની સમન્વય-શૈલી મિથ્યાભિમાની વાદીઓના વાદ-જ્વરનો, હઠિલાઓના હઠજ્વરનો અને જિજ્ઞાસુના મોહ—જ્વરનો નાશ કરનારું રામબાણ રસાયન છે.[1]

૧ શા. વા. સ. ( શ્લો. ૧૯૪–૨૧૦ )ગત સજ્જનદાર વિવેચકનું વક્તવ્ય.

૪૦ હરિભદ્રસૂરિની કૃતિઓ અંગે શાસ્ત્રીય પ્રત્યેક વિષયનુ યથેષ્ટ, સચોટ અને પર્યાપ્ત જ્ઞાન મેળવવાનુ ઉત્તમ સાધન

૪૧ જે વસ્તુ પોતે સમજતા હોય તે અન્યને શાતપણે અને મધ્યસ્થ ભાવે સમજાવવાની કળામા હરિભદ્રસૂરિ સિદ્ધહસ્ત છે १

૪૨ **સમ્યક્ત્વસપ્તતિકા** તરીકે ઓળખાવાતી કૃતિ જો હારિભદ્રીય જ હોય તો તેની ગા ૫-૬, **સમરાઇચ્ચચરિયના** ઉદ્બોધક પદ્યો તેમ જ **ધુત્તક્ખાણ** પણ જો હારિભદ્રીય જ હોય તો એના બાર અવતરણો મૂળે કઈ કઈ કૃતિના છે અને એના પ્રણેતાના નામ શા છે તે વિચારાય અને સાથે સાથે એમની અન્ય કૃતિઓમાના અવતરણો એકત્રિત કરી એ સર્વેના મૂળ પણ નક્કી થાય તો એમના સમય વિષેનો નિર્ણય સર્વમાન્ય બને

૪૩ હરિભદ્રસૂરિએ શતમુખી પ્રતિભા દ્વારા જે જે ગ્રંથો રચ્યા છે તેથી જૈન જ સાહિત્ય ગૌરવાકિત બન્યુ છે એમ નહિ, પરન્તુ ભારતીય સસ્કૃત અને પાઇય સાહિત્ય તેનુ ઋણી છે—એનુ પણ મુખ એથી ઉજ્જ્વલ થયુ છે

૪૪ હરિભદ્રસૂરિના ગ્રંથોના સપાદનમા મુખ્ય ફાળો આગમોદ્ધારકનો છે

૪૫ હરિભદ્રસૂરિની કૃતિઓની વૃત્તિ જ રચનારા કે એને આધારે સસ્કૃત રચના યોજનારા જ એમના પ્રશસક છે એમ નહિ પરન્તુ દાક્ષિણ્યચિહ્નસૂરિ અને સિદ્ધર્ષિ જેવા પ્રાચીન સમયના શ્રમણ વર્યોએ અને તીર્થોદ્ધારક વિજયનેમિસૂરિ અને આગમોદ્ધારક આનન્દ સાગરસૂરિ જેવા આધુનિક મનિવર્ગએ પણ એમના યશોગાન ગાયા છે એમા હુ પણ મારો નમ્ર સૂર પૂરુ છુ

૪૬ હરિભદ્રસૂરિના જેટના ગ્રંથો આજે ઉપલબ્ધ છે એ પૈકી

१ જુઓ પ બેચરદાસનુ "જૈન દર્શન" (પૃ ૭૧)

કોઈ કોઈનો તો વાસ્તવિક અને સાંગોપાંગ અભ્યાસ કરવા માટે સારી યે જિંદગી વ્યતીત કરવી પડે એટલો એમાં મહત્ત્વપૂર્ણ અને વિવિધતાશાળી ભંડાર ભરેલો છે.

૪૭. આજનો શ્રમણ-સંઘ અધ્યાત્મ, યોગ અને ધર્મની બાબતમાં હરિભદ્રસૂરિનો ઋણી છે.

૪૮. તીર્થોદ્ધારકાદિના શિષ્ય-સમુદાયમાં હારિભદ્રીય કૃતિકલાપના પઠનપાઠન પર વિશેષ લક્ષ્ય અપાય છે એ આનંદની વાત છે.

આ પ્રમાણે જ્યારે હરિભદ્રસૂરિના ગ્રંથોનું મૂલ્ય અમૂલ્ય છે ત્યારે સામાન્ય જનતા પણ એનો યથેષ્ટ લાભ લઈ શકે તેવી વ્યવસ્થા થવી ઘટે. એના આધુનિક ભિન્ન ભિન્ન ભાષાઓમાં ઉત્તમ કોટિના અનુવાદો પ્રસિદ્ધ થાય તો આ મહત્ત્વના ગ્રંથોની ઉપયોગિતા વિશેષતઃ વધે.

---

## ઉપખંડ : સમીક્ષા

### (૧) હરિભદ્રસૂરિએ નિર્દેશેલા ગ્રંથો અને ગ્રંથકારો

હરિભદ્રસૂરિએ અનેક ગ્રંથોનું સર્જન કર્યું છે અને એ દ્વારા એમણે વિવિધ ગ્રંથો અને ગ્રંથકારોનો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી આપણને એક તો એમના અધ્યયનના ક્ષેત્રની વિપુલતાનો ખ્યાલ આવે છે અને બીજી રીતે વિચારતા આ નામોલ્લેખ એમના સમય-નિર્ણયનું મહત્ત્વનું અને સર્વમાન્ય સાધન પૂરું પાડે છે. આ પ્રમાણે આ નામ-નિર્દેશ ઉપયોગી હોવાથી હું એ નામો પૈકી કેટલાક વિશિષ્ટ નામો વિષે થોડીક માહિતી આપવા લલચાયો છું. સૌથી પ્રથમ તો હું નિમ્ન-લિખિત ૧૪ ગ્રંથોની આછી રૂપરેખા આલેખીશ :—

(૧) **પ્રમાણમીમાંસા**, (૨-૩) **પ્રિયદર્શના** અને **વાસવદત્તા**, (૪) **યોગનિર્ણય**, (૫) **વૈરાગ્યકલ્પ**, (૬) **વાક્યપદીય**, (૭) **વાર્તિક**, અર્થાત્ **પ્રમાણવાર્તિક**, (૮) **વિંશિકા**, (૯) **વૃદ્ધગ્રંથ**, (૧૦) **શિવધર્મોત્તર**, (૧૧) **સમ્મઇપયરણ**, (૧૨) **સમ્મઇપયરણ**ની ટીકા, (૧૩) **સ્યાદ્વાદભંગ** અને (૧૪) **હેતુબિન્દુ**.

### (૧) પ્રમાણમીમાંસા

**અ૦જ૦૫૦**ના પાંચમા અધિકાર (પૃ. ૬૮)મા તેમ જ એની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૬૮)મા આ ગ્રંથનો હરિભદ્રસૂરિએ ઉલ્લેખ કર્યો છે. એના કર્તા તરીકે મૂળમા 'અમારા ગુરુ' એવો ઉલ્લેખ છે, જ્યારે એની સ્વોપજ્ઞ વ્યાખ્યામા 'પૂર્વાચાર્ય' એમ કહ્યુ છે. આથી એમ જણાય છે કે **પ્રમાણમીમાંસા**ના કર્તા હરિભદ્રસૂરિના સાક્ષાત્ ગુરુ નથી, પરંતુ એમનો આ ગ્રંથ એમને ઉપયોગી થઈ પડયો હશે

એટલે એઓ એમને 'ગુરુ' તરીકે સંબોધે છે એ ગમે તે હો, **પ્રમાણમીમાંસા**ના કર્તા કોઈ જૈન આચાર્ય છે અને તે પણ 'શ્વેતાંબર' છે એમ લાગે છે

**પ્રમાણમીમાંસા** નામનો જે ગ્રંથ હરિભદ્રસૂરિએ નોંધ્યો છે તેની એકે હાથપોથી હજી સુધી તો મળી આવી નથી પૃ ૮૮મા જે અવતરણનો પ્રારંભ કરી પૃ ૭૨મા જે પૂર્ણ કર્યું છે તે આ **પ્રમાણમીમાંસા**નું હશે, જેટલું એ આપના પહેલા નીચે મુજબનો ઉલ્લેખ હરિભદ્રસૂરિએ કર્યો છે —

"निर्णीतमेतदस्मद्गुरुभि प्रमाणमीमासादपु"

હરિભદ્રસૂરિની પૂર્વે રચાયેલા **પ્રમાણમીમાંસા** નામના ગ્રંથની કોઈએ નોંધ લીધી છે કે કોઈએ એમાથી અવતરણ આપ્યું છે ખરુ ?

'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ [1]**પ્રમાણમીમાંસા** નામની કૃતિ રચી છે અને એ જેટલી મળી તેટલી છપાવાઈ છે શુ એમણે આ અનુપલબ્ધ ગ્રંથ જોયો હશે ? શુ એ જોઈને એમણે પોતાની કૃતિનુ આ નામ યોજ્યુ હશે ? શુ આ એમની છેલ્લી કૃતિ હોવાથી એ અપૂર્ણ રહેવા પામી છે ?

---

૧ બીજા અધ્યાયના પહેલા આહ્નિકના ૩૫ સૂત્રો—એકદર સો સૂત્રો અને એને લગતી સ્વોપજ્ઞ વૃત્તિ અને ૩૬મા સૂત્રની ઉત્થાનિકા પૂરતી વૃત્તિ જેટલો વિભાગ "સિ જૈ ગ્ર"મા ઇ સ ૧૯૩૯મા છપાયો છે બાકીનો વિભાગ અનુપલબ્ધ છે

**મોતીલાલ** લાધાજી તરફથી "આર્હત મત પ્રભાકર"મા મયૂખ ૧ તરીકે **પ્રમાણમીમાંસા** સ્વોપજ્ઞ વૃત્તિ સહિત આ પૂર્વે **વીરસંવત્** ૨૪૫૨ (= ઈ સ. ૧૯૨૫)મા પ્રસિદ્ધ કરાઈ હતી. એના કરતા આ નવીન પ્રકાશન અભ્યાસીને વિશેષ ઉપયોગી બન્યુ છે

## ( ૭–૩ ) [1]પ્રિયદર્શના અને વાસવદત્તા

આવશ્યકના ઉપરની ઉપલબ્ધ શિષ્યહિતા નામની ટીકા (પત્ર ૧૦૬૩ )માં નિર્દેશ દ્વારા સમજાવતા હરિભદ્રસૂરિએ પ્રિયદર્શના અને વાસવદત્તાનો ઉલ્લેખ કર્યો છે આ પ્રિયદર્શના એ નાગાનન્દ અને રત્નાવલીના કર્તા હર્ષની કૃતિ છે હર્ષ એ 'સ્થાનેશ્વર'નો રાજા હતો એનુ મૃત્યુ ઇ સ ૬૪૮મા થયુ હતુ. સ્વ કેશવ હર્ષદ ધ્રુવે પ્રિયદર્શનાનો વિન્ધ્યવનની કન્યકા કિવા પ્રિયદર્શના એ નામથી ગુજરાતીમા [2]અનુવાદ કર્યો છે એની પ્રસ્તાવના ( પૃ ૭૬, ટિ )મા એમણે પ્રિયદર્શનાનો રચના સમય ઇ સ ૬૧૮ની આસપાસનો દર્શાવ્યો છે પ્રિયદર્શના અને રત્નાવલી એ બે નાટિકાઓને ભગિની ( sister plays ) તરીકે વિદ્વાનો ઓળખાવે છે

જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિસેસા૦ ( ગા [3]૧૫૦૮ )મા નિર્દેશ દ્વારા સમજાવતી વેળા વાસવદત્તા અને તરંગવઈ (સ તરંગવતી)નો ઉલ્લેખ કર્યો છે એથી પ્રશ્ન સ્ફુરે છે કે શુ પ્રિયદર્શનાની રચના આ ક્ષમાશ્રમણના જીવનકાળ દરમ્યાન નહિ થઈ હશે કે જેથી એમણે એનો ઉલ્લેખ ન કર્યો ?

હર્ષની કૃતિને કેટલાક પ્રિયદર્શના ન કહેતા પ્રિયદર્શિકા કહે છે પણ ખરુ નામ પ્રિયદર્શના જ છે એમ જે કેટલાક વિદ્વાનો માને છે તે વાતને હુ સમ્મત છુ

---

[1] આ એન જી સુરુ દ્વારા આ નામથી સપાદિત આ કૃતિ છપાવાઈ છે

૨ આ અનુવાદ કેશવ હર્ષદ ધ્રુવ છપાવ્યો છે

૩ કોટ્યાચાર્યની વૃત્તિવાળી વિસેસા૦ની આવૃત્તિમા આનો ક્રમાંક ૧૫૨૬ છે

**વાસવદત્તા**—પતંજલિએ આ નામની કૃતિ કે પછી આને અંગેની કથાની નોંધ **અષ્ટાધ્યાયી** (૪ ૩ ૮૭૨) ઉપરના એમના મહાભાષ્યમાં લીધી છે એ જ કૃતિનો નિર્દેશ જિનભદ્રગણિએ કે હરિભદ્રસૂરિએ કર્યો હોય એમ લાગતું નથી સુબંધુએ જે **વાસવદત્તા** રચી તે એમને અભિપ્રેત હોય એમ જ જણાય છે સુબંધુનો સમય ઇ સ ૩૭૫-૪૨૫નો છે એમ કેટલાક વિદ્વાનોનું કહેવું છે

## (૪) યોગનિર્ણય

યો૦ દ૦ સ૦ (શ્લો ૧)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૨અ)માં યોગવિષયક વિસ્તૃત કૃતિનો નિર્દેશ કરતી વેળા આ **યોગનિર્ણય** અને સાથે સાથે **ઉત્તરાધ્યયન**નો ઉલ્લેખ છે **યોગનિર્ણય**ના કર્તા જૈન અને તે પણ 'શ્વેતાંબર' આચાર્ય હશે એમ લાગે છે

આ **યોગનિર્ણય**માં મિત્રા ઇત્યાદિ આઠ દૃષ્ટિનું નિરૂપણ હશે કે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ જેવા વિષયની ચર્ચા હશે કે અન્ય કોઈ રીતે જ યોગનું આલેખન હશે તેનો નિર્ણય કરવો બાકી રહે છે એ નિર્ણય તો **યોગનિર્ણય**ની કૃતિ જે અત્યારે તો લુપ્ત ગણેલી મનાય છે તે મળી આવે તો અથવા તો એના ઉપર પ્રકાશ પાડનાર ઉલ્લેખ મળી આવે તો થઈ શકે

## (૫) રેવણાકાવ્ય

**ધમ્મસંગહણી** (ગા ૧૧૫૮)માં આનો ઉલ્લેખ છે રસ્તે જનાર 'રથ્યાપુરુષ'ની કૃતિ એ કંઈ પ્રમાણભૂત નથી એ દર્શાવવા **રેવણાકાવ્ય**નો નિર્દેશ કરાયો છે મલયગિરિસૂરિ એમની વૃત્તિ (પત્ર ૩૮૫આ)માં રાવણ વગેરેએ રચેલ કાવ્ય એમ આનો અર્થ સમજાવે છે ૫૩૦ સ૦ ઉપર વિદ્યાતિલક ઉર્ફે સોમતિલકસૂરિએ જે

ટીકા રચી છે તેમા એમણે બીજા પદની ટીકા ( પૃ. ૮ )મા જૈમિનિના શિષ્યના અનેક ભેદ દર્શાવતી વેળા નીચે મુજબનુ પદ્ય આપ્યુ છે :

" [1]उदरार्थ यत्किंचिदेति तन्त्रं वेत्ता प्रभाकरः ।
वामनस्तूभयं वेत्ति न यत्किंचिदपि रेवणः ॥"

અર્થાત્ ઉમ્બેક કારિકા જાણે છે, પ્રભાકર તન્ત્ર જાણે છે, વામન બન્ને જાણે છે અને રેવણ કશું જાણતો નથી.

આમ અહીં પણ રેવણનો ઉલ્લેખ છે શું એ કોઈ જાણીતી વ્યક્તિ છે ?

## ( ૬ ) [2]વાક્યપદીય

આ ભર્તૃહરિ નામના વૈયાકરણની કૃતિ છે. એમણે મૂળ ગ્રંથ કારિકાઓ રૂપે સંસ્કૃતમા રચી એના ઉપર સંસ્કૃતમા [3]વૃત્તિ રચી છે. એ બન્નેનુ નામ **વાક્યપદીય** છે. મૂળ ત્રણ કાંડોમા વિભક્ત છે : ( ૧ ) બ્રહ્મ કાંડ, ( ૨ ) પદ કાંડ અને ( ૩ ) પ્રકીર્ણ કાંડ.

અ૦જ૦પ૦ (ખંડ ૧, પૃ ૩૬૬)મા વાક્યપદીયમાંથી બે

---

૧ પાઠાન્તર તરીકે-અન્ય . મુદ્રિત આવૃત્તિ પ્રમાણે ' ઉમ્બેક ' છે

૨-૩ ત્રણે કાંડો પૂરતુ મૂળ બે કાંડ ઉપરની વૃત્તિ સહિત "બનારસ સંસ્કૃત સિરીઝ"મા ઇ સ ૧૮૮૭મા છપાયુ છે પહેલા કાંડની વૃત્તિના કર્તા ભર્તૃહરિ છે, નહિ કે પુણ્યરાજ એમ ડૉ સી કે રાજાએ એમના એક લેખમા કહ્યુ છે (જુઓ અ૦જ૦પ૦ના મારા અંગ્રેજી ઉપોદ્‌ઘાતનું પૃ ૧૦૧) બીજા કાંડની વૃત્તિ પુણ્યરાજની છે બીજા કાંડ ઉપરની ભર્તૃહરિની વૃત્તિનો મોટો ભાગ હાથપોથીરૂપે મળે છે

ત્રીજા કાંડ ઉપરની હેલારાજની વૃત્તિ સહિત મૂળ "બનારસ સંસ્કૃત સિરીઝ"મા ઇ સ ૧૯૦૫મા છપાયુ છે.

ભર્તૃહરિની સ્વોપજ્ઞ વૃત્તિનુ વૃષભદેવની ટીકા સહિત સંપાદન ચારુદેવ શાસ્ત્રીએ કર્યું છે અને એ લાહોરથી પ્રસિદ્ધ કરાયુ છે

અવતરણો અપાયાં છે એની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૩૬૬)માં એના કર્તા તરીકે ભર્તૃહરિનો ઉલ્લેખ છે વળી કાંડ ૧, શ્લો ૮૩નું પ્રથમ ચરણ ભર્તૃહરિના નામનિર્દેશપૂર્વક સ્વોપજ્ઞ વ્યાખ્યા (ખંડ ૧, પૃ ૩૮૭)માં અપાયું છે

ભર્તૃહરિએ ત્રણે કાંડ ઉપર વૃત્તિ રચી હો એમ લાગે છે

## (૭) [1]વાર્તિક (પ્રમાણવાર્તિક)

જેમ સત્યભામાને બદલે ભામાનો પ્રયોગ જોવાય છે અને [2]**પ્રમાણ-વિનિશ્ચય**નો **વિનિશ્ચય** તરીકે [3]ઉલ્લેખ નજરે પડે છે તેમ હરિભદ્રસૂરિએ [4]ધર્મકીર્તિકૃત **પ્રમાણવાર્તિક**નો **વાર્તિક** તરીકે નિર્દેશ કર્યો છે

**અ૦જ૦પ૦**માં **પ્રમાણવાર્તિક**માંથી એમણે અવતરણો આપ્યાં છે **નંદી**ની ટીકા (પત્ર ૫૩)માં પણ એક અવતરણ એમણે આપ્યું છે એ પ્રથમ પરિચ્છેદનું ૩૬મું પદ્ય છે

વાર્તિક તરીકે **અષ્ટાધ્યાયી** ઉપરનું કાત્યાયને રચેલું વાર્તિક સૌથી પ્રાચીન છે એ કંઈ સ્પષ્ટીકરણરૂપ નથી પરંતુ એ તો એનું સમીક્ષાત્મક પરિશિષ્ટ છે વાર્તિકની અભિનવ પદ્ધતિનો પ્રારંભ ઉદ્યોતકર (ઈ સ ૫૫૦)ના **ન્યાયવાર્તિક**થી થયો, અને કુમારિલે

---

૧ આ મૂળ કૃતિ મનોરથનંદિકૃત ટીકા સહિત છપાઈ છે જુઓ પૃ ૬૧, ટિ

૨ **તત્ત્વાર્થસૂત્ર** (અ ૫ સૂ ૩૧)ની ટીકા (ભા ૧, પૃ ૩૯૭)માં સિદ્ધસેનગણિએ આનો નિર્દેશ કર્યો છે

૩ જુઓ **ન્યાયાવતાર-વૃત્તિ** ઉપરનું ટિપ્પણ (પૃ ૧૭ અને ૭૩) **કાવ્યાનુશાસન** ઉપ ના **વિવેક** (પૃ ૩૯૩)માં 'વિનિશ્ચય-વૃત્તિ' એવો ઉલ્લેખ છે

૪ જુઓ ઉપખંડ

(ઈ. સ. ૬૦૦) **મીમાંસાશ્લોકવાર્તિક** રચી એનું માનળુ ઘચુ બનાવ્યું. આ **ન્યાયવાર્તિક** અને **મીમાંસાશ્લોકવાર્તિક**ના નામ ઉપરથી ધર્મકીર્તિએ પોતાના **વાર્તિક**નું નામ યોજ્યું છે અને એમા આ બંને વાર્તિકોની આલોચના કરી છે એમ શ્રી. રાહુલ સાંકૃત્યાયને **પ્રમાણવાર્તિક**ની પ્રસ્તાવના ( પૃ. ૪ )મા કહ્યુ છે.

ભારતીય મધ્યકાલીન ન્યાયના પિતા તરીકે ઓળખાવાતા [1]દિઙ્-નાગે **પ્રમાણસમુચ્ચય** અનુષ્ટુભમા રચ્યો છે. એ ૯ પરિચ્છેદમા વિભક્ત છે. આ **પ્રમાણસમુચ્ચય** ઉપર ધર્મકીર્તિએ **વાર્તિક** રચ્યું છે, પરંતુ એ એના ત્રણ પરિચ્છેદ પૂરતું જ છે આ **પ્રમાણવાર્તિક** પદ્યમા ૧૪૫૨કે કારિકાઓમા રચાયેલું છે અને એ ચાર પરિચ્છેદમા વિભક્ત છે. પહેલામા પ્રમાણસિદ્ધિ, બીજામા પ્રત્યક્ષ, ત્રીજામા સ્વાર્થાનુ માન અને ચોથામા પરાર્થાનુમાન એમ વિષય છે. પેટાવિષયો વિષે **બૌદ્ધદર્શન** ( પૃ. ૧૧૮ )મા ઉલ્લેખ છે.

**પ્રમાણવાર્તિક**ના ઉપર ધર્મકીર્તિએ જાતે ટીકા રચી છે. મૂળ તેમ જ ટીકાને પણ હરિભદ્રસૂરિએ ' વાર્તિક ' કહેલ છે. આવું વલણ અન્યત્ર પણ જોવા મળે છે. મમ્મટે **કાવ્યપ્રકાશ** અને એની સ્વોપજ્ઞ વૃત્તિને **કાવ્યપ્રકાશ** તરીકે, 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ **કાવ્યાનુશાસન** અને એની **અલંકારચૂડામણિ** નામની ટીકાને **કાવ્યાનુશાસન** તરીકે, કસાયપાહુડ અને એને લગતા યતિવૃષભના ચુણ્ણિસુત્ત તેમ જ એના ઉપરની ઉચ્ચારણાચાર્યની **ઉચ્ચારણા-વૃત્તિ**ને **કસાયપાહુડ** તરીકે, હરિભદ્રસૂરિએ **સમ્મઇપયરણ**ની ટીકાને **સંમતિ** તરીકે, જિનભદ્રગણિએ **આવસ્સયની નિજ્જુત્તિ**ને **આવસ્સય** તરીકે તેમ જ **વિસેસા૦**ને પણ **આવસ્સય** તરીકે અને કોટ્યાચાર્યે **નિસીહ**ની વૃત્તિને **નિશીથ** તરીકે ઓળખાવેલ છે

---

૧ જુઓ ઉપખ ૮

શ્રી રાહુલ સાંકૃત્યાયનના કથન મુજબ ન્યાયને અંગે આશરે એક લાખ ને ત્રિસેર હજાર શ્લોકોનો જે ટિબેટી અનુવાદ થયો છે તેમાં ધર્મકીર્તિની કૃતિઓને અંગે એક લાખ ને સાત હજાર શ્લોક છે અને તેમાં પણ કેવળ પ્રમાણવાર્તિકને જ અંગે એક લાખ ને પાંચ હજાર શ્લોક છે

પ્રમાણવાર્તિક ઉપર સ્વોપજ્ઞ ટીકા છે વિશેષમાં આ પ્રમાણવાર્તિક ઉપર પ્રજ્ઞાકરગુપ્તનું [1]ભાષ્ય છે એ પૂરેપૂરુ મળ્યું નથી મનોરથનંદિએ પ્રમાણવાર્તિક ઉપર વિશદ ટીકા રચી છે એને મનોરથનંદિની કહે છે કર્ણગોમિએ પ્રમાણવાર્તિક (પરિ ૩) ની સ્વોપજ્ઞ વૃત્તિ ઉપર ૩૦૦૦ શ્લોક જેવડી [2]ટીકા રચી છે દેવેન્દ્રમતિએ પ્ર૦ વા૦ ઉપર પંજિકા તેમ જ રવિગુપ્તે, શંકરાનન્દે અને શાક્યમુનિએ એકેક ટીકા રચી છે પરંતુ આના ટિબેટી રૂપાંતરો જ મળે છે[3] વ્યોમવતીના પૃ ૩૦૬ ૩૦૭ અને ૬૮૦માં પ્ર૦ વા૦ના પરિ ૧, શ્લો ૧૧ ને ૧૨, પરિ ૧, શ્લો ૬૮ અને પરિ ૧, શ્લો ૭૨ ઉદ્ધૃત કરાયા છે પૃ ૬૧૭માં હેતુબિન્દુ (પરિ ૧)ની પંક્તિ જોવાય છે

---

૧ શ્રી રાહુલ સાંકૃત્યાયને આનું સંપાદન કર્યું છે આ ભાષ્યના થોડોક ભાગ JBORSમાં છપાયો છે આ ભાષ્ય ઉપર જયાનંત અને યમારિની ટીકાઓ છે એના ટિબેટી રૂપાંતરો જ મળે છે

"प्रज्ञाकरगुप्त और उनका भाष्य नामनो लेख जे श्री राहुले लख्यो छे ते "भारतीय विद्या ' (व ३, अं १, निबंधसंग्रह)मां छपायो छे आ लेखमां एमणे ई सनी पहेली सदीथी बारमी सदी सुधीमां थई गयेला अनेक जैन, बौद्ध अने ब्राह्मण विद्वानोनो निर्देश कर्यो छे

૨ આ ટીકા છપાઈ છે

૩ પ્ર૦વા૦ના ચાર પરિચ્છેદો પછી કયા પરિચ્છેદની કોણે પ્રથમ ટીકા રચી એ ક્રમ બૌદ્ધદર્શન (પૃ ૧૧૫)માં અપાયો છે

પ્રમાણવિનિશ્ચયમાંથી જેમ હરિભદ્રસૂરિએ અવતરણ આપ્યું છે તેમ અકલંકે અષ્ટશતીમાં આપ્યું છે.[1]

પ્ર૦ વા૦ એ ધર્મકીર્તિની અગ્રગણ્ય કૃતિ (magnum opus) છે. એનું નીચે મુજબનું બીજું પદ્ય ટીકાકારોને જવાબ આપવાના ઇરાદે પાછળથી ઉમેરાયેલું મનાય છે એમ પ્રો. શેરબેટ્સ્કિનું કહેવું છે :—

" प्रायः प्राकृतसक्तिरप्रतिबलप्रज्ञो जनः केवलं
नानर्थ्येव सुभाषितैः परिगतो विद्वेष्ट्यपीर्ष्यामलैः ।
तेनायं न परोपकार इति नश्चिन्तापि चेतस्ततः
सूक्ताभ्यासविवर्धितव्यसनमित्यत्रानुबद्धस्पृहम् ॥ "

વિવેક (પૃ. ૩૬૩)માં અને ધ્વન્યાલોક (પૃ. ૨૧૭)માં નોંધાયેલું એવું પાઠભેદપૂર્વક આ મહાકૃતિનું અંતિમ પદ્ય નીચે મુજબ છે :—

" अनध्यवसितावगाहनमनल्पधीशक्तिना-
प्यदृष्टपरमार्थसारमधिकाभियोगैरपि ।
मतं मम जगत्यलब्धसदृशप्रतिग्राहकं
प्रयास्यति पयोनिधेः पय इव स्वदेहे जराम् ॥ "

આ પ્ર૦ વા૦ પૂર્ણ થતાં તારાનાથના કહેવા મુજબ ધર્મકીર્તિએ એ પંડિતોને બતાવ્યું. એ સમયે એમના દુશ્મનોએ આ ગ્રંથની એવી અવદશા કરી કહેવાય છે કે એમણે આ ગ્રંથનાં પાનાં કૂતરાની પૂંછડીએ બાંધ્યાં, અને એ કૂતરાને શેરીઓમાં દોડવા દીધા એટલે પાનાંઓ વેરવિખેર થઈ ગયાં; પરંતુ ધર્મકીર્તિએ જવાબ વાળ્યો કે જેમ આ કૂતરો બધી શેરીઓમાં દોડે છે તેમ મારી કૃતિ જગતભરમાં ફેલાઈ જશે.

બૌદ્ધદર્શન (પૃ. ૧૬૧)માં કહ્યું છે કે ઉદ્દ્યોતકરના ન્યાયવાર્તિકને તર્કબાણો વડે ધર્મકીર્તિએ એવું છિન્નભિન્ન કર્યું હતું કે વાચસ્પતિએ એ વાર્તિક પર તાત્પર્ય-ટીકા રચી તર્ક-પંકમાં ડૂબેલી

[1] જુઓ અ૦જ૦પ૦ (ખંડ ૨)નો મારો ઉપોદ્ઘાત (પૃ. ૮૩).

ઉદ્દ્યોતકરની વૃદ્ધ ગાયોના ઉદ્ધારનું પુણ્ય કાર્ય કર્યું જયંતભટ્ટે **ન્યાયમંજરી** (પૃ ૧૦૦)માં ધર્મકીર્તિને 'જગદભિભવધીક' કહ્યા છે પોતાને અદ્વિતીય કવિ અને દાર્શનિક માનનારા શ્રીહર્ષે (ઈ સ ૧૧૯૭) **ખંડનખંડખાદ્ય**માં ધર્મકીર્તિના તર્કમાર્ગને 'દુર્બોધ' કહ્યો છે

## (૮) વિંશિકા

અ૦જ૦પ૦ (ખંડ ૭, પૃ ૬૭)માં આનો ઉલ્લેખ છે તેમ જ એમાંથી અવતરણ અપાયેલું છે એ જોતાં એ વસુબંધુની કૃતિ હોય એમ લાગે છે (જો કે શબ્દશઃ સમાનતા નથી) એથી એનો હવે પછી વિચાર કરાશે

## (૯) વૃદ્ધગ્રંથ

અ૦જ૦પ૦ (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૭૪)માં "વૃદ્ધગ્રન્થેષુ" એવો જે ઉલ્લેખ છે એ દ્વારા કયા વૃદ્ધગ્રંથ અભિપ્રેત છે અને 'વૃદ્ધગ્રંથ' એટલે શું એ જાણવું બાકી રહે છે

## (૧૦) શિવધર્મોત્તર

અષ્ટકપ્રકરણ (અષ્ટક ૪, શ્લો ૭)માં આ કૃતિનો ઉલ્લેખ છે એટલે **શિવધર્મોત્તર**નો ગ્રંથકાર તરીકે જિનવિજયજીએ જે નિર્દેશ એમના નિબંધમાં કર્યો છે તે વિચારણીય છે જિનેશ્વરસૂરિએ એની ટીકા (પત્ર ૨૧આ)માં એને એક 'પુરાણ' તરીકે ઓળખાવી છે શંકરાચાર્યે **શ્વેતાશ્વતર** ઉપનિષદ્ ઉપરની ટીકા (પૃ ૩૩)માં આ નામની જે કૃતિનો ઉલ્લેખ કર્યો છે તે આ જ હોવી જોઈએ

**નન્દિકેશ્વર-સંહિતા**ના એક ભાગનું નામ 'શિવધર્મ' છે અને **શિવધર્મોત્તર** એ એનો ઉત્તર ભાગ (sequel) છે હેમાદ્રિએ માધવાચાર્યે અને રઘુનન્દને તેમ જ નિબન્ધકારોએ એમાંથી અવતરણ આપેલ છે

હરિભદ્રસૂરિએ અષ્ટકપ્રકરણ (અ. ૪)માં નિમ્નલિખિત ત્રીજું પદ્ય શિવધર્મોત્તરમાં આ સૂત્ર છે એમ શ્લોક ૨માં કહી એ અવતરણરૂપે રજૂ કર્યું છે:—

" पूजया विपुलं राज्यमग्निकार्येण सम्पदः ।
तपः पापविशुद्ध्यर्थं ज्ञानं ध्यानं च मुक्तिदम् ॥ ३ ॥ "

## (૧૧) [1]સમ્મઇ-પયરણ

આ૦જ૦પ૦ (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૯)માં તેમ જ ખંડ ૨ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૧૩૧)માં આનો 'સમ્મતિ' એ નામથી ઉલ્લેખ કરાયો છે. જિનદાસગણિ મહત્તરે આને 'દર્શન-પ્રભાવક' ગ્રંથ કહ્યો છે.[2] એની રચના જ૦ મ૦માં પદ્યમાં આર્યામાં થયેલી છે. એ ત્રણ કંડ (કાંડ)માં વિભક્ત છે. એમાં અનુક્રમે ૫૪, ૪૩, અને ૬૯ એમ કુલ્લે ૧૬૬ પદ્યો છે.

**વિષય**—પ્રથમ કાંડમાં મુખ્યતયા નયનું નિરૂપણ છે. સાથે સાથે નિક્ષેપ અને અનેકાંતનો પણ વિચાર કરાયો છે. બીજા કાંડમાં મુખ્ય ચર્ચા જ્ઞાનની—ઉપયોગની છે. ત્રીજા કાંડમાં જ્ઞેયની મીમાંસા છે.

**વિવરણ**—અનેકાંતવાદની મુખ્યતાવાળી આ દાર્શનિક કૃતિ ઉપર મલ્લવાદીએ ટીકા રચી હતી. એ આજે મળતી નથી.

**તત્ત્વસંગ્રહ**માં "સ્યાદ્વાદ-પરીક્ષા" (કારિકા ૧૨૬૨ ઇ.) અને "બહિરર્થપરીક્ષા" (કા. ૧૯૮૦ ઇ.)માં જે સુમતિ નામના દિગંબર

---

૧ આ વાદમહાર્ણવ સહિત પાંચ ભાગમાં "પુરાતત્ત્વમંદિર" (અમદાવાદ) તરફથી વિ. સં. ૧૯૮૦, '૮૨, '૮૪, '૮૫ ને '૮૭માં છપાયેલું છે.

જૈનાચાર્ય 'તીર્થોદ્ધારક' શ્રીવિજયનેમિસૂરિજીના સંતાનીય મુનિ શ્રીશિવાનંદવિજયજીએ **સન્મતિતર્ક-પ્રકરણ** એ નામથી પ્રથમ કાંડ પૂરતો વિભાગ વિ. સં. ૧૯૯૧માં સંપાદિત કર્યો છે.

૨ જુઓ **નિસીહ**ના ભાસ (ગા. ૪૮૬)ની ચુણ્ણિ (ભા. ૧, પૃ. ૧૬૨).

આચાર્યનો ઉલ્લેખ છે તેમણે સમ્મઇપયરણ ઉપર ટીકા રચી છે આ સુમતિને કેટલાક સન્મતિ કહે છે એમની રચેલી ટીકા હજી સુધી તો મળી આવી નથી

પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય અભયદેવસૂરિએ સસ્કૃતમા તત્ત્વબોધ વિધાયિની યાને વાદમહાર્ણવને નામે ઓળખાતી ૨૫,૦૦૦ શ્લોક જેવડી ટીકા રચી છે એમા અનેક વાદોનુ નિરૂપણ છે

ઉપયોગ—ધવલા અને જયધવલામા સમ્મઇ–પયરણનો પુષ્કળ ઉપયોગ કરાયો છે જટિલે વરાંગચરિત (સ ૨૬)મા એનો વિશેષ આશ્રય લીધો છે

(૧૨) સમ્મતિ(ટીકા)

અ૦ જ૦ પ૦ (ખ ડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૫૮ તથા જ ૧૧૬)મા 'સમ્મતિ' એ નામથી સમ્મઇપયરણ (સન્મતિપ્રકરણ)ની મલ્લવાદીકૃત ટીકાનો સ્પષ્ટ નિર્દેશ છે એટલુ જ નહિ, પણ આ અનુપલબ્ધ ટીકામાથી મૂળમા નીચે પ્રમાણે અવતરણ અપાયા છે —

(૧) "स्वपरसत्त्वव्युदासोपादानापाद्य हि वस्तुनो वस्तुत्वम्"।

(૨) "न विषयग्रहणपरिणामादृतेऽपर संवेदने विषयप्रतिभासो युज्यते, युक्त्ययोगात्"।

ધમ્મસંગહણીની ટીકા (પત્ર ૨૪૦અ)મા મલયગિરિસૂરિએ આ પૈકી બીજુ અવતરણ આપ્યુ છે, પરન્તુ એમા 'युज्यते'ને બદલે 'युक्त' એવો પાઠ છે

મલ્લવાદીએ સમ્મઇપયરણ ઉપર ટીકા રચી છે એનો પ્રાચીન મા પ્રાચીન પુરાવો આપવામા તેમ જ એ ટીકામ થી થોડીક પક્તિઓ પણ રજૂ કરવામા હરિભદ્રસૂરિ સૌથી પ્રથમ જણાય છે દ્વાદશારનયચક્ર ઉપરની ટીકામા આ ટીકા વિષે ઉલ્લેખ હોય તો તેની મને ખબર નથી

૧ આ પ્રકાશિત છે જુઓ પૃ ૨૫૫ ટિ ૧

## (૧૩) સ્યાદ્વાદભંગ

અ૦જ૦૫૦ (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૮૪)માં આનો ઉલ્લેખ છે. આના કર્તાનું નામ દિવાકર છે.

ધર્મકીર્તિકૃત હેતુબિન્દુ ઉપર [1]અર્ચટે જે ટીકા સંસ્કૃતમાં રચી છે એમાં પૃ ૩૧માં જે સ્યાદ્વાદભંગનો ઉલ્લેખ છે તે આ જ કૃતિ હશે એવું નામ કહી આપે છે તેમ એમાં સ્યાદ્વાદનું ખંડન કરાયું હશે ઈ સ ની નવમી સદીના કલ્યાણરક્ષિતે ઈશ્વરભંગ-કારિકા રચી છે તેનું આ સ્મરણ કરાવે છે

## (૧૪) [2]હેતુબિન્દુ

અ૦જ૦૫૦ (ખંડ ૨)માં પૃ ૧૭૪માં હેતુબિન્દુનો સ્પષ્ટ ઉલ્લેખ છે એટલું જ નહિ પણ એમાંથી અવતરણ પણ અપાયું છે પૃ ૧૭૭માં પણ આ કૃતિમાંથી અવતરણ અપાયેલ છે

ધર્મકીર્તિકૃત હેતુબિન્દુના ટિબેટી રૂપાન્તર (version) ઉપરથી એનું જે સંસ્કૃત સંસ્કરણ તૈયાર કરાયું છે તે જોતાં આનો પ્રારંભ કોઈ મંગલાચરણથી ન કરાતાં પ્રાવેશિક વાક્ય દ્વારા કરાયો છે ત્યાર બાદ નીચે મુજબનું પદ્ય છે —

"पक्षधर्मस्तदंशेन व्याप्तो हेतुस्त्रिधैव सः ।
अविनाभावनियमाद् हेत्वाभासास्ततोऽपरे ॥"

આના પછીનું સમગ્ર ગદ્યાત્મક લખાણ આ પદ્યના સ્પષ્ટીકરણરૂપ છે અને એ રીતે આ કૃતિ વાદન્યાયને મળતી આવે છે

---

૧ એમનું અપર નામ ધર્માકરદત્ત છે એમણે ક્ષણભંગસિદ્ધિ અને પ્રમાણદ્વિત્વસિદ્ધિ પણ રચી છે

૨ બૌદ્ધદર્શન (પૃ ૧૧૩)માં આને ગદ્યાત્મક કૃતિ કહી એનું પરિમાણ ૪૪૪ શ્લોક જેવડું દર્શાવાયું છે

ઉપર્યુક્ત પદ્ય પ્ર૦ વા૦નુ છે મનોરથનન્દિએ રચેલી ટીકા પ્રમાણે આ પ્ર૦ વા૦ના ત્રીજા પરિચ્છેદનુ આદ્ય પદ્ય છે, જ્યારે કર્ણગોમિના મતે એ સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત પ્રથમ પરિચ્છેદનુ ત્રીજુ પદ્ય છે આ પદ્યનો **સિદ્ધિવિનિશ્ચય**મા વિચાર કરાયો છે

**હેતુબિન્દુ**નો મુખ્ય વિષય સ્વાર્થાનુમાન છે, જ્યારે **ન્યાયબિન્દુ**મા તેમ જ **પ્ર૦ વા૦**મા પણ પરાર્થાનુમાનનુ પણ નિરૂપણ છે **હેતુબિન્દુ**ના વિષયને ચાર વિભાગોમા વહેંચી શકાય. (૧) હેતુનુ સામાન્ય નિરૂપણ, (૨) સ્વભાવ-હેતુનુ નિરૂપણ, (૩) કાર્ય હેતુનુ નિરૂપણ અને (૪) અનુપલબ્ધિ-હેતુનુ નિરૂપણ

**હેતુબિન્દુ**મા દિગ્નાગ (દિઙ્નાગ) સિવાયના અન્ય કોઈ આચાર્યનુ નામ નથી

**ન્યાયબિન્દુ, હેતુબિન્દુ** અને **પ્ર૦ વા૦** એ ત્રણેની રચના ક્યારે ક્યારે થઈ એનો નિર્ણય કરવો બાકી રહે છે ઉપલક દૃષ્ટિએ વિચારતા એમ લાગે છે કે ધર્મકીર્તિએ કટકે કટકે અનેક વિષયની પુસ્તિકા રચી આગળ ઉપર એ તમામના વિષયના વિસ્તૃત નિરૂપણાર્થે એમણે **પ્ર૦ વા૦**ની રચના કરી

**લઘીયસ્ત્રય**ની સ્વોપજ્ઞ વિવૃત્તિ (પૃ ૩)મા **હેતુબિન્દુ** (પૃ ૫૩) માથી નીચે મુજબની પંક્તિ થોડાક પાઠભેદપૂર્વક રજૂ કરાઈ છે —

"अर्थक्रियार्थी हि सर्व प्रेक्षावान् प्रमाणमप्रमाण वाऽन्वेषते ।"

**ઉત્પાદાદિસિદ્ધિપ્રકરણ**મા **હેતુબિન્દુ**માથી અવતરણો અપાયા છે

**ટીકા—હેતુબિન્દુ** ઉપર અર્ચટે સંસ્કૃતમા અભ્યાસપૂર્ણ ટીકા રચી છે એમા શરૂઆતમા ચાર, અંતમા એક અને વચમા ૪૫ પદ્યો છે, બાકીનુ લખાણ ગદ્યમા છે ૪૫ પદ્યો દ્વારા સ્યાદ્વાદનુ

ખંડન કર્યું છે. **આપ્તમીમાંસા** (શ્લો. ૭૧)નું પણ ખંડન છે. પ્રસ્તુત ટીકાની શૈલી જયન્ત અને વાચસ્પતિમિશ્રનું સ્મરણ કરાવે છે. આ ટીકા ઉપર [1]દુર્વેકે સંસ્કૃતમાં આલોક રચ્યો છે. એ **હેતુબિન્દુ-ટીકાલોક** તરીકે ઓળખાય છે. દુર્વેકે અર્ચટના મંતવ્યની આલોચના કરી છે, જો કે એમની તરફ એમનો પૂજ્ય ભાવ છે.

હરિભદ્રસૂરિએ જે અન્યકર્તૃક ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે તેનો આ સંક્ષિપ્ત પરિચય પૂરો થાય છે એટલે સાધન અને સમય અનુસાર એમણે નિર્દેશેલા જૈન તેમ જ અજૈન ગ્રંથકારો પૈકી કેટલાકને વિષે સંક્ષેપમાં હવે કેટલીક હકીકત હું રજૂ કરું છું. આ ગ્રંથકારોની એક સળંગ સૂચી અત્ર ન આપતાં હું એમને જૈન, બૌદ્ધ અને વૈદિક એમ એમના સંપ્રદાય અનુસાર ત્રણ વિભાગોમાં વિભક્ત કરું છું :—

(અ) જૈન ગ્રંથકારો

(૧) અજિતયશસ્,' (૨) ઉમાસ્વાતિ, (૩) કુક્કાચાર્ય, (૪) જિનદાસગણિ, (૫) જિનભદ્રગણિ, (૬) દેવવાચક, (૭) ન્યાયવૃદ્ધ,' (૮) પુરુષચન્દ્ર, (૯) ભદ્રબાહુ, (૧૦) મલ્લવાદી, (૧૧) યોગાચાર્ય, (૧૨) વૃદ્ધાચાર્ય, (૧૩) વૃદ્ધો, (૧૪) સિદ્ધસેન અને (૧૫) સિદ્ધસેન દિવાકર.

(આ) બૌદ્ધ ગ્રંથકારો

(૧) દિઙ્નાગ, (૨) દિવાકર, (૩) ધર્મકીર્તિ, (૪) ધર્મ-

૧ એઓ જિતારિના શિષ્ય થાય છે. એમણે આલોકમાં પોતાની પાંચ નિમ્નલિખિત કૃતિઓનો નિર્દેશ કર્યો છેઃ—

**ક્ષણભંગસિદ્ધિ** (પૃ. ૩૨૭), **ચતુઃશતી** (પૃ. ૩૭૦), **ધર્મોત્તર-પ્રદીપ** (પૃ. ૨૩૩), **વિશેષાખ્યાન** (પૃ. ૩૪૦) અને **સ્વયૂથ્ય-વિચાર** (પૃ. ૨૬૨).

રત્નકીર્તિએ જે **ક્ષણભંગસિદ્ધિ** રચી છે તે "બિબ્લિઓથેકા ઇન્ડિકા"-માં ઈ. સ. ૧૯૧૦માં છપાવાઈ છે.

ઉપર્યુક્ત પદ્ય પ્ર૦ વા૦નું છે. મનોરથનંદિએ રચેલી ટીકા પ્રમાણે આ પ્ર૦ વા૦ના ત્રીજા પરિચ્છેદનું આદ્ય પદ્ય છે, જ્યારે કર્ણગોમિના મતે એ સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત પ્રથમ પરિચ્છેદનું ત્રીજું પદ્ય છે. આ પદ્યનો **સિદ્ધિવિનિશ્ચય**માં વિચાર કરાયો છે.

**હેતુબિન્દુ**નો મુખ્ય વિષય સ્વાર્થાનુમાન છે, જ્યારે **ન્યાયબિન્દુ**માં તેમ જ પ્ર૦ વા૦માં પણ પરાર્થાનુમાનનું પણ નિરૂપણ છે. **હેતુબિન્દુ**ના વિષયને ચાર વિભાગોમાં વહેંચી શકાય: (૧) હેતુનું સામાન્ય નિરૂપણ, (૨) સ્વભાવ–હેતુનું નિરૂપણ, (૩) કાર્ય-હેતુનું નિરૂપણ અને (૪) અનુપલબ્ધિ–હેતુનું નિરૂપણ.

**હેતુબિન્દુ**માં દિગ્નાગ (દિઙ્નાગ) સિવાયના અન્ય કોઈ આચાર્યનું નામ નથી.

**ન્યાયબિન્દુ**, **હેતુબિન્દુ** અને પ્ર૦ વા૦ એ ત્રણેની રચના ક્યારે ક્યારે થઈ એનો નિર્ણય કરવો બાકી રહે છે. ઉપલક દૃષ્ટિએ વિચારતાં એમ લાગે છે કે ધર્મકીર્તિએ કટકે કટકે એકેક વિષયની પુસ્તિકા રચી આગળ ઉપર એ તમામના વિષયના વિસ્તૃત નિરૂપણાર્થે એમણે પ્ર૦ વા૦ની રચના કરી.

**લઘીયસ્ત્રય**ની સ્વોપજ્ઞ વિવૃત્તિ (પૃ. ૩)માં **હેતુબિન્દુ** (પૃ. ૫૩)-માંથી નીચે મુજબની પંક્તિ થોડાક પાઠભેદપૂર્વક રજૂ કરાઈ છે:—

"अर्थक्रियार्थी हि सर्वः प्रेक्षावान् प्रमाणमप्रमाण वाऽन्वेषते।"

**ઉત્પાદાદિસિદ્ધિપ્રકરણ**માં **હેતુબિન્દુ**માંથી અવતરણો અપાયાં છે.

**ટીકા**—**હેતુબિન્દુ** ઉપર અર્ચટે સંસ્કૃતમાં અભ્યાસપૂર્ણ ટીકા રચી છે. એમાં શરૂઆતમાં ચાર, અંતમાં એક અને વચમાં ૪૫ પદ્યો છે; બાકીનું લખાણ ગદ્યમાં છે. ૪૫ પદ્યો દ્વારા સ્યાદ્વાદનું

પ્ર૦ ચ૦માં જે મલ્લવાદીનો પ્રબંધ છે તેમાં એમના સૌથી મોટા ભાઈનું નામ [1]અજિતયશસ્ દર્શાવાયું છે અને એમની બે કૃતિઓ તરીકે એક પ્રમાણગ્રંથનો અને બીજી વિશ્રાન્તવિદ્યાધર નામના શબ્દ-શાસ્ત્ર ઉપરના ન્યાસનો ઉલ્લેખ કરાયો છે. શું આ અજિતયશસ્ અત્ર અભિપ્રેત છે? આવો પ્રશ્ન તેમના પ્રમાણ-ગ્રંથને પણ લાગુ પડે છે. આ અજિતયશસ્નાં માતાનું નામ દુર્લભદેવી, મામાનું નામ જિનાનન્દસૂરિ અને એમના બે નાના ભાઈઓનાં નામ યક્ષ અને મલ્લ અપાયાં છે. વિશેષમાં યક્ષે અષ્ટાંગ નિમિત્તને લગતી યાક્ષી-સંહિતા રચ્યાનો અહીં ઉલ્લેખ છે.

## (૨) અનંત

લલિતવિસ્તરા (પત્ર ૫૭આ)માં આ ગ્રંથિ ઉલ્લેખ છે. એમ લાગે છે કે આ અનંત કે એમના શિષ્યોએ કે અનુયાયીઓએ 'આવર્ત-કાલ-કારણ-વાદ'ની પ્રરૂપણા કરી છે. આ વાદના પ્રરૂપક પર્યાયોના કારણ તરીકે કાળને જ સ્વીકારે છે.

## (૩) અવધૂતાચાર્ય

લલિતવિસ્તરા (પત્ર ૪૩આ)માં આ આચાર્યનો નિર્દેશ છે. એમનું નામ અવધૂત છે. એ યોગી હશે અને યોગની સાધના કરતા હશે એમ ભાસે છે. એમને અહીં 'અધ્યાત્મચિંતક' કહ્યા છે. એમની કોઈ કૃતિમાંથી નિમ્નલિખિત અવતરણ લ૦વિ૦ (પત્ર ૪૩આ)માં અપાયું છે:—

"नाप्रत्ययानुग्रहमन्तरेण सत्त्वगुणवृद्धय उदकपयोऽमृतकल्पज्ञानाजनकत्वात्, लोकसिद्धास्तु मुण्डनृपाण्यानस्यगोचरा इवान्यार्था एव।"

પુરાણોમાં અવધૂત દત્તાત્રેયના ઉલ્લેખ આવે છે. તેમની સાથે શું આ અવધૂતને સંબંધ છે ખરો?

---

૧ પાઠાંતર પ્રમાણે એમનું નામ 'જિનયશસ્' છે.

પાલ, (૫) ધર્મોત્તર(?), (૬) ભદંત, (૭) ભદંતદિન (? દિઙ્નાગ), (૮) વસુબંધુ, (૯) શાંતરક્ષિત, (૧૦) શુભગુપ્ત અને (૧૧) સમંતભદ્ર.

(ઈ) વૈદિક ગ્રંથકારો

(૧) અનંત, (૨) અવધૂતાચાર્ય, (૩) આસુરિ, (૪) ઈશ્વરકૃષ્ણ, (૫) કાલાતીત, (૬) કુમારિલ, (૭) ક્ષીરકદમ્બક, (૮) ગોપેન્દ્ર, (૯) જૈમિનિ, (૧૦) નારદ, (૧૧) પતંજલિ, (૧૨) પતંજલિ, (૧૩) બંધુ-ભગવદ્દત્ત, (૧૪) ભદન્ત-ભાસ્કર, (૧૫) ભર્તૃહરિ, (૧૬) વસુ, (૧૭) વાયુ, (૧૮) વાલ્મીકિ, (૧૯) વિન્ધ્યવાસી, (૨૦) વિશ્વ, (૨૧) વ્યાસ, (૨૨) શબર, (૨૩) સંતપન, (૨૪) સમ્રાટ્, (૨૫) સિદ્ધસેન, (૨૬) સુચારુ અને (૨૭) સુરગુરુ.

આ એક કામચલાઉ વર્ગીકરણ છે, કેમકે કેટલાક અજૈન ગ્રંથકારોના સંપ્રદાય વિષે અંતિમ નિર્ણય કરવો બાકી રહે છે.

ઉપર મેં જે ગ્રંથકારો ગણાવ્યા છે તેમનો સંપ્રદાયદીઠ વિચાર ન કરતાં અકારાદિ ક્રમે એમનો પરિચય હું હવે આપું છું :—

(૧) અજિતયશસ્

અ૦જ૦પ૦ (ખંડ ૨)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૩૩)માં 'સત્'ની ચર્ચા કરતી વેળા પૂર્વાચાર્ય તરીકે અજિતયશસ્નું નામ અપાયું છે. આ કોઈ જૈન-શ્વેતાંબર આચાર્ય છે. એમણે ઉત્પત્તિ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત 'સત' હોય છે એ વિધાન **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૫, સૂ. ૨૯)ની ટીકામાં (જો ટીકા રચી હોય તો) કે ચંદ્રસેનસૂરિકૃત ઉત્પાદાદિસિદ્ધિ-પ્રકરણ જેવી કોઈ કૃતિ રચી હોય તો તેમાં કર્યું હશે. એ ગમે તે હો એવી કોઈ એમની રચેલી કૃતિ હજી સુધી તો મળી આવી નથી.

પ્ર૦ ચ૦મા જે મલ્લવાદીનો પ્રબંધ છે તેમા એમના સૌથી મોટા ભાઈનુ નામ [1]અજિતયશસ્ દર્શાવાયુ છે અને એમની બે કૃતિઓ તરીકે એક **પ્રમાણ-ગ્રંથનો** અને બીજી **વિશ્રાન્તવિદ્યાધર** નામના શબ્દ-શાસ્ત્ર ઉપરના ન્યાસનો ઉલ્લેખ કરાયો છે શુ આ અજિતયશસ્ અત્ર અભિપ્રેત છે? આવો પ્રશ્ન તેમના **પ્રમાણ-ગ્રંથને** પણ લાગુ પડે છે આ અજિતયશસ્ના માતાનુ નામ દુર્લભદેવી, મામાનુ નામ જિનાનન્દસૂરિ અને એમના બે નાના ભાઈઓના નામ યક્ષ અને મલ્લ અપાયા છે નિરોપમા યક્ષે અષ્ટાંગ નિમિત્તને લગતી **યાક્ષી સંહિતા** રચ્યાનો અહીં ઉલ્લેખ છે

## (૨) અનંત

**લલિતવિસ્તરા** (પત્ર ૫૭આ)મા આ નિર્દેશ ઉલ્લેખ છે એમ લાગે છે કે આ **અનંત** કે એમના શિષ્યોએ કે અનુયાયીઓએ 'આવર્ત-કાલ-કારણ-વાદ'ની પ્રરૂપણા કરી છે આ વાદના પ્રરૂપક પર્યાયોના કારણ તરીકે કાળને જ સ્વીકારે છે

## (૩) અવધૂતાચાર્ય

**લલિતવિસ્તરા** (પત્ર ૪૩આ)મા આ આચાર્યનો નિર્દેશ છે. એમનુ નામ **અવધૂત** છે એ યોગી હશે અને યોગની સાધના કરતા હશે એમ ભાસે છે એમને અહીં 'અધ્યાત્મચિંતક' કહ્યા છે એમની કોઈ કૃતિમાથી નિમ્નલિખિત અવતરણ **લ૦વિ૦** (પત્ર ૪૩આ)મા અપાયુ છે —

' नाभरययानुग्रहमन्तरेण तत्त्वशुश्रूषाद्यय उदरपयोऽमृतकल्पज्ञानाजन कत्वात मार्गसिद्धास्तु गुप्तनृपाद्यानगोचरा इवा यार्था एव । "

પુરાણોમા અવધૂત દત્તાત્રયનો ઉલ્લેખ આવે છે તેમની સાથે શુ આ અવધૂતને સંબંધ હશે ખરો?

---

૧ પાઠાન્તર પ્રમાણે એમનુ નામ 'જિનયશસ્' છે

## (૪) આસુરિ

શા૦ વા૦ સ૦ (શ્લો. ૨૨૨)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૩૨૨અ)માં હરિભદ્રસૂરિએ આ સાંખ્ય તત્ત્વવેત્તાનો ઉલ્લેખ કર્યો છે. અહીં એમણે નીચે મુજબનું પદ્ય આસુરિ વગેરેના નામે નિર્દેશ્યું છે:—

> "विभक्ते दृक्परिणतौ बुद्धौ भोगोऽस्य कथ्यते ।
> प्रतिबिम्बोदयः स्वच्छे तथा चन्द्रमसोऽम्भसि ॥"[1]

આ શા૦ વા૦ સ૦નું ૨૨૨મું પદ્ય છે. એ યોગબિન્દુમાં ૪૫૦મા પદ્ય તરીકે જોવાય છે. અન્યયોગ૦ (શ્લો. ૧૫) ઉપરની સ્યાદ્વાદમંજરીમાં, તર્કરહસ્યદીપિકા (પત્ર ૪૨અ)માં તેમ જ ન્યાયાવતારની વૃત્તિ ઉપરના ટિપ્પણ (પૃ. ૯૭)માં અવતરણરૂપે આ પદ્ય જોવાય છે પરંતુ એમાં 'विभक्ते दृक्'ને બદલે 'विविक्ते दृक्' પાઠાન્તર છે.

સાંખ્ય દર્શનના આદ્ય પ્રરૂપક અને પ્રસ્થાપક તરીકે કપિલનો ઉલ્લેખ કરાય છે. આસુરિ એ એમના સાક્ષાત્ શિષ્ય છે. એમનો સમય ઇ. સ. પૂર્વે ૭ સૈકાનો છે એમ કહેવાય છે.

[2]ઈશ્વરકૃષ્ણની [3]સાંખ્યકારિકા (શ્લો. ૭૦) જોતાં જણાય છે કે આસુરિને તંત્રની પ્રરૂપણા કરનારે પંચશિખ નામે શિષ્ય હતો.

કેટલાક જૈનોની માન્યતા પ્રમાણે આસુરિએ ષષ્ટિતન્ત્ર રચ્યું છે. ચીનનાં બૌદ્ધોને મતે આ પંચશિખની કૃતિ છે, જ્યારે વાચસ્પતિના

---

૧ આનો અર્થ એ છે કે જેમ નિર્મળ જળમાં ચન્દ્રમાનું જે પ્રતિબિંબ પડે છે તે જળનો વિકાર છે, નહિ કે ચન્દ્રમાનો તેવી રીતે આત્મામાં બુદ્ધિનું પ્રતિબિંબ પડતાં આત્મામાં જે ભોક્તૃત્વ છે એ બુદ્ધિનો વિકાર છે, કેમકે આત્મા તો ખરી રીતે નિર્લેપ છે.

૨ જુઓ પૃ. ૨૬૩-૨૬૪.

૩ જુઓ પૃ. ૨૬૩-૨૬૪.

મ તન્ય મુજબ એના કર્તા વાર્ષગણ્ય છે ષષ્ટિતંત્રના વિષયોનો નિર્દેશ કરનારી અહિર્બુધ્ન્યસંહિતાના પ્રણેતાનો મત વાચસ્પતિને મળતો આવે છે

શા૦ વા૦ સં૦મા નીચે મુજબનુ જે ૨૩૦મુ પદ્ય છે તે કોઈક સાખ્ય કૃતિનુ છે, પરંતુ એના કર્તા કોણ છે તે જાણવુ બાકી રહે છે —

" पञ्चविंशतितत्त्वज्ञो यत्र तत्राश्रमे रत ।
जटी मुण्डी शिखी वाऽपि मुच्यते नात्र सशय ॥ २३० ॥"

## (૫) ઈશ્વરકૃષ્ણ

યો૦ દ૦ સ૦ (શ્લો ૧૬)ની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૬અ)મા ભદન્ત-ભાસ્કર અને બંધુ ભગવદ્દત્તની સાથે સાથે આ સાખ્ય ગ્રથકારનો ઉલ્લેખ છે એઓ આર્યામા સંસ્કૃતમા ૭૦ પદ્યોમા રચાયેલી **સાંખ્યકારિકાના** પ્રણેતા તરીકે સુપ્રસિદ્ધ છે, **સાંખ્યકારિકાને સાંખ્ય-સપ્તતિ** પણ કહે છે. ડૉ આ. ધ્રુવના મતે **અણુઓગદાર** (સુત્ત ૪૧) અને નંદી (સુત્ત ૪૨)મા નિર્દેશાયેલી **કણગસત્તરિ** (કનક-સપ્તતિ) તે જ આ **સાખ્યકારિકા** છે

આ **સાંખ્યકારિકા** ષષ્ટિતન્ત્રને આધારે રચાયેલી છે એના ઉપર માઠર અને ગૌડપાદ એકેક વિવરણ રચેલું છે

પંચશિખની પાસેથી સાખ્ય દર્શનનો બોધ ભાર્ગવ, ઉલૂક, વાલ્મીકિ, હારીત અને દેવલ વગેરેને ઉત્તરોત્તર મળતો ગયો તે આખરે ઈશ્વરકૃષ્ણને મળ્યો [૨] આ ઈશ્વરકૃષ્ણનો સમય ઈ સ ૩૪૦–૩૮૦નો છે કેટલાકને મતે એ ઇ સ ની બીજી સદી છે ઈ સ ના છઠ્ઠા

૧ **અણુઓગદાર** (સુત્ત ૪૧) અને નંદી (સુત્ત ૪૨)મા જે **માઢર**નો ઉલ્લેખ છે તે **માઢરકૃત** વૃત્તિ છે એમ કેટલા વિદ્વાનોનુ માનવુ છે

૨ જુઓ **સાખ્યકારિકા** (શ્લો ૭૦–૭૧) તેમ જ એના શ્લો ૭૧ ઉપરની **માઠરવૃત્તિ**

સૈકામાં પરમાર્થ નામના બૌદ્ધ સાધુ **સાંખ્યકારિકા**ને ચીન લઈ ગયા અને એમણે એનો એ દેશની ભાષામાં અનુવાદ કર્યો.

ઈશ્વરકૃષ્ણને વિન્ધ્યવાસી તરીકે ઓળખાવવાનું વલણ હવે બદલાયું છે, કેમકે **તત્ત્વસંગ્રહ**ની પંજિકામાં કમલશીલે આ બે વ્યક્તિને ભિન્ન ગણી છે અને વિન્ધ્યવાસીનો રુદ્રિલ તરીકે ઉલ્લેખ કર્યો છે. **તર્કરહસ્યદીપિકા** (પત્ર ૪૨અ)માં પણ આ બે વ્યક્તિનો ભિન્ન ભિન્ન નિર્દેશ છે.

'સર્વતન્ત્રસ્વતન્ત્ર' વાચસ્પતિએ **સાંખ્યકારિકા** ઉપર **સાંખ્યતત્ત્વકૌમુદી** રચી છે. એમણે ન્યાય, યોગ, પૂર્વમીમાંસા અને વેદાંત ઉપર પણ ગ્રંથ રચ્યા છે. એમનો સમય ઇ. સ. ૮૫૦નો ગણાય છે.

## (૬) ઉમાસ્વાતિ

એમના જીવન અને કૃતિકલાપ વિષે મેં સભાષ્ય **તત્ત્વાર્થસૂત્ર**ની સિદ્ધસેનગણિકૃત ટીકાવાળી આવૃત્તિના બે ભાગમાં ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં [1]**પ્રશમરતિ અને સંબંધકારિકા** એ નામથી આગમોદ્ધારકનો જે વ્યાખ્યાન-સંગ્રહ છપાયો છે તેની "ઉત્થાનિકા" (પૃ. ૧૨–૩૩)માં મેં આ સંબંધમાં ગુજરાતીમાં વિવેચન કર્યું છે. એથી અહીં તો એટલું જ કહીશ કે **તત્ત્વાર્થસૂત્ર**ના સ્વોપજ્ઞ ભાષ્યમાં કેટલાંક સંસ્કૃતમાં અવતરણો જોવાય છે. એને લગતી મૂળ કૃતિઓ બાદ કરતાં—એ બધી કૃતિઓ હજી સુધી તો મળી પણ આવી નથી. એ રીતે વિચાર કરતાં જૈન ગ્રંથકારોમાં સંસ્કૃતમાં કૃતિ રચનાર તરીકે ઉમાસ્વાતિ પ્રથમ છે. વળી સંસ્કૃત સૂત્રકાર તરીકે પણ એઓ આદ્ય સ્થાન ભોગવે છે. એઓ ઉત્તમ સંગ્રહકાર છે. એમના પ્રત્યે શ્વેતાંબરો તેમ જ દિગંબરો પણ સન્માનની વૃત્તિથી જુએ છે અને એમણે રચેલા **તત્ત્વાર્થસૂત્ર**નું બહુમાન કરે છે. એમનો સમય ઈ. સ.ની પહેલી સદી

૧ આ "જૈ૦પુ૦પ્ર૦સં૦" તરફથી વિ. સં. ૨૦૦૫માં છપાયેલ છે.

મનાય છે. એમને શ્વેતામ્બરો 'વાચકમુખ્ય' તરીકે ઓળખે છે. એમની અસંદિગ્ધ કૃતિઓ તરીકે **તત્ત્વાર્થસૂત્ર**, એનું ભાષ્ય, **શૌચપ્રકરણ** અને [1]**પ્રશમરતિ** ગણાવાય છે.

## (૭) કાલાતીત

યોગબિન્દુના ૩૦૦મા પદ્યમાં એમને વિષે નિર્દેશ છે. એમનું એ કહેવું છે કે ઈશ્વર વિષે રાગ અને દ્વેષને બાજુએ રાખી વિચાર કરવો જોઈએ. આ કાલાતીતે કોઈ કૃતિ રચી છે અને એમાંથી સાત પદ્યો **યોગબિન્દુ**માં ૩૦૧થી ૩૦૭ એ ક્રમાંકવાળાં પદ્યો રૂપે રજૂ થયાં છે. સંજ્ઞાભેદ એ કંઈ વાસ્તવિક ભેદ નથી. એ બાબત અહીં નિરૂપાઈ છે. કાલાતીતની કોઈ કૃતિ હજી સુધી તો કોઈ સ્થળેથી મળી આવી નથી. પરસ્પર વિરુદ્ધ જનારી બાબતોનો સમન્વય સાધવાની વૃત્તિવાળા કાલાતીતના સમય વિષે કશી માહિતી મળતી નથી.

## (૮) કુક્કાચાર્ય

**અ૦જ૦પ૦** (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૮)માં આ આચાર્ય વિષે નીચે મુજબની પંક્તિ છે :—

"प्रकरणकरण ह्यनिन्द्यो मार्गः पूर्वगुरुभिश्च कुक्काचार्यादिभिरस्मद्वंश्यैराचरित इति"

આ ઉપરથી નીચે પ્રમાણેની બાબતો તરી આવે છે —

(૧) પ્રકરણ રચવા એ શુદ્ધ માર્ગ છે

---

૧ **તત્ત્વાર્થસૂત્ર**ના પરિશિષ્ટ તરીકે આ કૃતિ "બિબ્લિઓથેકા ઇન્ડિકા"માં ઈ. સ. ૧૯૦૪માં છપાઈ છે. "જૈ. ધ. પ્ર. સ."તરફથી એ કોઈકની ટીકા સહિત વિ. સં. ૧૯૬૬માં પ્રકાશિત થયેલી છે. J I A S (Vol 25, p 177 ff Vol 29 p 61 ff)માં એ બેલ્લિનિના ઇટાલિયન અનુવાદ તેમ જ એક ટીકા સહિત આ કૃતિ છપાઈ છે

(૨) હરિભદ્રસૂરિની પૂર્વે થયેલા આચાર્યોએ આ ઉત્તમ કાર્ય કર્યું છે

(૩) કુક્કાચાર્ય એમાના એક છે

(૪) કુક્કાચાર્ય એ હરિભદ્રસૂરિના વંશજ છે એટલે ? એમના પૂર્વજ છે એમની ગુરુપરંપરામા થયેલા છે

(૫) કુક્કાચાર્ય એ એતનામ આચાર્ય છે અને એમણે કોઈ પ્રકરણ રચ્યુ હોવુ જોઈએ આ પ્રકરણ હજી સુધી તો કોઈ સ્થળેથી મળી આવ્યુ નથી

અ૦જ૦૫૦ (ખડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૪૨)મા નીચે પ્રમાણે ઉલેખ છે.—

"इत्येतदपि—कुक्काचार्यादिचोदित प्रत्युक्त निराकृतम्"

આ ઉપરથી એમ જણાય છે કે કુક્કાચાર્યે ઉઠાવેલી શકા અસ્થાને છે અને એનુ અહીં નિરાકરણ કરાયુ છે.

શુ આ કુક્કાચાર્ય તે જ ઉપર્યુક્ત કુક્કાચાર્ય છે કે આ કોઈ નામરાશિ છે? આમ પ્રશ્ન સ્ફુરે છે, કેમકે જો આ કુક્કાચાર્ય તે જ હરિભદ્રસૂરિના પૂર્વજ હોય તો શુ એમને ગુરુ તરીકે ઓળખાવવા છતા એમની કોઈ વિચારસરણીનો અહીં વિરોધ કરાયો છે એમ માનવુ ?

જિનવિજયજીએ "श्रीहरिभद्राचार्यस्य समयनिर्णय" મા કુક્કાચાર્યને 'બૌદ્ધ' કહ્યા છે તે શુ આ વિરોધને આભારી છે? એમની પાસે આ આચાર્યને 'બૌદ્ધ' માનવા માટે નો આધાર છે તે એઓ જણાવશે ખરા ?

## (૬) કુમારિલ

શા૦વા૦સ૦ (શ્લો ૫/૫)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૦આ)મા

આ કુમારિલ વિષે નિર્દેશ છે. એમને 'ભટ્ટ' તેમ જ 'કુમારિલ-ભટ્ટ' પણ કહે છે. **જૈમિનીય-સૂત્ર** ઉપરના શબરકૃત ભાષ્યને અંગે એમણે ટીકા રચી છે. એ ત્રણ ખંડમાં વિભક્ત છે. એનાં નામ અનુક્રમે **શ્લોકવાર્તિક, તન્ત્રવાર્તિક** અને **ટુ(? ટુ)પ્ટીકા** છે. **તન્ત્રવાર્તિક**મા ભર્તૃહરિનાં મંતવ્યનું ખંડન છે. કુમારિલે બૌદ્ધ ન્યાયની અને એ દર્શનની સામે પ્રખર પ્રહારો કર્યા છે.

**તત્ત્વસંગ્રહ**મા કુમારિલના વિચારોની આલોચના છે. એ ઉપરથી એમની ઉત્તરાવધિ નક્કી થાય છે. ડૉ. આ. ધ્રુવ, ડૉ. વિદ્યાભૂષણ અને પ્રો. રામનાથ શાસ્ત્રીના મતે કુમારિલે ધર્મ-કીર્તિનાં મંતવ્યોનું ખંડન કર્યું છે. એ ઉપરથી એમની પૂર્વાવધિ નક્કી થઈ શકે, પરંતુ **અકલંકગ્રંથત્રય**ની પ્રસ્તાવના (પૃ. ૧૮)માં મહેન્દ્રકુમારે વિદ્યાભૂષણાદિના મતનો વિરોધ કર્યો છે અને પૃ. ૧૯માં એમણે એમ પ્રતિપાદન કર્યું છે કે ધર્મકીર્તિએ પ્ર૦ વા૦નાં નિમ્નલિખિત અંકવાળાં પદ્યોમાં તેમ જ પરિ. ૩, શ્લો. ૨૯૧ની સ્વોપજ્ઞ-વૃત્તિમાં કુમારિલના મતની આલોચના કરી છે:—

૧, ૩૪-૩૫; ૩, ૨૬૫; ૩, ૨૫૯; ૩, ૨૮૯; ૩, ૨૧૬; ૨, ૧૪૧; અને ૩, ૨૪૦.

મહેન્દ્રકુમારના મતે ધર્મકીર્તિનો સમય ઇ. સ. ૬૨૦થી ૬૯૦ છે, જ્યારે કુમારિલનો સમય ઇ. સ. ૬૦૦થી ૬૮૦ છે. ભગવદ્દત્ત તો આ બંનેનો સમય ઇ. સ. ૬૦૦ કરતા પહેલાનો માને છે. કે. બી. પાઠકે એમના એક લેખમા ભર્તૃહરિનો સમય ઈ. સ. ૬૫૦નો સૂચવ્યો છે.

## (૧૦) ક્ષીરકદંબક

આ અજૈન છે. દીક્ષા લેનારમા અને દીક્ષા આપનારમા શી યોગ્યતા જોઈએ એ સંબંધી એમનો મત પૃ. ૧૦૩મા મેં નોંધ્યો છે.

## ( ૧૧ ) ગોપેન્દ્ર = ભગવદ્‌ગોપેન્દ્ર

યોગબિન્દુના ૧૦૦મા પદ્યમાં ગોપેન્દ્રનો ઉલ્લેખ છે. આની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ ( પત્ર ૧૯અ )માં એમનું 'ભગવદ્‌ગોપેન્દ્ર' તરીકે સંબોધન છે.

યોગબિન્દુનું નિમ્નલિખિત પદ્ય એની પૂર્વેના પદ્યમાં સૂચવાયા મુજબ ગોપેન્દ્રની કોઈ કૃતિમાંથી ઉદ્ધૃત કરાયું છે:—

"अनिवृत्ताधिकारायां प्रकृतौ सर्वथैव हि।
न पुंसस्तत्त्वमार्गेऽस्मिन् जिज्ञासाऽपि प्रवर्तते ॥ १०१ ॥"

શ્લો ૧૦૪ સુધી ગોપેન્દ્રનો મત દર્શાવાયો છે.

લલિતવિસ્તરા ( પત્ર ૪૫આ )માં ભગવદ્-ગોપેન્દ્રનો ઉલ્લેખ છે. વિશેષમાં અહીં "બોહિદયાણં" સમજાવતી વેળા એમની કોઈક કૃતિમાંથી નીચે મુજબનું અવતરણ અપાયું છે:—

"निवृत्ताधिकारायां प्रकृतौ धृतिः श्रद्धा सुखा विविदिषा विज्ञप्तिरिति तत्त्वधर्मयोनय , नानिवृत्ताधिकारायाम् , भवन्तीनामपि तद्रूपताऽयोगात् "

ભગવદ્-ગોપેન્દ્ર એ જ ગોપેન્દ્ર છે. વિશેષમાં અહીં જે અવતરણો અપાયાં છે તે મૂળે કોઈ એક જ કૃતિનાં હોય એમ પણ ભાસે છે, અને તે કોઈ યોગશાસ્ત્ર હશે.

## ( ૧૨ ) જિનદાસગણિ મહત્તર

હરિભદ્રસૂરિએ એમની કોઈ પણ કૃતિમાં આ મહત્તરનો સ્પષ્ટ નામોલ્લેખ કર્યાનું મારા વાંચવામાં આવ્યું હોય એમ મને સ્ફુરતું નથી. વળી જિનવિજયજીએ એમના સંસ્કૃત નિબંધ ( પૃ. ૧૨ )માં હરિભદ્રસૂરિએ નિર્દેશેલા ભિન્ન ભિન્ન શાસ્ત્રકારોની જે નામાવલી આપી છે તેમાં પણ આ નામ નથી. તેમ છતાં આ મહત્તરની કોઈ કોઈ કૃતિના અમુક

અમુક અંશ (દા. ત. નંદીની થેરાવલીની ગા. ૩૭ની ચુણ્ણિ) હારિભદ્રીય વૃત્તિમાં જોવાય છે એટલે એઓ એમના પૂર્વગામી છે એ હિસાબે હું એમનો સંક્ષિપ્ત પરિચય આપું છું.

પ્રાચીન સમયના [1]છ સુપ્રસિદ્ધ મહત્તરોમાંના એક તે જિનદાસ ગણિ. પ્રદ્યુમ્ન ક્ષમાશ્રમણ એમના વિદ્યાગુરુ થાય છે. ઉત્તરજ્ઝયણની [2]ચુણ્ણિ જૈન મહત્તરની કૃતિ હોય તો એઓ ગોવાલિય મહત્તરના શિષ્યો પૈકી એક છે. આ એમના દીક્ષાગુરુ હશે અથવા તો અન્ય વિદ્યાગુરુ હશે. પછી નિશ્રાગુરુ હશે. આ મહત્તરે વિવિધ આગમો પર ચુણ્ણિ રચી છે. જેમ કે [3]નિસીહ, [4]નંદી અને [5]અણુઓગદ્દાર. નિસીહની ચુણ્ણિને જિનદાસે નિસીહવિસેસચુણ્ણિ કહી

---

૧ જુઓ 'જૈ. ધ. પ્ર.' (પુ. ૬૧, અં. ૧૨, પુ. ૬૨, અં. ૧, ૭, ૮, ૧૨)માં છપાયેલો મારો લેખ નામે "છ મહત્તરો".

૨ આ ચુણ્ણિ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૩૩માં પ્રકાશિત થયેલી છે.

૩ આની ચુણ્ણિ સાઈક્લોસ્ટાઈલ્ડ (cyclostyled) કરાવીને છ ભાગમાં વિભક્ત કરાઈ છે. છ ભાગમાં અનુક્રમે નિસીહના ઉ. ૧, ઉ. ૨-૫, ઉ. ૬-૧૦, ઉ. ૧૧-૧૪, ઉ. ૧૫-૧૭ અને ઉ. ૧૮-૨૦ પૂરતી ચુણ્ણિ છે. પહેલા ત્રણ ભાગ તેમ જ છઠ્ઠો ભાગ વિ. સં. ૧૯૯૫માં અને બાકીના બે વિ. સં. ૧૯૯૬માં તૈયાર કરાયા છે. સંશોધક જૈનાચાર્ય શ્રીવિજયપ્રેમસૂરિજી છે. આ ચુણ્ણિ મૂળ અને ભાસ સહિત "સન્મતિ જ્ઞાનપીઠ" તરફથી આગ્રાથી ચાર ભાગમાં અનુક્રમે ઈ. સ. ૧૯૫૭, ૧૯૫૭, ૧૯૫૮ અને ૧૯૬૦માં પ્રસિદ્ધ કરાઈ છે. વિશેષ માટે જુઓ DCGCM (Vol. XIX, Sec. 1, pt. 2, p. 441).

૪ આ ચુણ્ણિ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૮માં છપાવાઈ છે.

૫ આ ચુણ્ણિ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૮માં બહાર પડી છે.

છે. જૈન ધર્મના અભ્યાસ માટે જ નહિ પરંતુ ભારતીય સામાજિક પરિસ્થિતિના અવલોકનાર્થે પણ આ મનનીય કૃતિ ઉપયોગી છે. **નંદી**ની ચુણ્ણિ શકસંવત્ ૫૯૮ ( વિ. સં. ૭૩૩ )માં પૂર્ણ કરાઈ છે. કેટલાકને મતે [1]**આવસ્સય, ઉત્તરજ્ઝયણ** અને [2]**દસવેયાલિય**ની પણ ચુણ્ણિ એમણે રચી છે.

## ( ૧૧ ) જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ

**નંદી**ની ટીકા (પત્ર ૫૨)માં હરિભદ્રસૂરિએ એમને વિષે " જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ " એવો ઉલ્લેખ કર્યો છે અને [3]**વિસેસણવઈ**ની બે ગાથા આપી એ સમર્જાવી છે. આ ગણિરત્ન 'ભાષ્યકાર' તરીકે સુપ્રસિદ્ધ છે. ખુદ હરિભદ્રસૂરિએ 'ભાષ્યકાર' તરીકે એમનો નિર્દેશ **નંદી**ની ટીકા ( પત્ર ૫૯ )માં તેમ જ **અણુઓગદાર**ની ટીકા ( પત્ર ૧૨૩ તેમ જ ૧૨૪ )માં કર્યો છે. વિશેષમાં એમણે એમ કરતી વેળા **વિસેસા૦**માંથી અવતરણ આપ્યાં છે. ડુપડુપિકા (પત્ર ૬૯)મા જિનભદ્રગણિનો ભાષ્યકાર તરીકે ઉલ્લેખ છે. એના પત્ર ૫૭માં **વિસેસા૦**માંથી અવતરણ અપાયેલ છે. **જીયકપ્પ** ઉપરની ચુણ્ણિનાં પદ્ય ૫-૧૧માં એના કર્તાએ-ચૂર્ણિકાર **સિદ્ધસેનસૂરિ**એ એમને વંદન કરી એમની સ્તુતિ કરી છે. સાતમા પદ્યમાં એમણે કહ્યું છે કે એઓ જૈન અને અજૈન દર્શનો, લિપિઓ, ગણિત, છંદ અને વ્યાકરણમાં નિષ્ણાત હતા.

---

૧ આ ચુણ્ણિ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી બે ભાગમાં ઈ. સ. ૧૯૨૮ અને ૧૯૨૯માં અનુક્રમે છપાવાઈ છે.

૨ આ ચુણ્ણિ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૩૩માં પ્રસિદ્ધ થયેલી છે.

૩ આ **વીસવીસિયા** વગેરે કૃતિઓ સહિત "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૨૭માં છપાવાઈ છે.

**કહાવલી**માં આ ભાષ્યકારનો જીવનવૃત્તાંત અપાયો છે.

ધર્મસાગર ઉપાધ્યાયે **તપાગચ્છ–પટ્ટાવલી** તરીકે સામાન્ય રીતે ઓળખાવાતી [1] ગુરુપરિવાડીના નવમા પદ્યની સ્વોપજ્ઞ સંસ્કૃત વૃત્તિમાં કહ્યું છે કે જિનભદ્રગણિ ૧૦૪ વર્ષ જીવ્યા હતા અને એઓ હરિભદ્રસૂરિના સમકાલીન થાય છે.

જિનભદ્રગણિએ નીચે મુજબની નવ કૃતિઓ રચી છે એમ મનાય છે:—

(૧) અણુઓગદાર ('શરીર' પદ)ની ચુણ્ણિ.

(૨) [2]ખેત્તસમાસ.

(૩) [3]જીયકપ્પ.

(૪) [4]જીયકપ્પ–ભાસ.

(૫) ઝાણજ્ઝયણ યાને ઝાણસય.

(૬) વિસેસણવઈ.

---

૧ આ મૂળ કૃતિ સંસ્કૃત સ્વોપજ્ઞ ટીકા સહિત **પટ્ટાવલી–સમુચ્ચય** (ભા. ૧, પૃ. ૪૧–૧૦૧)મા "તપાગચ્છ–પટ્ટાવલી"ના નામથી ઈ. સ. ૧૯૩૩મા છપાવાયેલી છે.

૨ આ કૃતિ મલયગિરિસૂરિકૃત વૃત્તિ સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી વિ. સં. ૧૯૭૭મા છપાવાઈ છે.

૩ આ ઉપયુક્ત એની ચુણ્ણિમાના કેટલાક અવતરણો સહિત પ્રો. લૉયમેને બર્લિનથી ઈ. સ. ૧૮૯૨મા સંપાદિત કર્યું હતુ. આ **સિદ્ધસેનસૂરિકૃત** ચુણ્ણિ અને એની **શ્રીચન્દ્રસૂરિકૃત** વિષમપદવ્યાખ્યા સાથે "જૈ. સા. સં. સમિતિ" તરફથી અમદાવાદથી ઈ. સ. ૧૯૨૬મા પ્રકાશિત થયુ છે.

૪ આ સ્વોપજ્ઞ ભાસ **જીયકપ્પ** સહિત શ્રી. બબલચંદ કે. મોદી તરફથી વિ. સં. ૧૯૯૪મા છપાવાયું છે.

(૭) [1]વિસેસાવસ્સયભાસ

(૮) વિસેસા૦ની સ્વોપજ્ઞ ટીકા (અપૂર્ણ)

(૯) [2]સંગહણી

**વિસેસા૦**ની એક હાથપોથી જેસલમેરના ભંડારમાં હોવાનો અને એ કૃતિ શકસંવત્ ૫૩૧ (વિ સં. ૬૬૬)માં પૂર્ણ કરાયાનો ઉલ્લેખ **જયધવલા** (ભા ૧)ની પ્રસ્તાવના (પૃ ૫૭)માં છે, પણ આ રચના વર્ષને બદલે 'લિપિ-વર્ષ' હોવું જોઈએ એમ લાગે છે

**વિસેસા૦**ની ૨૭૭૩મી ગાથામાં કોઈકનો મત દર્શાવાયો છે શું એ કુમારિલનો છે?

**વિસેસણવઈ**માં મતભેદોનો નિર્દેશ છે અને એનો સમન્વય સાધવાનો પ્રશસ્ય પ્રયાસ કરાયો છે, એની ૩૧મી ગાથામાં **સામાઇય-ચુણ્ણિ** અને **વસુદેવચરિય**નો ઉલ્લેખ છે આ વસુદેવચરિય તે જ વસુદેવહિંડી છે?

**જીયકપ્પ**ની ૬૧મી ગાથા ઉપરથી એના ભાસના પ્રણેતા પણ **જિનભદ્રગણિ** જ છે એમ મુનિશ્રી પુણ્યવિજયજી કહે છે

**જીયકપ્પ-ભાસ**ની કેટલીક ગાથાઓ કપ્પના ભાસ, **પંચકપ્પ**ના ભાસ અને **પિણ્ડનિજ્જુત્તિ** સાથે મળતી આવે છે

---

૧ આ ગુજરાતી ભાષાંતર સહિત "આ સ" તરફથી બે ભાગમાં ઇ સ ૧૯૨૪ અને ઈ સ ૧૯૨૭માં અનુક્રમે પ્રસિદ્ધ કરાયું છે આ પૂર્વે આ મૂળ કૃતિ **હેમચન્દ્રસૂરિ**ની **શિષ્યહિતા** નામની સંસ્કૃત વૃત્તિ સાથે 'ય જૈ. ગ્ર મા'માં સાત ભાગમાં **વીર**સંવત ૨૪૩૭, ૨૪૩૮, ૨૪૩૯, ૨૪૩૯, ૨૪૩૯ ૨૪૩૯ અને ૨૪૪૦(?)માં અનુક્રમે છપાઈ છે વિશેષમાં આ મૂળ કોટ્યાચાર્યકૃત વૃત્તિ સહિત બે ભાગમાં ઋ કે શ્વે સંસ્થા' તરફથી ઇ સ ૧૯૩૬ ને ઈ સ ૧૯૩૭માં અનુક્રમે પ્રકાશિત કરાયું છે "આ સ" તરફથી મૂળનો અકારાદિ ક્રમ ઇ સ ૧૯૨૩માં બહાર પડાયો છે

૨ આ કૃતિ **મલયગિરિસૂરિ**કૃત ટીકા સહિત "જ આ સંસ્થા" તરફથી વિ સં ૧૯૭૩માં છપાવાઈ છે

જીયકપ્પની પ્રસ્તાવના (પૃ ૯)માં જિનવિજયજીએ ઝાણસય-ના કર્તા જિનભદ્રગણિ હોવા વિષે શંકા દર્શાવી છે.

જિનભદ્રગણિની ઉપર્યુક્ત કૃતિઓમાંથી **વિસેસા૦**ની સ્વોપજ્ઞ ટીકા અને **અણુઓગદ્દાર**ની ચુણ્ણિને બાદ કરતાં બાકીની કૃતિઓ મુદ્રિત છે.[1]

જિનભદ્રગણિએ જે **વાસવદત્તા**નો ઉલ્લેખ કર્યો છે તે સુબન્ધુની કૃતિ છે.[2]

## (૧૪) જૈમિનિ

એઓ **મીમાંસાસૂત્ર**ના પ્રણેતા મનાય છે. એમનો સમય ઇ. સ. પૂર્વે ૨૦૦નો ગણાય છે.

## (૧૫) [2]દિઙ્નાગ, દિન્ન અને ભદન્ત

આ એક જ વ્યક્તિના ભિન્ન ભિન્ન નામો હોય એમ લાગે છે. દિઙ્નાગને કેટલાક 'દિગ્નાગ' પણ કહે છે. હરિભદ્રસૂરિએ અ૦જ૦પ૦

૧ જુઓ પૃ ૨૭૧, ટિ ૨-૪, પૃ ૨૧૦, પૃ ૨૭૭, ટિ ૩ અને પૃ. ૨૭૨, ટિ ૧-૨. ઝાણસય હારિભદ્રીય ટીકા અને 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત ટિપ્પણ સહિત વિ સં ૧૯૯૭માં 'વિનય-ભક્તિ-સુન્દર-ચરણ ગ્રંથમાળા'માં પણ છપાવાયું છે, જ્યારે **વિસેસણવઈ** નિમ્નલિખિત ગ્રંથો સહિત "ઋ કે શ્વે સંસ્થા" તરફથી ઇ સ ૧૯૨૭માં પ્રસિદ્ધ કરાઈ છે —

પચ્ચક્ખાણસરૂવ, કાતન્ત્ર(સારસ્વત)વિભ્રમ (સટીક), દાનષટ્‌ત્રિંશિકા (સાવચૂરિ), નેમિસ્તુતિ અને **વીસવીસિયા**

૨ આ 'વિજ્ઞાનવાદ'ના મુખ્ય આચાર્ય ગણાય છે આ કાંચી નગરના રહીશ હતા **બૌદ્ધ દર્શન** (પૃ ૧૦૯-૧૧૧)માં "દિગ્નાગ (૪૨૫ ઈ)" શીર્ષક પૂર્વક એમનો પરિચય અપાયો છે વિશેષમાં પૃ ૧૦૯માં શ્રી. રાહુલ સાંકૃત્યાયને **પુરાતત્ત્વ-નિબંધાવલી** (પૃ ૨૧૪ ૨૧૫)ગત પોતાના લખાણમાંથી કેટલોક ભાગ અક્ષરશઃ ઉતાર્યો છે

(खंड १)नी स्वोपज्ञ व्याख्या पृ. ३३४ मां तेम ज ३३७मां धर्मकीर्ति जेवाना पूर्वाचार्य तरीके भदन्त-दिन्ननो उल्लेख कर्यो छे. विशेषमा ए पृष्ठो उपरना मूळमां एमने नामे नीचे मुजबनी पंक्ति उद्धृत करी छे:—

" विकल्पयोनयः शब्दा विकल्पा शब्दयोनयः "

आ दिङ्नागना **प्रमाणसमुच्चयमां** जोवाय छे. आ विचारता तेम ज जैन साहित्यमां दिङ्नागनो केटलीक वार ' दिन्न ' तरीके जे उल्लेख मळे छे ए ख्यालमां लेतां दिङ्नाग ते ज दिन्न उर्फे भदन्त-दिन्न छे एम मानवा हुं प्रेराउं छुं.

दिङ्नागकृत **न्यायप्रवेशक** उपरनी टीका (पृ. ३५)मां हरिभद्रसूरिए ' भदंत '-एवा नामोल्लेखपूर्वक नीचे प्रमाणेनी पंक्ति आपी छे:—

" असाधारणहेतुत्वादक्षैस्तद् व्यपदिश्यते "

दिङ्नागना **प्रमाणसमुच्चयना** चोथा पद्यनो पूर्वार्ध नीचे प्रमाणे छे:—

" असाधारणहेतुत्वाद् व्यपदेश्यं तदिन्द्रियैः "

आ प्रमाणे जो के आ बेमा थोडोक भेद छे, परंतु टिबेटी रूपांतर उपरथी आ संस्कृत रचना कराई छे ए लक्ष्यमा लेता ए भेद बाधक बनतो नथी. उपरनुं आ समानता जोता हुं तो भदन्त एटले दिङ्नाग एवुं अनुमान करुं छुं. वैदिक हिंदुओनी कृतिओमा दिङ्नागनो ' भदंत ' तरीके उल्लेख मळे छे ए आ अनुमानने पुष्ट करे छे.

मेघदूतनुं " दिङ्नागानां पथि परिहरन् "थी शरु थतुं सुप्रसिद्ध पद्य बौद्ध विद्वान दिङ्नागनुं गर्भित रीते सूचन करे छे एम मल्लिनाथ वगेरेनुं मानवुं छे.

**દિઙ્નાગનો ફાળો**—દિઙ્નાગ એ [1]વસુબન્ધુના શિષ્ય થાય છે. વસુબન્ધુના ગુરુ અને મોટા ભાઈ તે [2]અસંગ. અસંગના ગુરુનું નામ [3]મૈત્રેયનાથ છે. દિઙ્નાગને 'ભારતીય મધ્યકાલીન ન્યાયના પિતા' ગણવામાં આવે છે. એમ લાગે છે કે 'બૌદ્ધ' સંપ્રદાયમાં પ્રમાણ અને ન્યાયને વિષે મૌલિક વિચારધારા રજૂ કરનાર [4]**નાગાર્જુન** છે એમ

૧ ધર્મરત્નરાજે ટિબેટી ભાષામાં જે **ભગવદ્-બુદ્ધ-ચરિત્ર** રચ્યું છે તેમાં તો એમ છે કે દિઙ્નાગ તેમ જ **ધર્મકીર્તિ** આર્ય **અસંગના** શિષ્યો હતા અને એ બંને **અસંગ** પાસે ન્યાય ભણ્યા હતા.

કેટલાકના મતે **ધર્મકીર્તિ** ઇ. સ. ૬૩૫માં નિવૃત્ત થનારા **ધર્મપાલના** શિષ્ય થાય છે.

૨ **બૌદ્ધદર્શન** (પૃ. ૭૩-૧૦૮)માં **અસંગ** વિષે વિસ્તૃત પરિચય અપાયો છે. **અસંગનું** બીજું નામ **આર્યસંગ** છે. એમનો સમય ઇ. સ. ૪૮૦-નો મનાય છે. એમની કૃતિઓ તરીકે **અભિધર્મસમુચ્ચય, પંચભૂમિ, મહાયાનસંગ્રહ, મહાયાનસૂત્ર, મહાયાનસૂત્રાલંકાર** અને **યોગાચારભૂમિશાસ્ત્રનો** ઉલ્લેખ **સ્યાદ્વાદમંજરીના** શ્રી. જગદીશચન્દ્ર જૈનના બૌદ્ધ-પરિશિષ્ટ (પૃ. ૩૯૯)મા કરાયો છે. **હેતુબિન્દુ-ટીકાની** અંગ્રેજી પ્રસ્તાવનામા તો **યોગાચારભૂમિશાસ્ત્રના** કર્તા તરીકે **મૈત્રેયનાથનો** અને **અભિધર્મસંગીતિના** કર્તા તરીકે **અસંગનો** ઉલ્લેખ છે.

એમ કહેવાય છે કે **અસંગે** બૌદ્ધ સંપ્રદાયમાં તાંત્રિકવાદ (Tantricism) દાખલ કર્યો અને ખૂબ જ ગુપ્ત રીતે એનું જ્ઞાન **ધર્મકીર્તિ** સુધી ગુરુ દ્વારા શિષ્યને એમ પરંપરા પ્રમાણે મળતુ હતુ.

૩ એમને ટૂંકમા **મૈત્રેય** કહે છે એમણે યોગાચારનું 'સ્થાપન કર્યું' છે. એમની કૃતિઓ તરીકે **અભિસમયાલંકારકારિકા, ધર્મધર્મતાવિભંગ, મધ્યાન્તવિભંગ, મહાયાન-ઉત્તરતંત્ર-શાસ્ત્ર, સૂત્રાલંકાર** ઇત્યાદિ ગણાવાય છે જુઓ **સ્યાદ્વાદમંજરીનું** બૌદ્ધ-પરિશિષ્ટ (પૃ. ૩૯૯).

૪ એમના જીવન અને ગ્રન્થો વિષે Literary History of Sanskrit Buddhism (પૃ. ૮૯-૯૪) પ્રકાશ પાડે છે. ઇ. સ. ૬૪૫મા વિદ્યમાન 'તાંત્રિક' **નાગાર્જુનથી** આ ભિન્ન છે.

એમની બે કૃતિ નામે [1]વિગ્રહવ્યાવર્તની અને [2]મૂલ-મધ્યમક-કારિકા યાને માધ્યમિક-કારિકા જોતાં જણાય છે.

નાગાર્જુને કે અન્ય કોઈએ [3]ઉપાયહૃદય રચ્યું છે. એવી રીતે વસુબંધુએ કે અન્ય કોઈએ [4]તર્કશાસ્ત્ર રચ્યું છે. આ ઉપાયહૃદય અને તર્કશાસ્ત્રની રચના દિઙ્નાગની પૂર્વે થઈ છે ખરી, પરંતુ ન્યાયને અંગે અનેક નવીન બાબતો રજૂ કરનાર તો દિઙ્નાગ છે એમ એમની પ્રમાણસમુચ્ચય, ન્યાયમુખ, હેતુચક્ર વગેરે કૃતિઓ વિચારતાં જણાય છે. આગળ જતાં મૈત્રેયનાથ અને વસુબંધુ કરતાં દિઙ્નાગનું સ્થાન 'બૌદ્ધ' સંપ્રદાયમાં વિશેષતઃ જામી ગયું. એઓ અને એમની પછી થયેલા ધર્મકીર્તિએ જાણે બૌદ્ધ ન્યાયનું સામ્રાજ્ય સ્થાપ્યું અને એથી તો અનેક અજૈન ગ્રંથકારોએ મુખ્યતયા આ બેની સામે જ મોરચા માંડ્યા.

જીવનઝરમર—તિબેટી સાધનો પ્રમાણે એમ મનાય છે કે દિઙ્નાગનો જન્મ 'મદ્રાસ' ઇલાકામાં 'કાંચી'ના ઉપનગર 'સિંહવક્ત્ર'-માં થયો હતો. એઓ જાતે બ્રાહ્મણ હતા. નાગદત્ત એમને 'દીનશાન'

---

૧ "ગા. પૌ. ગ્રં."માં ગ્રંથાંક ૪૯ તરીકે ઈ. સ. ૧૯૩૦માં જિયુસેપે તુચ્ચિ (Giuseppe Tucci) દ્વારા સંપાદિત કૃતિ નામે "Pre-Diṅnāga Buddhist Texts on Logic from Chinese Sources"માં વિગ્રહ-વ્યાવર્તનીનો અંગ્રેજી અનુવાદ છપાયો છે.

૨ આ ટીકા સહિત છપાયેલી છે.

૩ આ કૃતિની ચીની અનુવાદ ઉપરથી ફરીથી સંસ્કૃતમાં રચના કરાઈ છે અને એ "ગા. પૌ. ગ્રં."ના ગ્રંથાંક ૪૯ તરીકે છપાવાયેલી કૃતિઓમાંની એક છે.

૪ આના ચીની અનુવાદના આધારે આનું પણ સંસ્કૃતીકરણ ઉપર્યુક્ત ગ્રંથાંક ૪૯માં પ્રકાશિત થયું છે.

પંથની દીક્ષા આપી હતી. આગળ ઉપર એઓ વસુબંધુ ( ઇ. સ. ૨૮૦-૩૬૦ )ના શિષ્ય બન્યા[1] અને એમણે 'હીનયાન' પંથના ગ્રંથો ઉપરાંત 'મહાયાન' પંથના ગ્રંથોનો પણ અભ્યાસ કર્યો. એમને 'નાલંદા' જવા માટે આમંત્રણ મળ્યું હતું.

એમણે વિવિધ દર્શનોના અનેક અનુયાયીઓને વાદમાં પરાસ્ત કર્યા હતા અને એથી એઓ 'વાદી' તરીકે ઓળખાતા હતા.

એમને શંકરસ્વામી નામના શિષ્ય હતા.

આ દિઙ્નાગે ન્યાય ઉપર ગ્રંથો રચ્યા છે. પરમાર્થ ( ઇ. સ. ૪૯૯-૫૬૯ ) દ્વારા એનો ચીની ભાષામાં અનુવાદ થયો છે.

**સમય**—ડૉ. બી. ભટ્ટાચાર્યે અને શ્રી. રાહુલ સાંકૃત્યાયને દિઙ્નાગનો સમય ઇ. સ. ૩૪૫-૪૨૫નો દર્શાવ્યો છે, જ્યારે કલ્યાણ-વિજયજીના કથન મુજબ એઓ ઇ. સ. ૩૨૦માં થયા છે.

**કૃતિકલાપ**—ડૉ. બી. ભટ્ટાચાર્યે દિઙ્નાગની કૃતિઓ તરીકે નીચે મુજબનાં નામ ગણાવ્યાં છે :—

**( ૧ ) આલંબન-પરીક્ષા**

**( ૨ ) આલંબન-પરીક્ષા-વૃત્તિ**

**( ૩ ) ત્રિકાલ-પરીક્ષા**

**( ૪ ) ન્યાયપ્રવેશ**

**( ૫ ) પ્રમાણશાસ્ત્રન્યાયપ્રવેશ**

**( ૬ ) પ્રમાણસમુચ્ચય**

**( ૭ ) પ્રમાણસમુચ્ચય-વૃત્તિ**

**( ૮ ) હેતુચક્રહ( ડ )મરુ.**

૧ જુઓ પૃ. ૨૭૫, ટિ. ૧.

**આલંબન-પરીક્ષા**—આ આઠ પદ્યોની કૃતિ છે. એનુ યમગુચિ (Yamaguchi)એ [1]સંપાદન કર્યું છે. **આલંબન-પરીક્ષા** ઉપર સ્વોપજ્ઞ [2]વૃત્તિ છે અને ધર્મપાલની [3]ટીકા છે

આ મૂળ તેમ જ એની આ વૃત્તિમાથી **બ્રહ્મસૂત્ર** (૨-૨-૨૮) ઉપરના **શાંકર-ભાષ્ય**મા તેમ જ **તત્ત્વસંગ્રહ**ની **પંજિકા** (પૃ. ૫૮૨)મા અવતરણો અપાયા છે.

**ન્યાયપ્રવેશ**—**ન્યાયપ્રવેશક** તે જ આ **ન્યાયપ્રવેશ** છે એમ મારુ માનવું છે, અને એ જો સાચું જ હોય તો આ સંબંધમાં જે **ન્યાયપ્રવેશક** માટે પૃ. ૨૨૮-૨૨૯માં મેં કહ્યું છે તે આને લાગુ પડે છે. પં. વિધુશેખર **ન્યાયપ્રવેશ**ને જ **ન્યાયદ્વાર** માને છે પરંતુ ડૉ. ટુસિ એ વાતને ગલત ગણે છે.

**પ્રમાણશાસ્ત્રન્યાયપ્રવેશ**—કેટલાકને મતે આ જ **ન્યાયપ્રવેશ** છે.

**ન્યાયમુખ**—ડૉ ટુસિએ **ન્યાયમુખ**ના ચીની અનુવાદ ઉપરથી એનુ મૂળ ઇ. સ. ૧૯૩૦મા ઉપસ્થિત કર્યું હતું.[4] **ન્યાયદ્વાર** એ જ **ન્યાયમુખ** હશે. **ન્યાયદ્વાર** એ દિઙ્‌નાગની કૃતિ છે એમ મારું માનવું થાય છે.

---

૧ આ Journal Asiatiqueમા ઇ. સ. ૧૯૨૯મા પ્રકાશિત કરાયુ છે "થ અડિયાર લાઇબ્રેરી સિરીઝ"મા આ મૂળ એની સ્વોપજ્ઞ વૃત્તિ તેમ જ ધર્મપાલની ટીકા સહિત નવેસરથી છપાવાયુ છે

૨ આ છપાવાયેલી છે જુઓ ટિ ૧.

૩ આ પ્રસિદ્ધ થયેલી છે જુઓ ટિ ૧

૪ આ વૅલેસર (Wallaser)ના "Materials" નામની ગ્રંથ માળામા પ્રકાશિત કરાયુ છે.

**પ્રમાણસમુચ્ચય**—આ 'અનુષ્ટુભ્'મા છ પરિચ્છેદોમા રચાયેલી કૃતિ છે એમા **ન્યાયદ્વાર** અને **હેતુચક્રડમરુ** એ બે દિઙ્નાગની કૃતિઓને અગ્ર રીતે વણી લેવાઈ છે આ એમની સર્વોત્તમ કૃતિ છે એમની એકે કૃતિ સર્વાંગે સસ્કૃતમા મળતી નથી પ્રમાણસમુચ્ચયના ટિબેટી રૂપાતર ઉપરથી એનો પ્રથમ પરિચ્છેદ એચ આર રંગાસ્વામી આયગરે તૈયાર કરી, એના ઉપરની ટિબેટી રૂપાતરવાળી સ્વોપજ્ઞ ટીકામાથી તેમ જ જિનેન્દ્રબુદ્ધિની ટિબેટી રૂપાતરવાળી **વિશાલામલવતી** ટીકામાથી અનેક પાઠો ઉદ્ધૃત કરી એ સામગ્રીપૂર્વક એ પરિચ્છેદનુ સપાદન કર્યું છે[2] નાથે નાથે એમા દિઙ્નાગની પ્રતિકૃતિ એમણે રજૂ કરી છે

પ્રથમ પરિચ્છેદમા પ્રત્યક્ષ, બીજા બેમા અનુમાન—દ્વિતીય પરિચ્છેદમા સ્વાર્થાનુમાન અને ત્રીજામા પરાર્થાનુમાન, ચોથામા દૃષ્ટાંત, પાચમામા અપોહ અને છઠ્ઠામા જાતિ એમ એક પછી એક વિષયને ન્યાય અપાયો છે[3] દિઙ્નાગે પ્રથમ પોતાના પક્ષનુ વક્તવ્ય રજૂ કરી ન્યાય, વૈશેષિક, સાખ્ય અને મીમાસાના મતવ્યોની આલોચના કરી છે

**પ્રમાણસમુચ્ચય** (પરિ ૧, શ્લો ૧૪)મા **વાદવિધિનો** ઉલ્લેખ છે પરિ ૧, શ્લો ૧૮ની સ્વોપજ્ઞ વૃત્તિમા પણ આ કૃતિની નોધ છે

૧ આના પૃ ૭૭ તેમ જ ૮૦મા આધર નામના સાખ્ય તત્ત્વજ્ઞાનીનો ઉલ્લેખ છે

૨ આ માઇસોર યુનિવર્સિટિ પબ્લિકેશન તરીકે ઇ સ ૧૯૩૦મા પ્રકાશિત થયુ છે સપાદકે રાજતન્ત્રપ્રવીણ ડૉ સર બ્રજેન્દ્રનાથ સીલને આ પુસ્તક અર્પણ કર્યુ છે

૩ **બૌદ્ધ દર્શન** (પૃ ૧૧૦)મા પ્રત્યક્ષ ઇત્યાદિ છની સાથ 'પરીક્ષા' નામ જોડી છ પરિચ્છેદોની કારિકાની સખ્યા અનુક્રમે નીચે મુજબ દર્શાવાઈ છે —

૪૮, ૫૧, ૫૦, ૨૧, ૫૨ અને ૨૫.

આમ આ કૃતિમા ૨૪૭ પદ્યો છે

પરિ. ૩માં હેતુચક્રડમરુમાંથી બે પદ્યો અપાયાં છે. આ બે પદ્યો તેમ જ એવું એક બીજું પદ્ય તાત્પર્યટીકામાં અવતરણરૂપે જોવાય છે. આ તાત્પર્ય-ટીકામાં વાર્ષગણ્યનો ઉલ્લેખ છે.

**બૌદ્ધ દર્શન** (પૃ. ૧૧૧)માં કહ્યું છે કે દિઙ્નાગે પોતાના ગ્રંથોમાં ઇતર દર્શનો અને વાત્સ્યાયનકૃત ન્યાય-ભાષ્યની એટલી તર્કસંગત આલોચના કરી છે કે આ ભાષ્ય ઉપર પાશુપતાચાર્ય ઉદ્દ્યોતકર ભારદ્વાજને કેવળ એનો ઉત્તર આપવા માટે ન્યાય-વાર્તિકની રચના કરવી પડી.

દિઙ્નાગના **પ્રમાણસમુચ્ચયની** બૌદ્ધેતર ગ્રંથકારોએ જેમ ઝાટકણી કાઢવા પ્રયાસ કર્યો છે તેમ બૌદ્ધોએ એમનાં મન્તવ્યોના સમર્થનાર્થે પુષ્કળ પરિશ્રમ કર્યો છે. આમ આ કૃતિએ સમગ્ર ભારત વર્ષને એક યા બીજી રીતે આકર્ષ્યું છે. ઍરિસ્ટોટલનાં લખાણોએ યુરોપને મોહમુગ્ધ બનાવ્યું હતું ખરું પરંતુ એની સમીક્ષા માટે આવું ક્ષેત્ર ઉપસ્થિત કર્યું ન હતું એટલે એ અંશતઃ જ **પ્રમાણસમુચ્ચયની** સાથે સરખાવી શકાય.

**પ્રમાણસમુચ્ચયની વૃત્તિ**—આ સ્વોપજ્ઞ વૃત્તિ છે. એ પણ સંસ્કૃતમાં મળતી નથી. એના ટિબેટી રૂપાંતરમાંથી જે અવતરણો ઉપર્યુક્ત આવૃત્તિમાં અપાયાં છે તેમાં પૃ. ૨માં ન્યાયદ્વારનો અને પૃ. ૩૮માં **વાદવિધિનો** ઉલ્લેખ છે.

**હેતુચક્રડમરુ**—આને હેતુચક્ર પણ કહે છે. આ ન્યાયની કૃતિ **પ્રમાણસમુચ્ચયમાં** ગૂંથી લેવાઈ છે. એમાં બે પ્રકરણો છે. એકમાં પક્ષ વિષે અને બીજામાં 'હેતુ' વિષે નિરૂપણ છે. આ નાનકડી કૃતિનાં બે પદ્યો **પ્રમાણસમુચ્ચય** (પરિ. ૩)માં જોવાય છે. આ બે પદ્યો તેમ જ એક બીજું પદ્ય તાત્પર્ય-ટીકામાં ઉદ્ધૃત કરાયાં છે.

દિઙ્નાગની વિવિધ સંસ્કૃત રચનાઓમાંથી જે અવતરણો **ન્યાયવાર્તિક** અને એની વાચસ્પતિમિશ્રકૃત **તાત્પર્ય-ટીકા**માં નજરે પડે છે તે એકત્રિત કરી એનું સંપાદન પ્રો. રૅન્ડલે ( Randle ) કર્યું છે. એવી રીતે શ્લોકવાર્તિક ઉપરની પાર્થસારથિમિશ્રકૃત ટીકાગત અવતરણો અંગેનું કાર્ય એચ. આર રંગાસ્વામીએ કર્યું છે. મલ્લવાદીએ એક કારિકાના ભાષ્ય નામે **દ્વાદશારનયચક્ર**માં દિઙ્નાગનાં અનેક વચનોની સમાલોચના કરી છે. એ એકત્રિત થવાં ઘટે.

**પ્રમાણસમુચ્ચય** ઉપરના વાર્તિકમાં ધર્મકીર્તિએ દિઙ્નાગનાં મંતવ્યોથી પોતે જ્યાં જ્યાં ભિન્ન મત ધરાવતા હતા તે સ્પષ્ટ રૂપે અને નિર્ભયપણે દર્શાવ્યા છે.

## ( ૧૬ ) દિવાકર

અ૦જ૦૫૦ ( ખંડ ૧ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ. ૮૪ )માં એમને વિષે નિમ્નલિખિત પંક્તિમાં ઉલ્લેખ છે :—

"*यदः—स्याद्वादभङ्गादौ दिवाकरादिभिः*"

આ ઉપરથી હું એમ માનું છું કે દિવાકર એ **સ્યાદ્વાદભંગ**ના કર્તા છે. **હેતુબિન્દુ** ઉપરની અર્ચટકૃત ટીકા ( પૃ. ૩૧ )માં જે **સ્યાદ્વાદભંગ**નો ઉલ્લેખ છે તે જ આ કૃતિ હોવી જોઈએ એમ લાગે છે.

આ દિવાકર બૌદ્ધ છે એટલે **શૃંગાર-વૈરાગ્ય-તરંગિણી**ના કર્તા જે દિવાકર જૈન છે તેમનાથી તો આ સહેજે ભિન્ન ઠરે છે.

શારદાતનયે ( આશરે ઈ. સ. ૧૧૫૦-૧૨૧૦ )માં જે **નાટ્યશાલપતિના** નામે **દિવાકર**નો ઉલ્લેખ કર્યો છે તે પણ આ **દિવાકર**થી ભિન્ન છે. આ શારદાતનયના એ અન્ય દિવાકર નાટ્યશાસ્ત્ર પરત્વે ગુરુ થાય છે.

## (૧૭) ધર્મકીર્તિ

શા૦વા૦સ૦ ( વિ. ૧૦, શ્લો. ૨૪ )માં તેમ જ અ૦જ૦પ૦ની સ્વોપજ્ઞ વ્યાખ્યામાં અનેક સ્થળે ( દા. ત. ખંડ ૨, પૃ. ૩૯માં ) ધર્મકીર્તિનો ઉલ્લેખ હરિભદ્રસૂરિએ કર્યો છે. ઉપર્યુક્ત પૃ. ૩૯માં એમનો ' ન્યાયવાદી ' તરીકે નિર્દેશ છે.

ધર્મકીર્તિનો કોઈક વાર ' કીર્તિ ' તરીકે ઉલ્લેખ જોવાય છે. દા. ત. [1]શંકરાચાર્યના શિષ્ય [2]સુરેશ્વરે **બૃહદારણ્યકોપનિષદ્-વાર્તિક**માં આમ કર્યું છે.

**જીવન-રેખા**—ધર્મકીર્તિનું જીવન-ચરિત્ર કોઈ ભારતીય ભાષામાં પ્રાચીન સમયમાં રચાયું હોય એમ જાણવાજોવામાં નથી. ટિબેટી સાહિત્ય જ એમને વિષે થોડીઘણી પણ હકીકત પૂરી પાડે છે. ટિબેટી લેખકો પૈકી લામા **તારાનાથ** અને [3]બુસ્ટન ( Buston ) એ બે નામ સામાન્ય રીતે ગણાવાય છે. ડૉ. **સતીશચન્દ્ર** વિદ્યાભૂષણે લામા **તારાનાથ**ના લખાણને આધારે ધર્મકીર્તિ સંબંધી વક્તવ્ય A History of Indian Logic (pp. 303–4)માં રજૂ

---

૧ કેટલાક એમનો સમય ઇ. સ.નો છઠ્ઠો સૈકો દર્શાવે છે પણ એ હકીકત બરાબર નથી.

૨ શંકરમંદારસૌરભમાં સુરેશ્વરનું જન્મવર્ષ કલ્યબ્દ ૩૮૮૯ ( = વિ. સં. ૮૪૫ = ઇ. સ. ૭૮૮ )નું નિર્દેશાયું છે.

૩ એમની ટિબેટી કૃતિનો અનુવાદ ડૉ. ઇ. ઓબરમિલર (Obermiller) દ્વારા કરાયો છે. એ બુસ્ટનનું History of Buddhism નામનું પુસ્તક Materialien zur Kunde des Buddhismusમાં હાઇડેલબર્ગ ( Heidelburg )થી ઇ. સ. ૧૯૩૧માં પ્રકાશિત કરાયું છે.

કર્યું છે. પ્રો. [1]શેરબેટ્સ્કિ ( [2]Stcherbatsky ) તરફથી Buddhist Logic (Vol. I. pp. 34–36)માં ઉપર્યુક્ત બંને ટિબેટી લેખકોને આધારે ધર્મકીર્તિની જીવનરેખા આલેખાઈ છે. [3]હેતુબિન્દુ–ટીકાની પ્રસ્તાવના (પૃ. ૬)માં કહ્યું છે કે પ્રો. શેરબેટ્સ્કિનું લખાણ વધારે સંક્ષિપ્ત તેમ જ સત્યની વધારે નજીક છે. આ પ્રોફેસરનું લખાણ ટિપ્પણોને બાજુએ રાખી આ પ્રસ્તાવના ( પૃ. ૬–૮ )માં ઉદ્ધૃત કરાયું છે. આના આધારે હું અહીં કેટલીક વિગતો રજૂ કરું છુઃ

ધર્મકીર્તિનો જન્મ 'દક્ષિણ' પ્રદેશમાં આવેલા 'ત્રિમલય' (? તિરુમલ્લ)માં 'બ્રાહ્મણ' જાતિમાં થયો હતો. બ્રાહ્મણોને સુલભ વિદ્યામાં એઓ નિષ્ણાત બન્યા બાદ એમનું 'બૌદ્ધ' ધર્મ તરફ મન આકર્ષાયું અને એઓ 'બૌદ્ધ' બન્યા. આગળ જતાં એઓ 'નાલંદા' ગયા, કેમકે એમની ઇચ્છા વસુબન્ધુના શિષ્ય ધર્મપાલ પાસે જ્ઞાન મેળવવાની હતી. એમને ન્યાયમાં રસ હતો એટલે દિઙ્નાગના સાક્ષાત શિષ્ય ઈશ્વરસેન પાસે એમણે અભ્યાસ કરવા માંડ્યો. એમ કહેવાય છે કે દિઙ્નાગની કૃતિ જેટલી ધર્મકીર્તિ સમજી શક્યા એટલી તો ઈશ્વરસેન પણ સમજી શક્યા ન હતા.

ધર્મકીર્તિએ પોતાનો સમય પ્ર૦વા૦ જેવી કૃતિ રચવામા, અધ્યાપનમાં, વાદવિવાદમા અને 'બૌદ્ધ' મંતવ્યોનો પ્રચાર કરવામાં

---

૧ એમણે ધર્મકીર્તિને ભારતીય કાન્ટ ( Kant ) કહ્યા છે. જુઓ બૌદ્ધ દર્શન (પૃ ૧૧૧).

૨ બૌદ્ધ દર્શન (પૃ. ૧૧૧)મા આના ઉચ્ચાર 'શ્ચેર્બાત્સ્કી' કરાયો છે. પૃ. ૧૨૨મા શ્રી. રાહુલે ધર્મકીર્તિને ભારતીય હેગેલ ( Hegel ) કહ્યા છે. જર્મન હેગેલનો સમય ઇ. સ ૧૭૭૦–૧૮૩૧ છે.

૩ આ અર્ચટકૃત ટીકાનું સંપાદન પં. સુખલાલ સંઘવીએ કર્યું છે અને આ ટીકા "ગા. પૌ. ગ્રં."મા ઇ. સ. ૧૯૪૯મા છપાઇ છે.

ગાળ્યો. હતો એમનું ‘કલિંગ’માં મડ ગ્યાપ્યો હતો એમાં એમનુ અવસાન એમના શિષ્યોની હાજરીમા થયુ હતુ

જેમ દિઙ્નાગને એમના જીવન દરમ્યાન એમની કૃતિઓને પૂરતો ન્યાય અને આદર મળે તેવો પ્રબંધ કરનાર કોઈ શિષ્ય ન મળ્યો, પરંતુ આગળ ઉપર ધર્મકીર્તિએ જેમ એ કાર્ય કર્યું તેમ ધર્મકીર્તિને પણ એમના જીવન દરમ્યાન એમની કૃતિઓને સમુચિત રીતે રજૂ કરનાર કોઈ શિષ્ય ન મળ્યો, પરંતુ એમના અવસાન બાદ ધર્મોત્તરે એમનુ ગૌરવ વધે તેમ આ કાર્ય કર્યું.

**સમય**—ધર્મકીર્તિના સમય વિષે ભિન્ન ભિન્ન મતો પ્રવર્તે છે —

(૧) ડૉ. વિદ્યાભૂષણ એમનો સમય ઇ સ ૬૩૫–૬૫૦ને દર્શાવે છે

(૨) વાદન્યાયની પ્રસ્તાવનામા શ્રી રાહુલ એમનો સમય ઈ સ ૬૨૫ કરતા કઈક વહેલો હોવાનુ સૂચવે છે આ સમય તે એમનો પ્રવૃત્તિ-સમય છે

(૩) અકલંકગ્રંથત્રયની પ્રસ્તાવના (પૃ ૧૮–૨૩)મા પં મહેન્દ્રકુમારે ધર્મકીર્તિના સમય વિષે વિચાર કરી એમ કહ્યુ છે કે એઓ ઇ સ ૬૨૦થી ૬૯૦ના ગાળામા થઈ ગયા છે

(૪) શ્રી ભગવદ્ દત્તના કથન મુજબ ધર્મકીર્તિ ઇ સ ૬૦૦ પહેલા થઈ ગયા છે

(૫) પ્રો કે બ ફ્રૉવના મતે ધર્મકીર્તિ ઇ સ ૬૫ મા વિદ્યમાન હતા

(૬) કલ્યાણવિજયજીનુ માનવુ એ છે કે ધર્મકીર્તિ ઇ સ ૩૪૮મા, દિઙ્નાગ ઇ સ ૩૨૦મા, વસુબંધુ ઇ સ ૨૬૦–૩૪૦મા અને અસગ ઇ સ ૨૫૦–૩૦૦મા થઈ ગયા

**ઉત્તરકાલીન ગ્રંથકારો**—આ ઉપરથી જોઈ શકાશે કે ધર્મકીર્તિના સમય પરત્વે મતભેદ છે અને તે પણ નાનોસૂનો નથી, કેમકે એક બાજુ ઇ. સ. ૩૪૮નો ઉલ્લેખ કરાય છે તો બીજી બાજુ ઇ. સ. ૬૬૦ સુધી એ લંબાવાય છે. તેમ છતાં અમુક અમુક ગ્રંથકારો એમના પછી થયા છે એ વાત નિર્વિવાદ છે. આ ગ્રંથકારો પૈકી એક તો હરિભદ્રસૂરિ છે જ અને બીજા વ્યોમશિવ, અકલંક અને જયન્ત પણ છે. કેમકે આ ચારેએ ધર્મકીર્તિનાં મંતવ્યની આલોચના કરી છે.

**સમસમયી ગ્રંથકારો**—હેતુબિન્દુટીકાની પ્રસ્તાવના (પૃ. ૯)માં એમ સૂચવાયું છે કે ઈશ્વરસેન, ઉદ્દ્યોતકર, કુમારિલ અને ભર્તૃહરિ એ ચારે ગ્રંથકારો ધર્મકીર્તિના સમકાલીન છે; તેમ છતાં એમનાથી મોટા ગે છે. આ માટે નીચે મુજબ કારણ દર્શાવાયાં છે:—

ધર્મકીર્તિ ઈશ્વરસેનના શિષ્ય મનાય છે અને **અર્ચટ**ના મત મુજબ હેતુબિન્દુમાં ધર્મકીર્તિએ ઈશ્વરસેનના વિચારોનું ખંડન કર્યું છે.

ધર્મકીર્તિએ ઉદ્દ્યોતકર, કુમારિલ અને ભર્તૃહરિનાં મંતવ્યો વિષે સખત ટીકા કરી છે, જ્યારે આ ત્રણ ગ્રંથકારોએ ધર્મકીર્તિ સામે પ્રહાર કર્યા હોય એવો સ્પષ્ટ નિર્ણય કરવા માટે કોઈ પુરાવો નથી.

**પ્ર૦વા૦**ના પ્રથમ પરિચ્છેદની યોજનાને **આપ્તમીમાંસા**માં **સમંતભદ્રે** અપનાવી છે એ સંભવિત હકીકત છે એટલે એ હિસાબે **સમંતભદ્ર** ધર્મકીર્તિના સમકાલીન હોવા છતાં એમનાથી નાના છે.

**ગ્રંથરાશિ**—ડાં. વિદ્યાભૂષણના મત મુજબ નિમ્નલિખિત નવ ગ્રંથોના પ્રણેતા ધર્મકીર્તિ છે, અને એ પૈકી પહેલા આઠના તો ટિબેટી અનુવાદો મળે જ છે:—

(૧) તર્કન્યાય યાને વાદન્યાય
(૨) ન્યાયબિન્દુ

(૩) પ્રમાણવાર્તિક
(૪) પ્રમાણવાર્તિકવૃત્તિ
(૫) પ્રમાણવિનિશ્ચય
(૬) સન્તાનાન્તરસિદ્ધિ
(૭) સંબંધપરીક્ષા
(૮) સંબંધપરીક્ષાવૃત્તિ
(૯) હેતુબિન્દુવિવરણ

વાદન્યાયના પરિશિષ્ટમાં શ્રી. રાહુલે ધર્મકીર્તિના ગ્રંથો અને એનાં ઉપરનાં વિવિધ વિવરણોનો ઉલ્લેખ કર્યો છે. આ ઉલ્લેખને આધારે ધર્મકીર્તિનો કૃતિકલાપ તેમ જ એના વિવરણાત્મક સાહિત્યની નોંધ હેતુબિન્દુટીકાની પ્રસ્તાવના (પૃ. ૯-૧૦)માં અપાઈ છે. એ જોતાં ઉપર્યુક્ત નવ કૃતિઓમાંથી પહેલી આઠ તો શ્રી. રાહુલે પણ નોંધી છે. નવમી કૃતિ તરીકે એમણે હેતુબિન્દુનો ઉલ્લેખ કર્યો છે, નહિ કે એના વિવરણનો. હેતુબિન્દુ એ તો ધર્મકીર્તિની કૃતિ છે જ એટલે એનો ઉલ્લેખ સ્થાને છે.

કેટલાક આ ઉપરાંતની કૃતિઓ તરીકે નીચે મુજબનાં નામ સૂચવે છેઃ—

(૧) અલંકાર
(૨) ન્યાયવિનિશ્ચય
(૩) વિજ્ઞાનનયપ્રસ્થાન

શ્રી. રાહુલે જે નવ કૃતિઓ ગણાવી છે તેને જ હું અત્યારે તો ધર્મકીર્તિની નિર્વિવાદ કૃતિઓ માનું છું એટલે એનો પરિચય તો હું આપું છું. સાથે સાથે જે અન્ય કૃતિઓ અહીં મેં ગણાવી છે તેનો પણ હું થોડોક વિચાર કરીશ.

અલંકાર—વાસવદત્તામાં સુબંધુએ આ કૃતિનો ઉલ્લેખ કર્યો છે. આ વાસવદત્તા ઇ. સ.ની પાંચમી સદીના ત્રીજા ચરણમાં રચાયાનું મનાય છે. કલ્યાણવિજયજીએ સુબંધુનો સમય ઇ. સ. ૩૭૫–૪૨૫નો દર્શાવ્યો છે.

વાસવદત્તામાં ઇ. સ.ની પાંચમી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયેલા અને ન્યાયવાર્તિકના કર્તા ભારદ્વાજ ઉદ્દ્યોતકરનો ઉલ્લેખ છે.

[1]ન્યાયબિન્દુ—આ ગદ્યાત્મક સંસ્કૃત કૃતિના ત્રણ પરિચ્છેદ છે. પહેલામાં સમ્યગ્જ્ઞાનના પ્રત્યક્ષ અને અનુમાન એમ બે પ્રકારો સૂચવી પ્રત્યક્ષનું લક્ષણ અને એના ચાર ભેદો દર્શાવાયા છે. બીજામાં સ્વાર્થાનુમાનનો અને ત્રીજામાં પરાર્થાનુમાનનો અધિકાર છે. ત્રીજો પરિચ્છેદ સૌથી મોટો છે. આ કૃતિનું પરિમાણ ૧૭૭ શ્લોક જેવડું છે.

ન્યાયબિન્દુ ઉપર ધર્મોત્તરની ટીકા અને એ ટીકાને અંગે (દિ.) મલ્લવાદીનું ટિપ્પણ પ્રસિદ્ધ થયેલાં છે. દુર્વેકે ધર્મોત્તરની ટીકા ઉપર ધર્મોત્તરપ્રદીપ નામની ટીકા રચી છે. વળી વિનીતદેવ, કમલશીલ અને જિનમિત્રની ન્યાયબિન્દુ ઉપરની ટીકાનાં ટિબેટી રૂપાંતરો મળે છે.

ન્યાયબિન્દુનો ચીની અનુવાદ ઇ. સ. ૪૦૦ થી ૪૦૫ના ગાળામાં થયાનું મનાય છે તે કેવી રીતે વ્યાજબી ગણાય?

ન્યાયવિનિશ્ચય—આ કૃતિ વિષે ખાસ કંઈ જાણવામા નથી.

---

૧ પ્રો. પીટર પિટર્સન દ્વારા આ મૂળ કૃતિનું તેમ જ એના ઉપરની ધર્મોત્તરકૃત ટીકાનુ સંપાદન થયુ છે. એ "બિબ્લિઓથેકા ઇન્ડિકા"મા કલકત્તાથી ઇ. સ. ૧૮૮૯મા પ્રસિદ્ધ થયેલ છે. મૂળ ઉપર્યુક્ત ટીકા સહિત "કાશી સંસ્કૃત સિરીઝ"મા ઇ. સ. ૧૯૨૪મા પ્રકાશિત કરાયું છે અને એમાં ન્યાયબિન્દુનો ચંદ્રશેખરે કરેલો હિંદી અનુવાદ છપાયેલો છે.

**પ્રમાણવાર્તિક** યાને **વાર્તિક**—આ ગ્રન્થમાં મેં નિમ્ન-લિખિત અંકવાળા પૃષ્ઠમાં નોંધ લીધી છે:—

૬૦, ૬૧, ૧૧૦, ૧૫૦, ૧૫૬, ૧૮૩, ૨૧૧, ૨૫૦-૨૫૩, ૨૫૮ અને ૨૬૭

આનો વિષય **પ્રમાણવિનિશ્ચય**, **ન્યાયબિન્દુ** અને **હેતુબિન્દુ**નો પણ વિષય છે, પરંતુ આ ચારેમાં પ્ર૦વા૦ સૌથી મોટું અને નક્ષેપમાં અધિક આગતો જણાવનારું છે

**પ્રમાણવાર્તિકની સ્વોપજ્ઞ વૃત્તિ**—આ વિષે મેં પૃ ૬૨, ૨૫૩, ૨૫૮ અને ૨૬૭માં ઉલ્લેખ કર્યો છે

**પ્રમાણવિનિશ્ચય**—આ ૧૩૪૦ શ્લોક જેવડી કૃતિ મૂળ સ્વરૂપે મળતી નથી, પરંતુ એનું ટિબેટી રૂપાંતર મળે છે જ્ઞાનશ્રીભદ્ર તેમ જ ધર્મોત્તરે આ કૃતિ ઉપર સંસ્કૃતમાં જે ટીકા રચી છે એ પણ મૂળ સ્વરૂપે જણાઈ નથી એના પણ ટિબેટી રૂપાંતર જ મળે છે

**તત્ત્વાર્થસૂત્ર** (અ ૫, સૂ ૩૧) ઉપરની સિદ્ધસેનગણિકૃત ટીકા (ભા ૧, પૃ ૩૯૭)માં **પ્રમાણવિનિશ્ચય**નો ઉલ્લેખ છે

**ન્યાયાવતાર**ની વૃત્તિ ઉપરના દેવભદ્રકૃત ટિપ્પણમાં પૃ ૧૭માં **વિનિશ્ચય**નો અને પૃ ૩૭માં એના પ્રણેતા તરીકે ધર્મકીર્તિના નામપૂર્વક **વિનિશ્ચય**નો ઉલ્લેખ છે ડૉ પી એલ વૈદ્ય આ **વિનિશ્ચય**ને **પ્રમાણવિનિશ્ચય** ગણે છે અને આ ટિપ્પણગત નીચે મુજબના પ્રતીકવાળા સાત પદ્યોને આ કૃતિમાંથી ઉદ્ધૃત કરેલાં માને છે —

अयाम याग० (પૃ ૧૭) गच्छतु क्वापि० (પૃ ૮૮), दीपवन्नाप० (પૃ ૧૨), नान्यथेहार्थ० (પૃ ૧૭), मणिप्रदीप० (પૃ ૩૭), यथा तथा (પૃ ૩૭) અને विगपण० (પૃ ૧૭)

નિમ્નલિખિત પ્રતીકવાળાં ચાર પદ્યો પણ **પ્રમાણવિનિશ્ચય**નાં તો નથી એમ પ્રશ્નાર્થરૂપે એમણે એની નોંધ લીધી છે:—

नित्य सत्त्व० ( પૃ ८७ ), निर्विशेष न० ( પૃ ८३ ), पदानां० (પૃ ८) અને सामर्थ्य० ( પૃ. ३१ )

ઉપર્યુક્ત **ટિપ્પણ** ( પૃ. ११ )માં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:—

" यद् विनिश्चयटीकायां धर्मोत्तर —मिद्र निद्रेति "

આ ટિપ્પણના પૃ ૩૦માં **વિનિશ્ચય**ની ટીકાનો અને પૃ ૫૮માં **પ્રમાણવિનિશ્ચય**ની ટીકાનો ઉલ્લેખ છે

" सहोपलम्भनियमादभेदो नीलतद्धियो द्विचन्द्रादिवत् " એ પંક્તિ અ૦જ૦પ૦ ( ખંડ ૨, પૃ ૫૧ )માં તેમ જ **અષ્ટશતી (અષ્ટસહસ્રી** વાળી આવૃત્તિ, પૃ ૨૪૨ )માં જોવાય છે. વિશેષમાં આ બને કૃતિમાં આ પંક્તિગત વિચારનું ખંડન છે આ પંક્તિ **પ્રમાણવિનિશ્ચય**માંથી ઉદ્ધૃત કર્યાનું મનાય છે

**કાવ્યાનુશાસન** ઉપરના **વિવેક** ( પૃ. ૩૬૩ )માં " तथा चाय विनिश्चयवृत्त्यन्ते धर्मकीर्त्याचार्यस्य श्लोक इति प्रसिद्धि " એવા ઉલ્લેખપૂર્વક નિમ્નલિખિત પદ્ય અપાયું છે.—

" लावण्यद्रविणव्ययो न गणित क्लेशो महान् स्वीकृत
स्वच्छन्दस्य सुख जनस्य वसतश्चिन्तानलो दीपित ।
एषाऽपि स्वयमेव तुल्यरमणाभावाद् वराकी हता
कोऽर्थश्चेतसि वेधसा विनिहितस्तन्व्यास्तनु तन्वता[१] ॥ "

**સુભાષિતાવલી**માં ૧૪૭૨મા પદ્યરૂપે અને **ધ્વન્યાલોક** ( પૃ ૨૨૧ )માં કંઈક પાઠભેદપૂર્વક અપાયેલા આ શ્લોકનો અર્થ નીચે મુજબ હું આપું છું:—

૧ આ નિર્ણયસાગર મુદ્રણાલયની ઇ સ ૧૮૮૧ની આવૃત્તિનું પૃષ્ઠાંક છે ઉ ૧૯

સુંદરીનો દેહ ઘડતી વેળા બ્રહ્મા મનમાં શો વિચાર કરતા હતા ? એમણે સૌન્દર્ય ધનના વ્યયની દરકાર કરી નથી એમણે મહાક્લેશ સ્વીકાર્યો છે સુખે સ્વચ્છંદે વર્તતા લોકના હૃદયમાં એમણે ચિન્તાગ્નિ પ્રકટાવ્યો છે આ સુંદરી પોતે પણ સમાન કક્ષાના રમણના અભાવે બાપડી હણાઈ ગઈ છે

આ પદ્ય દ્વારા ધર્મકીર્તિએ આડકતરી રીતે એમ સૂચવ્યું છે કે પોતે જે અનુપમ કૃતિ પુષ્કળ પ્રયાસ કરી તૈયાર કરી છે તેનો આસ્વાદ લેનાર ક્યાં છે ?

**[1]વાદન્યાય**—આ ૭૯૮ શ્લોક જેવડી સંસ્કૃત કૃતિના પ્રારંભમાં “નમ સમન્તભદ્રાય” એવો ઉલ્લેખ છે પછી બે પંક્તિ ગદ્યમાં છે ત્યાર બાદ એક પદ્ય છે પછી ‘નિગ્રહસ્થાનલક્ષણ’ નામનો આ પ્રથમ અધિકાર સંપૂર્ણતયા ગદ્યમાં છે ‘ન્યાયમતખંડન’ એ નામના બીજા અધિકારમાં બે પદ્યો છે બાકીનો બધો ભાગ ગદ્યમાં છે બીજા અધિકારમાં **ન્યાયસૂત્ર**માથી અવતરણો અપાયાં છે

---

૧ આ કૃતિ **વિપંચિતાર્થા** સહિત ‘મહાબોધિ સભા’ (બનારસ) તરફથી ઇ સ ૧૯૩૬માં છપાવાઈ છે

**વાદન્યાય**ના આ પ્રકાશનને અંગે શ્રી રાહુલ સાંકૃત્યાયને અંગ્રેજીમાં પ્રસ્તાવના લખી છે એના પૃ ૮–૯માં એમણે ધર્મકીર્તિના સમયથી માંડીને બંકુ પંડિત (ઇ સ ૧૧૫૦) સુધીમાં થયેલા બૌદ્ધ નૈયાયિકો યાને ન્યાયશાસ્ત્રીઓના નામો સમય સાથે આપ્યા છે અંતમાં જે વિવિધ પરિશિષ્ટો છે તેમાંના પ્રથમમાં ભારતીય ન્યાયશાસ્ત્રીઓ (નૈયાયિકો)ના નામ સમય અને સંપ્રદાયના ઉલ્લેખપૂર્વક અપાયા છે એમાં હરિભદ્રસૂરિનું નામ નથી ચોથા પરિશિષ્ટ તરીકે ચીની ભાષામાં જે ન્યાયના ગ્રંથો મળે છે તેના તેમ જ તેના કર્તાના નામ ભાષાંતરના સમયના ઉલ્લેખ સહિત અપાયા છે એવી રીતે પાંચમા પરિશિષ્ટમાં ‘ભોટ’ અર્થાત્ ટિબેટી ભાષાને ઉદ્દેશીને સૂચી અપાઈ છે છઠ્ઠા પરિશિષ્ટ તરીકે બૌદ્ધ ન્યાયના જે ગ્રંથો મળે છે

વાદન્યાયની આદિમે કારિકા ન્યાયવિનિશ્ચયે અને સિદ્ધિ-વિનિશ્ચયમાં તેમ જ અષ્ટશતી (પૃ. ૮૧)માં નજરે પડે છે.

**વિવરણ**—**વાદન્યાય** ઉપર શાંતરક્ષિતની સંસ્કૃતમાં **વિપંચિતાર્થા** નામની ટીકા છે. એ છપાઈ છે. વિનીતદેવે પણ આ **વાદન્યાય** ઉપર ટીકા રચી છે પરંતુ એનું તો ટિબેટી રૂપાંતર જ મળે છે.

**બૌદ્ધ દર્શન** (પૃ. ૧૧૯)માં કહ્યું છે કે અક્ષપાદનાં ૧૮ નિગ્રહ-સ્થાનોની મોટી સૂચીને નિરર્થક દર્શાવી ધર્મકીર્તિએ **વાદન્યાયે** (પૃ. ૧)માં નિમ્નલિખિત શ્લોકાર્ધ દ્વારા એનો સાર આપી દીધો છેઃ—

" असाधनाङ्गवचनमदोषोद्भावनं द्वयोः "

અર્થાત્ વાદને માટે અ-સાધન, વાદનું કથન અને પ્રતિવાદીના દોષને ન પકડવા એ નિગ્રહ યાને પરાજયને માટે છે.

**વિજ્ઞાનનયપ્રસ્થાન**—**ધર્મસંગ્રહણી**ની ટીકા (પત્ર ૬૬૯અ)માં મલયગિરિસૂરિએ આનો ઉલ્લેખ કરી નીચે મુજબ અવતરણ રજૂ કર્યું છે :—

" सर्वात्मना हि सारूप्ये ज्ञानमज्ञानता व्रजेत् ।
साम्ये केनचिदंशेन स्यात् सर्वं सर्ववेदनम् ॥ "

'વિજ્ઞાનનયપ્રસ્થાન' એ કોઈ કૃતિનું નામ નથી પરંતુ **પ્ર૦વા૦** જેવાનુ—વિજ્ઞાનવાદને અંગેના ગ્રંથનું કે એનું પ્રસ્થાન એ અર્થવાચક આ નામ છે એમ માનવું શું યુક્તિયુક્ત ગણાય?

---

તેની સૂચી છે. એમા ૯૫ નામોનો ઉલ્લેખ છે. સાતમા પરિશિષ્ટરૂપે ધર્મ-કીર્તિના ન્યાયને લગતા સાત નિબંધો—**પ્ર૦ વા૦** ઇત્યાદિ ગ્રંથોના ટીકા-કારોના નામ સહિત નિર્દેશ છે. આઠમા પરિશિષ્ટ તરીકે ધર્મકીર્તિના પરિવારરૂપ ગ્રંથકારોના ગ્રંથનું પરિમાણ ૧, ૩૭, ૩૧૧ શ્લોકનું ગણાવાયું છે. નવમા પરિશિષ્ટમા ભોટ (ટિબેટ)ના રાજાઓના સમકાલીન ટિબેટી ભાષાંતરકારોના નામ છે. દસમા પરિશિષ્ટનો વિષય બૌદ્ધ ન્યાયના ગ્રંથોના ચીની અને ટિબેટી અનુવાદોના કાલક્રમની સૂચી છે.

**સન્તાનાન્તરસિદ્ધિ**—અકલંકના તત્ત્વાર્થરાજવાર્તિક (પૃ ૧૯)મા આનુ આદ્ય પદ્ય જોવાય છે આ કૃતિનુ તેમ જ એના ઉપરની વિનીતદેવકૃત ટીકાનુ ટિબેટી રૂપાંતર જ મળે છે

ધર્મકીર્તિએ આ ૭૨ સૂત્રની કૃતિમા એક સન્તાનથી પર અન્યાન્ય સન્તાનો છે એમ સિદ્ધ કર્યું છે અંતમા એમણે એ દર્શાવ્યુ છે કે આ સર્વ સન્તાનો (= વિજ્ઞાનસન્તાનો) કઈ રીતે મગીને દૃશ્ય જગતનો વિજ્ઞાનવાદ અનુસાર બહાર ક્ષેપ ક છે[1]

**સંબંધપરીક્ષા અને એની સ્વોપજ્ઞ વૃત્તિ**—સંબંધપરીક્ષામા ૨૯ કારિકાઓ છે આ દ્વારા ધર્મકીર્તિએ ક્ષણિકવાદ અનુસાર 'કાર્યકારણ'ના સંબંધ કેમ સનાય એ દર્શાવ્યુ છે આ તિબેટ અનુવાદમા પણ છે

**સંબંધપરીક્ષાની** ૨૨ કારિકાઓ **પ્રમેયકમલમાર્તંડ** (સંબંધસદ્ભાવવાદ, પૃ ૫૦૮ ૫૨૦, દ્વિતીય આવૃત્તિ)મા રજૂ કરાઈ છે અને સાથે સાથે એનુ ખંડન પણ કરાયુ છે **સંબંધપરીક્ષાની** કેટલીક કારિકાઓ **સ્યાદ્વાદરત્નાકર** (પૃ ૮૧૨ ૮૧૮)મા જોવાય છે.

**વૃત્તિઓ**—**સંબંધપરીક્ષા** ઉપર ધર્મકીર્તિની, **વિનીતદેવની** અને **શાન્તરક્ષિતની** એમ ત્રણ વૃત્તિ છે પરંતુ એના ટિબેટી રૂપાંતર જ મળે છે

**હેતુબિન્દુ**—આને લગતી હકીકત મે પૃ ૧૦૦, ૨૫૨, ૨૫૭ અને ૨૫૮મા રજૂ કરી છે

**એક પદ્ય**—**સુભાષિતરત્નભાંડાગાર** (પૃ ૩૭૭)નો શ્લો ૧૬ જે "भवतु विदितं "થી શરૂ થાય છે એ ધર્મકીર્તિને નામે નોધાયો છે

**વજ્રસૂચી**—'મહાયાન' પંથની આ સુપ્રસિદ્ધ કૃતિ છે. ચીનમા એના પ્રણેતા તરીકે કે પછી એના સંશોધક તરીકે ધર્મ-

---

1 જુઓ બૌદ્ધ દર્શન (પૃ ૧૨૦)

કીર્તિનું નામ સૂચવાય છે, જે કે સામાન્ય રીતે આ કૃતિ અશ્વઘોષે રચ્યાનું મનાય છે.

ધર્મકીર્તિએ જે **વજ્રસૂચી**નું સંશોધન કર્યાનું મનાય છે તેનો ચીની ભાષામાં અનુવાદ ઇ. સ. ૯૭૩ અને ઇ. સ. ૯૮૧ના ગાળામાં કરાયો હતો.

**કદર**—ધર્મકીર્તિના જીવન દરમ્યાન એમની કૃતિઓની યોગ્ય કદર થતી તો બાજુએ રહી પરંતુ એમાં દૂષણો દર્શાવાતાં હતાં એમ એમના ઉદ્ગારરૂપે જે નિમ્નલિખિત પદ્ય **સદુક્તિકર્ણામૃત**માં નોંધાયેલું મળે છે તે જોતાં જણાય છે :—

"शैलैर्बन्धयति स्म वानरहृतैर्वाल्मीकिरम्भोनिधिं
व्यासः पार्थशरैस्तथापि न तयोरत्युक्तिरुद्भाव्यते।
वागर्थौ च तुलाधृताविव तथाप्यस्मत्प्रबन्धानयं
लोको दूषयितुं प्रसारितमुखस्तुभ्यं प्रतिष्ठे! नमः॥"

અર્થાત્ વાલ્મીકિએ વાનરોએ લાવેલા પત્થરો વડે સમુદ્ર( ના પર પુલ ) બંધાવ્યો અને વ્યાસે અર્જુનના બાણો વડે ( તેમ કર્યું ) તો-પણ આ બેને વિષે અતિશયોક્તિ દર્શાવાતી નથી, જ્યારે ( અમારા પ્રબંધોમાં ) વચન અને અર્થ એ બંનેને જાણે ત્રાજવામાં તોળ્યાં હોય ( અને પછી એમા વપરાયા છે ) તેમ છતાં અમારા પ્રબંધો વિષે આ લોક દૂષણ કાઢવાને પ્રસારિત વદનવાળા છે. હે પ્રતિષ્ઠા! તને નમસ્કાર.

**શિષ્ય-પરંપરા**—ધર્મકીર્તિની શિષ્ય-પરંપરા **બૌદ્ધ દર્શન** ( પૃ. ૧૧૬ )માં નોંધાયેલી છે.

## ( ૧૮ ) ધર્મપાલ

અo જo પo ( ખંડ ૨ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ. ૩૬ )માં ધર્મ-

પાલનો અને સાથે સાથે ધર્મકીર્તિનો ઉલ્લેખ છે. અહીં આ બંનેને ઉદ્દેશીને એવો ઉલ્લેખ છે કે એઓ રૂપ વગેરેની (૧) સામાન્ય અને (૨) પ્રતિનિયત એમ બે પ્રકારની શક્તિ માને છે.

સત્તા-સમય—હ્યુએનસંગ (Hieun Thsang) 'નાલંદા' વિદ્યાપીઠમાં ઇ. સ. ૬૩૫માં ગયા ત્યારે ધર્મપાલ 'આચાર્ય' ન હતા પરંતુ એમના શિષ્ય શીલભદ્ર 'આચાર્ય' હતા. એમના હાથ તળે આ ચીની વિદ્વાને અભ્યાસ કર્યો હતો. આથી ધર્મપાલ ઇ. સ. ૬૩૫માં તો નિવૃત્ત થઈ ગયા હતા એમ મનાય, અને એ હિસાબે એમનો પ્રવૃત્તિ-સમય ઇ. સ. ૬૦૦ની આસપાસમાં શરૂ થયેલો લેખાય.

કૃતિઓ—ન્યાયબિન્દુ અને એની ટીકાને અંગે ચંદ્રશેખરે હિંદીમાં લખેલી પ્રસ્તાવના (પૃ. ૧૦)માં ધર્મપાલની કૃતિઓ તરીકે નીચે મુજબની ત્રણ ગણાવાઈ છે:—

(૧) આલંબનપ્રત્યયધ્યાનશાસ્ત્રવ્યાખ્યા.
(૨) વિદ્યામાત્રસિદ્ધિશાસ્ત્રવ્યાખ્યા.
(૩) શતશાસ્ત્રવ્યાખ્યા.

"નંજીઓ"ના સૂચીપત્રમાં એમને નામે નીચે પ્રમાણેની ચાર કૃતિઓનો નિર્દેશ છે:—

| નામ | ક્રમાંક |
|---|---|
| (૧) આલંબન-પરીક્ષા-વ્યાખ્યા | ૧૧૭૪ |
| (૨) વિદ્યામાત્રસિદ્ધિ | ૧૧૯૭ |
| (૩) વિદ્યામાત્રસિદ્ધિશાસ્ત્ર | ૧૨૧૦ |
| (૪) શતશાસ્ત્રવૈપુલ્યવ્યાખ્યા | ૧૧૯૮ |

કેટલાકનું માનવું એ છે કે ધર્મપાલે શબ્દવિદ્યાસંયુક્તશાસ્ત્ર નામનો ગ્રંથ ૨૫,૦૦૦ શ્લોકનો રચ્યો છે તેમ જ ન્યાયદ્વારતર્કશાસ્ત્ર

યાને **ન્યાયમુખ** ઉપર ટીકા પણ રચી છે આ પૈકી પહેલી કૃતિ તે ઇત્સિંગ (ઇ સ ૬૭૧–ઇ સ ૬૯૫) દ્વારા 'પેઇન' (Pei na) તરીકે નોંધાયેલી ભર્તૃહરિના ગ્રંથની ટીકા છે.

**આલંબનપરીક્ષાની ટીકા**—ધર્મપાલે **આલંબનપરીક્ષા** ઉપર ટીકા રચી છે એનુ ઇત્સિંગે કરેલા ચીની [1]રૂપાતરનુ સસ્કૃતમા તેમ જ અગ્રેજીમા [2]રૂપાતર થયેલુ છે અને એ છપાયેલ છે.

આ ટીકા લગભગ પૂર્ણ છે આઠમાથી સાતમા પદ્ય એ ખડિત થાય છે આ ટીકામાના બે અવતરણો **પ્ર૦વા૦** (પૃ ૬૧ ને ૭૭) સાથે અર્થદૃષ્ટિએ સામ્ય ધરાવે છે

**આલંબનપરીક્ષા** ઉપર **વિનીતદેવે** (લગભગ ઇ. સ ૭૦૦) જે ટીકા રચી હતી તેનુ ટિબેટી રૂપાતર જ મળે છે આ ટીકામાથી પુષ્કળ ઉદ્ધરણો (extracts) તેમ જ સુસુમુ યમગુચિ અને એચ. મેયરના સયુક્ત પ્રયાસના ફળરૂપ ફ્રેચ [3]અનુવાદ પ્રકાશિત થયેલ છે.

**નામરાશિ**—'થેરવાદ' સપ્રદાયના અને 'બદરીતિત્થ'ના રહેવાસી કે જેમનો નિર્દેશ **વિસુદ્ધિમગ્ગ**ની ટીકાની પ્રશસ્તિમા છે તેઓ પ્રસ્તુત ધર્મપાલના નામરાશિ જ છે એટલે આ બંને વ્યક્તિ ભિન્ન છે.

## (૧૯) નારદ

એઓ અજૈન છે દીક્ષા લેનાર અને આપનારની યોગ્યતા પરત્વે એમનો મત મે પૃ ૧૦૩મા નોધ્યો છે એઓ સમ્રાટ્થી જુદા પડે છે.

## (૨૦) ન્યાયવૃદ્ધ

ન્યાયવૃદ્ધો કહે છે એવા ઉલેખપૂર્વક **અ૦જ૦પ૦** (ખડ ૨,

---

૧–૨ આ બને "ધ અડિયાર લાઇબ્રેરી સિરીઝ"મા ગ્રથાક ૩૨ તરીકે પ્રકાશિત થયેલ છે

૩ આ J A (Vol CCXIV No I)મા ઇ સ ૧૯૨૯મા છપાયો છે

પૃ. ૨૨ )માં નીચે મુજબનું પદ્ય હરિભદ્રસૂરિએ રજૂ કર્યું છેઃ—

" कारणमेव तदन्त्यं सूक्ष्मो नित्यश्च भवति परमाणुः ।
एकरसगन्धवर्णो द्विस्पर्शः कार्यलिङ्गश्च ॥ "

ત૦સૂ૦ (અ. ૫, સૂ. ૨૫)ના ભાષ્ય (ભા. ૧, પૃ. ૩૬૫)માં આ પદ્ય ઉદ્ધૃત કરાયું છે. એ જોતાં તો એ ઉમાસ્વાતિની—ભાષ્યકારની પહેલાંની કોઈ કૃતિનું હોવું જોઈએ.

( ૨૧ ) પતંજલિ = ભગવત્-પતંજલિ

યો૦દ૦સ૦ (શ્લો. ૧૬)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૬અ)માં ' ભગવત્-પતંજલિ 'નો નિર્દેશ છે. પ્રસ્તુત અધિકાર જોતાં આ પતંજલિ તે [1]**યોગસૂત્ર**ના પ્રણેતા જ છે. જો આ **મહાભાષ્ય**ના પણ કર્તા હોય તો એમનો સમય ઇ. સ. પૂર્વેની બીજી સદી મનાય.

મહાભાષ્યના કર્તા પતંજલિના નામ પર ઉપર્યુક્ત **યોગસૂત્ર** ઉપરાંત **ચરક**, **નિદાનસૂત્ર**, **પરમાર્થસાર** અને **છંદઃસૂત્ર** એ ચાર ગ્રંથોનો પણ કેટલાક ઉલ્લેખ કરે છે.

ડૉ. માધવકૃષ્ણ શર્માએ " Patanjali and his relation *to some authors and works* " નામના [2]લેખમાં એવું પ્રતિપાદન કર્યું છે કે મહાભાષ્યકાર એ **પરમાર્થસાર** અને **છંદઃસૂત્ર**ના પ્રણેતા નથી. આનું એક કારણ એમણે એ દર્શાવ્યું છે કે **મહાભાષ્ય** અને **પરમાર્થસાર** ભિન્ન ભિન્ન મતને પોષે છે. બીજું

૧ આનાં કેટલાંક સૂત્રો અને ભાષ્યનું **ત૦સૂ૦** અને એના ભાષ્ય સાથે મેં સંતુલન કર્યું છે. જુઓ **ત૦સૂ૦** ( ભા. ૨ )ની મારી સંસ્કૃત પ્રસ્તાવના (પૃ. ૨૮–૩૦).

૨ આ લેખ " The Indian Culture " (Vol. XI, No. 2, Oct.-Dec. 1944)માં છપાયો છે.

કારણ આપતાં એમણે એ પ્રશ્ન ઉઠાવ્યો છે કે **વાક્યપદીય**ના કર્તા ભર્તૃહરિએ **પરમાર્થસાર**માંથી એકે પદ્ય કેમ ઉદ્ધૃત કર્યું નથી ?

**છંદઃસૂત્ર**ના કર્તા **પિંગલનાગ** છે. શાબર એમને પતંજલિથી ભિન્ન ગણે છે. એ કારણથી તેમ જ **અષ્ટાધ્યાયી** (૧–૧–૫૭)ના **મહાભાષ્ય**ગત [1]પદ્યના છંદનો આ **છંદઃસૂત્ર**માં ઉલ્લેખ નથી એ કારણથી મહાભાષ્યકાર **છંદઃસૂત્ર**ના પ્રણેતા ન હોઈ શકે એમ ઉપર્યુક્ત લેખમાં કહેવાયું છે.

વસુબંધુનું જીવન વિચારતાં એમનાં સૈદ્ધાંતિક મંતવ્યોમાં અનેક વાર ફેરફાર થયેલો જોવાય છે તો પછી **મહાભાષ્ય** અને **પરમાર્થ-સાર**માં મંતવ્ય-ભેદ વાસ્તવિક હોય તો પણ એ જ ઉપરથી એ બંનેના પ્રણેતા ભિન્ન છે એમ નિર્વિવાદપણે કેમ કહેવાય ? **છંદઃસૂત્ર**માં ઉપર્યુક્ત પદ્યના છંદનો ઉલ્લેખ નથી. પણ **મહાભાષ્ય** કરતાં **છંદઃસૂત્ર** વહેલું રચાયું નથી એમ માનવા માટે સબળ કારણ છે ખરું ?

પતંજલિને કેટલાક શેષનો અવતાર ગણે છે. આને લઈને તો એમને જ શેષનાગ અને પિંગલનાગ સમજવા કોઈ પ્રેરાયા હશે એમ શું ન જ બને ?

**શાબર–ભાષ્ય**માં 'અભિયુક્ત'ને નામે "द्विवचनबहुवचनानाम-समासः" પંક્તિ અપાઈ છે. આ **અષ્ટા૦** (૬–૩–૧)ના **મહા-ભાષ્ય**માં જોવાય છે. આથી પતંજલિને 'અભિયુક્ત' પણ કહે છે એમ ફલિત થાય છે.

## (૨૨) પુરુષચન્દ્ર

એમને હરિભદ્રસૂરિએ 'ન્યાયવાદી' તરીકે નિર્દેશી અણુઓગ-

---

૧ આ રહ્યું એ પદ્ય :—

स्तोषाम्यहं पादिकमौदवाहिं ततः श्वोभूते शातनीं पातनी च ।
नेतारावगच्छन धारिणिं रावणिं च ततः पश्चात् संस्रवते ध्वंस्यते च ॥"

દ્વારની વિવૃતિ (પત્ર ૧૦૦)માં એમની કોઈક કૃતિમાંથી નિમ્નલિખિત પદ્ય ઉદ્ધૃત કર્યું છે :—

" अन्यथाऽनुपपन्नत्वमात्रं हेतोः स्वलक्षणम्।
सत्त्वासत्त्वे हि तद्धर्मौ दृष्टान्तद्वयलक्षणः ॥ "

આ પત્ર ઉપર એક બીજું પણ પદ્ય છે. એ પણ કદાચ પુરુષચન્દ્રની જ કોઈ કૃતિનું નહિ હોય ? આ પદ્ય નીચે મુજબ છે :—

" धूमादेर्यथाऽपि स्यातां सत्त्वासत्त्वे च लक्षणे।
अन्यथाऽनुपपन्नत्वप्राधान्याल्लक्षणैकता ॥ "

મલયગિરિસૂરિએ ધમ્મસંગહણીની વૃત્તિ (પત્ર ૩૦આ)માં નીચે મુજબનો ઉલ્લેખ કર્યો છે :—

" सम्यगन्यथानुपपन्नत्वाख्यापनमेतदनयोरिति पुरुषचन्द्रः। "

આ પુરુષચન્દ્ર તે જ ઉપર્યુક્ત પુરુષચન્દ્ર હશે. વળી એઓ 'જૈન' હોય એમ ભાસે છે. એમના સંબંધી વિશેષ હકીકત જાણવા માટે મેં " A Lost Treatise on Logic " નામનો [1]લેખ લખ્યો છે.

(૨૩) બંધુ-ભગવદ્દત્ત

યો૦દ૦સ૦ (શ્લો. ૧૬)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૬અ)માં આ નામનો નિર્દેશ છે. એમણે યોગનાં આઠ અંગો પતંજલિ, ભદન્ત ભાસ્કર અને હરિભદ્રસૂરિ કરતાં ભિન્ન રીતે ગણાવ્યાં છે. એ આઠનાં નામ નીચે મુજબ છે :—

(૧) અદ્વેષ, (૨) જિજ્ઞાસા, (૩) શુશ્રૂષા, (૪) શ્રવણબોધ, (૫) મીમાંસા, (૬) પરિશુદ્ધા, (૭) પ્રતિપત્તિ અને (૮) પ્રવૃત્તિ.

---

1 આ લેખ "The Indian Culture" (Vol., No. )માં છપાવાયો છે.

## ( ૨૪ ) ભદન્ત-ભાસ્કર

એમનો યો૦દ૦સ૦ ( શ્લો. ૧૬ )ની સ્વોપજ્ઞ વૃત્તિ ( પત્ર ૬અ )માં આ પ્રમાણે નિર્દેશ છે. 'ભદન્ત' એ બૌદ્ધ સાધુઓ માટે વપરાતું વિશેષણ છે એથી પ્રશ્ન થાય છે કે શું ભાસ્કર બૌદ્ધ છે?

ભદન્ત-ભાસ્કરે નીચે પ્રમાણે યોગનાં આઠ અંગ ગણાવ્યાં છે અને એ રીતે એઓ પતંજલિ, બંધુ-ભગવદ્દત્ત અને હરિભદ્રસૂરિથી જુદા પડે છે:—

( ૧ ) ખેદ, ( ૨ ) ઉદ્વેગ, ( ૩ ) ક્ષેપ, ( ૪ ) ઉત્થાન, ( ૫ ) ભ્રાન્તિ, ( ૬ ) અન્યમુદ્ (અન્યત્ર આનંદ), ( ૭ ) રોગ અને ( ૮ ) આસંગ ( આસક્તિ ).

આ આઠ દોષનો ત્યાગ કરવો ઘટે.

## ( ૨૫ ) ભર્તૃહરિ

અ૦જ૦પ૦ ( ખંડ ૧ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ. ૩૬૬ )માં એમનો નિર્દેશ છે. હરિભદ્રસૂરિએ મૂળમાં એમને 'શબ્દાર્થતત્ત્વવિદ્' કહી એમની કૃતિ નામે વાક્યપદીયમાંથી બે અવતરણો આપ્યાં છે. આમ આ ભર્તૃહરિ વૈયાકરણ છે. શિષ્ટ સંસ્કૃત વ્યાકરણોને અંગેની છેલ્લી મહત્ત્વની કૃતિ તે ઉપર્યુક્ત વાક્યપદીય છે. એના પ્રણેતા ભર્તૃહરિ શંકરાચાર્યની પહેલાં થયા છે. એમનો સમય ઇ. સ. ૬૦૦ થી ૬૫૦નો મનાય છે. ઇત્સિંગના મતે એમનું અવસાન ઇ. સ. ૬૫૨ની આસપાસમાં થયું હતું. આ ઇત્સિંગની માન્યતા એવી છે કે આ ભર્તૃહરિ એક વેળા તો 'બૌદ્ધ' હતા, કેમકે એમણે મઠમાં સાત વાર પ્રવેશ કર્યો હતો અને સાત વાર સંસારમાં એઓ પાછા ફર્યા હતા અને એમણે ગૃહસ્થનું જીવન ગુજાર્યું હતું.

વાચસ્પતિમિશ્રે તત્ત્વબિન્દુમા વાક્યપદીયમાંથી એક અવતરણ આપતી વેળા ભર્તૃહરિનો 'આદ્ય' તરીકે ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી

કેટલાક આ ભર્તૃહરિને ' બૌદ્ધ ' ગણે છે. વી. એ. રામસ્વામી શાસ્ત્રીએ આ બાબતને અંગે પ્રશ્નરૂપે "Bhartrhari a Bauddha?" નામનો [1]લેખ લખ્યો છે. એમાં એમણે એવું પ્રતિપાદન કર્યું છે કે વાક્યપદીયના કર્તા એક મોટા અદ્વૈતવાદી તત્ત્વવેત્તા છે અને એમણે પતંજલિની પેઠે શબ્દાદ્વૈતનો વિકાસ કર્યો છે. આ ભર્તૃહરિ ' વિવર્ત-વાદ 'ને સ્વીકારે છે અને એને લઈને ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં શંકરાચાર્યના પૂર્વવર્તી અદ્વૈતવાદી તરીકે એમને ઉચ્ચ સ્થાન મળે છે. ભર્તૃહરિએ વાક્યપદીયમાં આગમ-પ્રમાણનું હૃદયંગમ સ્પષ્ટીકરણ કર્યું છે. અહીં એમણે તર્કને આગમના ઉપકરણ તરીકે, નહિ કે આગમને ઉથલાવી પાડવાના સાધન તરીકે માન્યું છે. આ જાતના અભિપ્રાય માટે બૌદ્ધોમાં સ્થિરમતિ અને જૈનોમાં [2]જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સુપ્રસિદ્ધ છે, કેમકે એઓ આગમાનુસારી તર્કને, નહિ કે તર્કાનુસારી આગમને માને છે. ભર્તૃહરિના કથનની નોંધ તત્ત્વસંગ્રહમાં નિમ્નલિખિત ૧૪૬૦મા પદ્યમાં લેવાઈ છે એમ કમલશીલની પંજિકા ( ભા. ૧, પૃ. ૪૨૬ ) જોતાં જણાય છે:—

"अवस्थादेशकालानां भेदाद् भिन्नासु शक्तिषु ।
भावानामनुमानेन प्रतीतिरतिदुर्लभा ॥ १४६० ॥"

પ્રસ્તુત ભર્તૃહરિને નીતિશતક, શૃંગારશતક અને વૈરાગ્ય-શતકના કર્તા તરીકે ઓળખાવાતા ભર્તૃહરિ સાથે નામસામ્ય સિવાય કોઈ સમાનતા જણાતી નથી. આ [3]ત્રણે શતકોના કર્તા ક્યારે થયા

---

૧ આ લેખ "Proceedings and Transactions of the eighth Oriental Conference"માં છપાયો છે. એનાં પૃ. ૨૫૪-૨૫૭ અત્ર પ્રસ્તુત છે.

૨ જુઓ પૃ. , ટિ.

૩ પ્રો. દામોદર ધર્માનન્દ કોસંબી દ્વારા સંપાદિત અને "સિં જૈ૦ ગ્ર૦"માં ગ્રંથાંક ૨૩ તરીકે ઇ. સ. ૧૯૪૮માં આ ત્રણ શતકનું અને સાથે

તેનો સર્વમાન્ય નિર્ણય હજી સુધી તો કરાયો નથી. એમનો નામોલ્લેખ ઇ સ. ૯૫૯મા રચાયેલા **યશસ્તિલકચંપૂ**મા છે અને એ અત્યારે તો સૌથી પ્રાચીન ઉલ્લેખ છે એમ મનાય છે.[१]

ભર્તૃહરિ નામના કોઈ રાજા સાથે—વિક્રમાદિત્યના બંધુ અને પિંગલાના પતિ સાથે કે 'નાથ' પંથના 'સિદ્ધ' ભર્તૃહરિ સાથે **વાક્યપદીય**ના પ્રણેતાનો સંબંધ જોડવા માટે કોઈ પ્રબળ કારણ જણાતુ નથી

## (૨૬) મલ્લવાદી

હરિભદ્રસૂરિએ **અ૦જ૦પ૦** (ખંડ ૧)ના પૃ. ૫૮ ને ૧૧૬મા 'વાદિમુખ્ય' તરીકે મલ્લવાદીનો ઉલ્લેખ કર્યો છે, અને આ બંને પૃષ્ઠ ઉપરની સ્વોપજ્ઞ વ્યાખ્યામા 'વાદિમુખ્ય' એટલે 'મલ્લવાદી' એમ એનો સ્ફોટ કર્યો છે.

વિશેષમા મૂળમા પૃ. ૫૮ ને ૧૧૬મા **સમ્મઇ-પયરણ**ની મલ્લવાદીએ રચેલી ટીકામાથી એકેક અવતરણ એમણે નીચે મુજબ આપ્યું છે:—

"स्वपरसत्त्वव्युदासोपादानापाद्य हि वस्तुनो वस्तुत्वम् ।"—પૃ. ૫૮

"न विषयग्रहणपरिणामादृतेऽपरः संवेदने विषयप्रतिभासो युज्यते, युक्त्ययोगात् ।"—પૃ. ૧૧૬

---

સાથે **વિટ્વૃત્ત** અને **વિજ્ઞાનશતક**નુ સમીક્ષાત્મક સસ્કરણ પ્રસિદ્ધ કરાયેલુ છે આનુ નામ "શતકત્ર્યાદિસુભાષિતસંગ્રહ" રખાયુ છે

१ જુઓ ઉપર્યુક્ત સસ્કરણની અગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૭૯)

ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ ૨૩)મા સૂચવાયુ છે કે વિ સ. ૧૫૩૫મા શતકો ઉપર ટીકા રચનાર ધનસાર આ ભર્તૃહરિની કૃતિઓના સૌથી પ્રાચીન ટીકાકાર છે આ ટીકા વાતચીતની (colloquial) જૈન સસ્કૃત ભાષાનો નમૂનો પૂરો પાડે છે.

પ્ર૦ચ૦માં મલ્લવાદીનો દસમો પ્રબંધ છે. આ વાંચતાં એમ ભાસે છે કે અહીં બે મલ્લવાદીઓની હકીકત એકબીજાના નામ ઉપર ચડાવાઈ છે.

સમય—પ્ર૦ચ૦ના વિજયસિંહસૂરિને લગતા છઠ્ઠા પ્રબંધમાં નીચે મુજબ પદ્ય છે:—

"श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते ।
जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि ॥ ८३ ॥"

અર્થાત્ વીરનિર્વાણથી ૮૮૪ વર્ષ વ્યતીત થતાં એ મલ્લવાદીએ બૌદ્ધોને તેમ જ વ્યંતરોને પરાસ્ત કર્યા.

આ ઉપરથી મલ્લવાદી વીરસંવત્ ૮૮૪ની આસપાસમાં એટલે કે વિ. સં. ૪૧૪ની લગભગમાં થઈ ગયા એમ ફલિત થાય છે અને આ સમય હરિભદ્રસૂરિએ નિર્દેશેલા મલ્લવાદી માટે બંધબેસતો આવે છે.

આ પ્રબંધમાં તો અલ્લ રાજાના સમસમયી તરીકે મલ્લવાદીના મોટા ભાઈ [1]અજિતયશસ્નો (અને પાઠાંતર પ્રમાણે જિનયશસ્નો) ઉલ્લેખ છે અને આ રાજા ભુવનપાલનો પિતામહ હોય એમ લાગે છે, કેમકે પ્રાવચનિક [2]અભયદેવસૂરિના પ્રબંધ (શ્લો. ૩૨)માં આ

૧ પ્ર૦ ચ૦ (પ્ર૦ ૧૦, શ્લો. ૧૦-૧૧) પ્રમાણે એમનાં માતાનું નામ દુર્લભદેવી, મામાનું નામ જિનાનન્દસૂરિ અને બે લઘુ બંધુઓના નામ યક્ષ અને મલ્લ છે. વિશેષમાં અહીં સૂચવ્યા મુજબ અજિતયશે **પ્રમાણગ્રંથ** રચ્યો છે અને **વિશ્રાન્તવિદ્યાધર** નામના વ્યાકરણશાસ્ત્ર ઉપર ન્યાસ બનાવ્યો છે, અને એમના નાના ભાઈ યક્ષે અષ્ટાંગ નિમિત્તને લગતી **યાક્ષીસંહિતા** રચી છે.

ચ૦ પ્ર૦ (પ્રબંધ ૭)માં મલ્લવાદીની માતાને સૌરાષ્ટ્રના રાજા શિલાદિત્યની બેન કહી છે અને બૌદ્ધો સાથેનો વાદ એમની સભામાં, નહિ કે 'ભરૂચ'માં થયાનો ઉલ્લેખ છે.

૨ એમણે વિ. સં. ૧૧૨૦માં **નાયાધમ્મકહા** ઉપર વૃત્તિ રચી છે.

ભુવનપાલને અલ્લના પૌત્ર કહેલ છે અને એનો અભયદેવસૂરિના ગુરુ વર્ધમાનસૂરિના સમકાલીન તરીકે ઉલ્લેખ છે. આથી આ અલ્લનો સમય વિક્રમની દસમી સદીનો ઠરે છે.

પ્ર૦ચ૦ની પ્રશસ્તિ (શ્લો. ૩–૪)માં અલ્લૂની સભામાં વાદમહાર્ણવના કર્તા [1]અભયદેવસૂરિના ગુરુ પ્રદ્યુમ્નસૂરિએ દિગંબરને હરાવ્યાની વાત છે. આ અલ્લૂ તે અલ્લ જ હશે અને તેમ જ હોય તો એનો સમય પણ વિક્રમની દસમી સદી ગણાય.

**ન્યાયબિન્દુ** ઉપર ધર્મોત્તરે જે ટીકા રચી છે એના ઉપર મલ્લવાદીએ **ટિપ્પણ** રચ્યું છે. આ ધર્મોત્તરનો સમય વિ. સં. ૯૦૪ની આસપાસનો મનાય છે. એ જો વાસ્તવિક હોય તો આ મલ્લવાદી અલ્લના સમકાલીન ગણાય અને એ [2]મલ્લવાદી પ્રસ્તુત મલ્લવાદીથી ભિન્ન ઠરે. [3]પ્રસ્તુત મલ્લવાદી તો **વાદમહાર્ણવ** (પૃ. ૬૦૮)માં 'યુગપદુપયોગવાદ'ના પુરસ્કર્તા તરીકે જે મલ્લવાદીનો ઉલ્લેખ છે તેઓ જ હોવા જોઈએ.

**કૃતિઓ**—પ્રસ્તુત મલ્લવાદીએ **સમ્મઇ-પયરણ**ની ટીકા રચી છે. બૃહટ્ટિપ્પનિકા પ્રમાણે એ ૭૦૦ શ્લોક જેવડી છે. એમની બીજી વિશિષ્ટ કૃતિ તે એક **કારિકા** અને **દ્વાદશારનયચક્ર** છે. પ્રસ્તુત કારિકા નીચે મુજબ છે:—

---

૧ એમનો સમય વિક્રમની દસમી સદીના ઉત્તરાર્ધથી અગિયારમી સદીના પૂર્વાર્ધ પૂરતો છે.

૨ **સન્મતિ પ્રકરણ**ની પ્રસ્તાવના (પૃ. ૬૮)માં આ બૌદ્ધ તો નથી એવો પ્રશ્ન ઉઠાવાયો છે.

૩ એક ત્રીજા મલ્લવાદી પણ થયા છે. એમનો સમય વિક્રમની તેરમી સદી છે. એમના કાવ્યોની પ્રશંસા વસ્તુપાલે કરી હતી.

"विधिनियमभङ्गवृत्तिव्यतिरिक्तत्वादनर्थकवचोवत् ।
जैनादन्यच्छासनमनृतं भवतीति वैधर्म्यम् ॥"

આ કારિકા ઉપર વિસ્તૃત, અભ્યાસપૂર્ણ અને માનનીય ભાષ્ય છે. એનું નામ [1]**દ્વાદશારનયચક્ર** છે. એનું મંગલાચરણરૂપ આદ્ય પદ્ય નીચે પ્રમાણે છે:—

"व्याप्येकत्र यमनन्तमन्त्रवदपि न्यस्तं धिया पाटवे
व्यामोहे तु जगत्प्रतानविकृतिव्यत्यासधीरास्पदम् ।
वाचो भागमतीत्य यात्यविनिहतं गम्यं न गम्यं क्वचित्
शेषन्यायमयत्वेन शासनमलं जैनं जयत्यूर्जितम् ॥"

**દ્વાદશારનયચક્ર**માં એક સ્થળે નીચે મુજબનું પદ્ય છે:—

"लौकिकव्यवहारोऽपि न यस्मिन्नवतिष्ठते ।
तत्र मानुषविज्ञानं व्यामोहोऽसनिबन्धनम् ॥"[2]

**પદ્મચરિત**—પ્ર૦ચ૦ (પ્રબંધ ૧૦, શ્લો. ૭૦)માં મલ્લવાદીને અંગે એવો ઉલ્લેખ છે કે એમણે ૨૪૦૦૦ શ્લોક જેવડું **પદ્મચરિત**

---

૧ આના ચાર ભાગ "લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાલા"માં પ્રસિદ્ધ થયા છે. પહેલો ભાગ અર ૧-૨ પૂરતો, બીજો અર ૩-૪ પૂરતો, ત્રીજો અર ૫-૮ પૂરતો અને ચોથો બાકીના અર ૯-૧૨ પૂરતો છે. એ અનુક્રમે ઇ. સ. ૧૯૪૮, ૧૯૫૧, ૧૯૫૭ અને ૧૯૬૦માં છાણીથી છપાયા છે. ચોથા ભાગમાં પં. વિક્રમવિજય લિખિત જે 'પ્રાક્કથન' છે તેનો મારો અંગ્રેજી અનુવાદ એમાં છપાવાયો છે પરંતુ મને એના એકે વારના મુદ્રણપત્રો બતાવાયા ન હતા. એ ગમે તેમ સુધારાયા હોવાથી વિવિધ મુદ્રણદોષો ઉદ્ભવ્યા હતા. તેમ થવાથી એ ફરીથી છપાવવા અને સાથે સાથે પ્રાક્કથન ઉપયોગી હોઈ એનો હિન્દી અનુવાદ કરાવવા શ્રીવિજયલબ્ધિસૂરિએ વિક્રમવિજયગણિ વગેરેને મારી હાજરીમાં ખાસ સૂચન કર્યું હતું.

૨ આ જ પદ્ય **પાઇયટીકા** (પત્ર ૨અ)માં તેમ જ **પવયણસારુદ્ધાર**ની સિદ્ધસેનસૂરિકૃત ટીકા (પત્ર ૨અ)માં પણ છે.

નામનું **રામાયણ** રચ્યું છે આ પ્રથમ મલ્લવાદીની કૃતિ છે કે બીજાની એ નક્કી કરવાનું સાધન જણાતું નથી એ ગમે તે હો, હજી સુધી તો આ કૃતિ કોઈ સ્થળેથી મળી આવી નથી

**ત્હાવલી**માં જેમનો વૃત્તાન્ત જોવાય છે અને જેમને વિષે હેમચન્દ્ર સૂરિએ **સિદ્ધહૈમચન્દ્ર** (૨-૨-૮)ની સ્વોપજ્ઞ ટીકામાં "अनु मल्लवादिनं तार्किकाः" કહ્યું છે એઓ જ અત્ર પ્રસ્તુત છે એ વાદીઓમાં 'મલ્લ' જેવા હોવાથી એમનું 'મલ્લવાદી' નામ યથાર્થ છે

**સિદ્ધસેન દિવાકર સાથે સંબંધ—સન્મતિ પ્રકરણની** પ્રસ્તાવના (પૃ ૬૮)માં મલ્લવાદી અને **સિદ્ધસેન** દિવાકરના સમય અને સંબંધ વિષે નીચે મુજબ ઉલ્લેખ છે —

સિદ્ધસેન અને મલ્લવાદી બન્ને સમકાલીન જ હશે અને એકબીજાના સમય ઉપર તેમની જ વિદ્યમાનતામાં ટીકા રચી હશે કદાચ બન્ને વચ્ચે બીજો કોઈ સંબંધ ન હોય તો છેવટે વિદ્યાવિષયક ગુરુશિષ્યભાવસંબંધ પણ હોય

## (૨૭) યોગાચાર્ય

યો૦દ૦સ૦ (શ્લો ૧૪, ૧૯, ૨૭, ૭૫ અને ૩૫)ની સ્વોપજ્ઞ ટીકામાં એમને વિષે ઉલ્લેખ છે એઓ જૈન આચાર્ય હોય એમ જણાય છે એમણે યોગની આઠ દૃષ્ટિ સંબંધી યોગની આના જેવી કોઈ બાબતનું નિરૂપણ કર્યું હશે એમ ભાસે છે લ૦વિ૦ (પત્ર ૭૬અ)માં 'योगाचार्या' એવો જે ઉલ્લેખ છે તેથી કોણ અભિપ્રેત છે તે જાણવું બાકી રહે છે

## (૨૮) વસુ

ધર્મબિન્દુ (અ ૪ સૂ ૧૬)માં હરિભદ્રસૂરિએ એમને વિષે ઉલ્લેખ કર્યો છે આ અજૈન વ્યક્તિનો દીક્ષા કોને અપાય એ પણ આપી શકે

૧ જુઓ પત્ર ૫અ ૭અ ૭આ ૮અ અને ૧૦બ

એ બાબતનો મત મે પૃ ૧૦૩મા નોધ્યો છે મુનિચન્દ્રસૂરિએ આ વસુને સિદ્ધાતમા નિર્દેશીના એક નગ્ન મ્લા છે વિશેષમા દીક્ષા સબધી એમનો મત કઈક વ્યાસને અનુસર છે એમ એમણે કહ્યુ છે

(૨૬) વસુબધુ

જિનવિજયજીએ "श्रीहरिभद्राचार्यस्य समयनिर्णय ' (પૃ ૧૨)મા હરિભદ્રસૂરિએ પોતાની કૃતિઓમા જે ભિન ભિન શાસ્ત્રકારોના નામો આપ્યા છે તે ગણાવ્યા છે એમા 'વસુબધુ' નામ છે

**જન્મ-સ્થળ**—વસુબધુનો જન્મ 'ગાધાર' મા થયો હતો

**મોટા ભાઈ**—મૈત્રેયનાથના શિષ્ય અસગ એ વસુબધુના મોટા ભાઈ થાય છે

**સમકાલીન વ્યક્તિઓ**—'વૈભાષિક' શાખાના [1]મ ધભદ્ર અને મનોરથ એ બને વસુબધુની સમકાલીન વ્યક્તિઓ છે

**પરિવર્તન**—'વૈભાષિક' શાખાના એક પ્રરૂપક તરીકે વસુબધુએ જીવનની શરૂઆત કરી, જોકે 'સૌત્રાતિક' વિચાર ધારા તરફ એમની અતિશય સહાનુભૂતિ હતી આગળ જતા અસગના સગથી એમણે 'યોગાચાર' ની માન્યતા સ્વીકારી આમ એમની વિચારધારામા પરિવર્તનો થયા નવાઈની વાત એ છે કે એનો ક્રમ પણ બૌદ્ધોની ચાર શાખાઓની ઉત્પત્તિના ઐતિહાસિક ક્રમને અનુસરે છે

**આયુષ્ય**—વસુબધુ ૮૦ વર્ષે અવસાન પામ્યા હતા

**સમય**—વસુબધુના સમય વિષે મતભેદ જોવાય છે કેટલાક એમનો સમય ઇ સ ૨૮૦-ઇ સ ૩૬૦નો દર્શાવે છે તો કેટલાક ઇ સ ૪૨૦

---

૧ એમનો સમય ઇ સ ૨૮૦-ઇ સ ૩૫૦નો મનાય છે કેટલાકનુ માનવુ છે કે ઇ સ ૪૮૯મા **સામ તપાત્માદિકા**ના અને ઇ સ ૪૮૯મા **વિભાષા વિનય**ના ચીની ભાષામા અનુવાદ કરનારી વ્યક્તિ તે જ આ સઘભદ્ર છે જ્યારે કેટલાક આ બેને ભિન્ન ગણે છે

ઇ. સ. ૫૦૦નો. ડૉ. ભટ્ટાચાર્ય પ્રથમ મતને અનુસરે છે અને તેમ કરવા માટેનાં કારણો પણ એમણે આપ્યાં છે.[૧]

**નિર્દેશ**—ત૦સૂ૦ ( અ. ૭, સૂ. ૮ )ની ટીકા ( ભા. ૨, પૃ. ૬૮ )માં સિદ્ધસેનગણિએ " 'આમિષગૃદ્ધ' વસુબંધુ " એવો જે ઉલ્લેખ કર્યો છે તે આ પ્રસ્તુત વસુબંધુને અંગે છે. આ રહી એ પંક્તિ :—

" तस्मादेनःपदमेतद् वसुबन्धोरामिषगृद्धस्य गृद्धस्येवाप्रेक्ष्यकारिणः "

આ જ પૃષ્ઠ ઉપર આ ગણિએ વસુબંધુને ઉદ્દેશીને નીચે મુજબ કહ્યું છે :—

" विकल्पसमा जातिरुपन्यस्ता वसुबन्धुवैधेयेन "

ગુણકીર્તએ **લક્ષણાનુસાર**માં વસુબંધુનો ઉલ્લેખ કર્યો છે.

**જીવન-વૃત્તાંત**—કુમારજીવે Life of Vasubandhu નામનું પુસ્તક ઇ. સ. ૪૦૧ થી ઇ. સ. ૪૦૯ના ગાળામાં રચ્યું છે. 'નંજીઓ' પ્રમાણે આ કૃતિ ઇ. સ. ૭૩૦માં ખોવાઈ ગઈ.

ઇ. સ. ૪૯૯ થી ઇ. સ. ૫૬૦ સુધી જીવનાર પરમાર્થે પણ વસુબંધુનો જીવનવૃત્તાંત લખ્યો છે. એમાં એમણે નીચે મુજબ ત્રણ વિધાનો કર્યાં છે :—

( ૧ ) વસુબંધુ એ [૨]વિક્રમાદિત્યના સમકાલીન થાય છે.

( ૨ ) બુદ્ધમિત્ર એ વસુબંધુના ગુરુ થાય છે. એ બુદ્ધમિત્રને વિ.ન્ધ્યવાસીએ વાદમાં હરાવ્યા હતા.

૧ જુઓ **તત્ત્વસંગ્રહ**નું અગ્રવચન ( પૃ. ૬૭ ).

૨ વિન્સેન્ટ **સ્મિથ**ને મતે લગભગ ઇ. સ. ૩૨૦થી ઇ. સ. ૩૩૦ સુધી રાજ્ય કરનાર ગુપ્તવંશી **ચંદ્રગુપ્ત** પહેલો તે જ આ **વિક્રમાદિત્ય** છે. 'વિક્રમાદિત્ય' વિષે મેં " જૈ. સ. પ્ર. " ( અંક ૧૦૦ )માં પ્રસિદ્ધ થયેલા મારા લેખ નામે " વિક્રમાદિત્ય અને જૈન સાહિત્ય "માં કેટલીક બાબતો વિચારી છે.

(૩) વસુબંધુએ [1]પરમાર્થસપ્તતિમાં વિન્ધ્યવાસી સામે પુષ્કળ પ્રહારો કર્યા છે

કૃતિકલાપ—[2]અભિધર્મકોશની નૂતન પ્રસ્તાવના (પૃ ૧૬–૧૭)માં શ્રી રાહુલ સાંકૃત્યાયને વસુબંધુની કૃતિઓ ગણાવી છે હું પણ અહીં એમને નામે ઓળખાવાતી વીસ કૃતિઓની નોંધ લઉં છું —

(૧) અપરિમિતાયુસ્સૂત્રશાસ્ત્ર—આ સુખાવતીવ્યૂહને અંગેની નાનકડી પુસ્તિકા છે

(૨) અભિધર્મકોશ—આમાં 'વૈભાષિક' મતનું ખંડન છે કેટલાકને મતે વસુબંધુએ જાતે આ અભિધર્મકોશ ઉપર ટીકા રચી છે યશોમિત્ર પણ એક ટીકા રચી છે એનું નામ સ્ફુટાર્થ છે આમાં બે પૂર્વકાલીન વૃત્તિકાર નામે ગુણમતિ અને વસુમિત્રનો ઉલ્લેખ છે આ વસુમિત્ર એ કનિષ્કની સભાના વસુમિત્રથી ભિન્ન છે જેમના વિચારોનું વસુબંધુએ ખંડન કર્યું છે શ્રી રાહુલ સાંકૃત્યાયને અભિધર્મકોશ ઉપર નાલંદિકા નામની વૃત્તિ રચી છે

તત્ત્વાર્થસૂ૦ (અ ૭, સૂ ૮)ની ટીકા (ભા ૨, પૃ ૬૫)માં અભિધર્મકોશ (કોશસ્થાન ૪)નું ૭૩મું પદ્ય ઉદ્ધૃત કરાયું છે એવી રીતે અકલંકે તત્ત્વાર્થરાજવાર્તિક (પૃ ૨૨૧)માં અ ૧, શ્લો ૧૭ અને પૃ ૩૮માં અ ૧, શ્લો ૩૨ અને પ્રભાચન્દ્રસૂરિએ

[1] તત્ત્વસંગ્રહના આમુખ (પૃ ૬૨)માં કહ્યું છે કે 'યત્કૈ દધિ તત્'-વાળું પદ્ય પરમાર્થસપ્તતિમાંથી ઉદ્ધૃત કરાયું સંભવે છે જુઓ તત્ત્વસંગ્રહની પંજિકા (પૃ ૨૨)

કેટલાકને મતે પરમાર્થસપ્તતિ એ વસુબંધુની કૃતિ નથી

[2] આ કૃતિ નાલંદિકા નામની ટીકા સહિત વિ સં ૧૯૮૮માં પ્રકાશિત થઈ છે

ન્યાયકુમુદચન્દ્ર (પૃ ૩૯૫)મા પ્રથમ કોશસ્થાનમાથી શ્લો ૧૭, ૩૨ ને ૩૩ અવતરણરૂપે આપ્યા છે.

(૩) **કર્મસિદ્ધિપ્રકરણશાસ્ત્ર.**

(૪) **જયશીર્ષસૂત્રટીકા.** આ મહર્ષિ બુદ્ધે ઉચ્ચારેલા સૂત્રની ટીકા છે

(૫) **[1]તર્કશાસ્ત્ર.**

(૬) **ત્રિપૂર્ણસૂત્રોપદેશ.**

(૭) **દશભૂમિકશાસ્ત્ર.** આ બુદ્ધાવતંસમહાવિપુલ્યસૂત્રના ૨૨મા અને ૨૬મા પ્રકરણો ઉપરની ટીકા છે

(૮) **ધર્મચક્રપ્રવર્તનસૂત્રોપદેશ.**

(૯) **નિર્વાણસૂત્રપૂર્વભૂતોત્પન્નગાથાસૂત્ર.**

(૧૦) **પંચસ્કંધકશાસ્ત્ર.**

(૧૧) **બુદ્ધગોત્રશાસ્ત્ર.**

(૧૨) **બુદ્ધાન્તિમોપદેશસૂત્રવૃત્તિ.** આ નામ મે યોજ્યુ છે

(૧૩) **બોધિચિત્તોત્પાદનશાસ્ત્ર.**

(૧૪) **મધ્યાન્તવિભા( ભં ? )ગશાસ્ત્ર.** કોઈ સ્થિરમતિએ **મધ્યાન્તવિભાગવૃત્તિ** ઉપર ટીકા રચી છે [2]

(૧૫) **મહાપરિનિર્વાણસૂત્રશાસ્ત્ર.** આ નામના સૂત્ર ઉપરની આ ટીકા છે.

---

૧ આ 'ગા પૌ ગ્ર "મા ગ્રથાક ૪૯ તરીકે પ્રકાશિત થયેલ છે

૨ જુઓ 'ગા પૌ ગ્ર "માના **ન્યાયપ્રવેશ** (ગ્રથાક ૩૯)ની પ્રસ્તાવના (પૃ ૧૭)

(૧૬) [1]મહાયાનશતધર્મવિદ્યાદ્વારશાસ્ત્ર. આને મહાયાનશતધર્મવિદ્યામુખ પણ કહે છે [2]અસગની કે પછી મતાતર પ્રમાણે [3]મૈત્રેયનાથની યોગાચારભૂમિશાસ્ત્ર નામની કૃતિના પ્રથમ અ શમા વપરાયેલા પારિભાષિક શબ્દોની આ સૂચી છે

(૧૭) મહાયાનસંપરિગ્રહશાસ્ત્રવ્યાખ્યા. અસગની એક કૃતિની આ ટીકા છે

(૧૮) રત્નચૂડસૂત્રચતુર્ધર્મોપદેશ.

(૧૯) વજ્રચ્છેદિકાપ્રજ્ઞાપારમિતાસૂત્રશાસ્ત્ર. આ પણ અસગની કોઈક કૃતિની ટીકા છે

(૨૦) વજ્રચ્છેદિકાસૂત્રશાસ્ત્ર.

[4](૨૧) [5]વાદવિધિ યાને વાદવિધાન. પ્રમાણસમુચ્ચય (૧-૧૪)મા અને ૧-૧૮ ઉપરની ટીકામા આનો ઉલ્લેખ છે વાદવિધિમાથી અવતરણો આપવાનુ કાર્ય તેમ જ એમાના વિચારોની આલોચનાનુ કાર્ય ભારદ્વાજ ઉદ્દ્યોતકરે કર્યું છે શાંતરક્ષિતે વિપંચિતાર્થા (પૃ ૧૪૨)મા વાદવિધિનો વાદવિધાનના નામથી

૧ હ્યુએનત્સ ગના ચીની રૂપાતર ઉપરથી આ સ સ્કૃત લખાણ તૈયાર કરાયુ છે એ આલંબનપરીક્ષા ઇત્યાદિ સહિત "ધ અડિયાર લાઇબ્રેરી સિરીઝ"મા ગ્રથાક ૩૨ તરીકે છપાવાયુ છે

૨ આ ગો ભટ્ટાચાર્યના મત છે જુઓ તત્ત્વસંગ્રહનુ અગ્રવચન (પૃ ૭૦)

૩ આ પ્રો ટુસિનો મત છે જુઓ JRAS (1929 October)

૪ ૨૧ થી ૨૭ ક્રમાકવાળી કૃતિની નોધ તત્ત્વસંગ્રહના અગ્રવચનમા નથી

૫ આની નોધ પ્રો ટુસિએ લીધી છે જુઓ I H Q (1928 December)

ઉ લેખ કર્યો છે ઉદ્દ્યોતકરના લખાણ ઉપરથી જણાય છે કે **વાદ-વિધિ**મા પ્રત્યક્ષનુ લક્ષણ અપાયુ છે એટલે એનો વિષય કેવળ નિગ્રહસ્થાન નથી

(૨૨-૨૩) **વિજ્ઞપ્તિમાત્રતાસિદ્ધિ.** આ નામની [૧]બે કૃતિઓ છે એકમા વીસ પદ્યો છે અને બીજામા ત્રીસ છે **વિંશિકા** એ નામની કૃતિમાથી **અ**૦જ૦પ૦ ( ખ ડ ૨, પૃ ૬૨ )મા જે અવતરણ અપાયુ છે તે પહેલી કૃતિનુ હોય એમ લાગે છે આગમાનુસારી વિજ્ઞાનવાદની શાખાના પુરસ્કર્તા સ્થિરમતિએ ત્રીસ પદ્યના આ બીજી કૃતિ ઉપર ભાષ્ય રચ્યુ છે [૩]

**વિજ્ઞપ્તિમાત્રતાસિદ્ધિ** નામની બીજી કૃતિનુ આદ્ય પદ્ય **ત**૦**સૂ**૦ (અ ૫, સૂ ૨૨ )ની ટીકા ( ભા ૧, પૃ ૩૫૪ )મા સિદ્ધસેનગણિએ ઉદ્ધૃત કર્યું છે

(૨૪) **વિદ્યામાત્રસિદ્ધિ.**

(૨૫) **વિદ્યામાત્રસિદ્ધિત્રિદશશાસ્ત્ર.**

(૨૬) **વિશેષચિંતાબ્રાહ્મણપરિપૃચ્છાસૂત્રટીકા.**

(૨૭) **શતશાસ્ત્રવ્યાખ્યા.** બોધિસત્ત્વ દેવના **શતશાસ્ત્ર** ઉપરની આ ટીકા છે.

(૨૮) **શમથવિપશ્યનાદ્વારશાસ્ત્રકારિકા.** તત્ત્વસંગ્રહના અગ્રવચન ( પૃ ૭૦ )મા **સમથ**૦ છે

(૨૯) **સદ્ધર્મપુંડરીકસૂત્રશાસ્ત્ર.**

(૩૦) **સદ્ધારોપદિષ્ટધ્યાનવ્યવહારશાસ્ત્ર.**

---

૧-૨ આ બે કૃતિઓનુ સ પાદન ( સિ લ્વન લેવીએ ઈ સ ૧ ૨૫મા ) કર્યું છે

૩ ગુણમતિના સહયોગી સ્થિરમતિની કોઈ એક કૃતિનુ ચીની ભાષાતર ઈ સ ૪૦૦મા થયુ હતુ

આ ઉપરથી જોઈ શકાય છે કે વસુબન્ધુએ જેમ સ્વતન્ત્ર કૃતિઓ રચી છે તેમ કેટલીક કૃતિઓ ઉપર ટીકા પણ રચી છે એ કૃતિઓમાં એમના વડીલ બંધુ અસંગની પણ કૃતિઓ છે

ઉપર જે ત્રીસ કૃતિઓ ગણાવાઈ છે તે પૈકી ૮, ૧૫, ૧૭, ૨૮ અને ૨૯ એ ક્રમાંકવાળી કૃતિઓનો ઉલ્લેખ પરમાર્થે કર્યો છે અને ૧, ૪–૯, ૧૧, ૧૪, ૧૫, ૧૭–૧૯, ૨૮, ૨૬ અને ૨૯ એ ક્રમાંકવાળી કૃતિઓ તેમ જ મહાપરિનિર્વાણસૂત્ર એ અસંગના અવસાન બાદ રચાયેલી કૃતિઓ મનાય છે એમ બે બાબતો અભિધર્મકોશની સંસ્કૃત પ્રસ્તાવના (પૃ ૧૬–૧૭)માં શ્રી રાહુલ સાંકૃત્યાયને નોંધી છે

## (૩૦) વાયુ

એમના મતે દીક્ષાર્થી તેમ જ દીક્ષા આપનારમાં પૂરેપૂરી યોગ્યતા હોવી જોઈએ જુઓ પૃ ૧૦૨

## (૩૧) વાલ્મીકિ

આ અજૈન ઋષિનો દીક્ષા લેનાર અને આપનારની યોગ્યતા સંબંધી મત મેં પૃ ૧૦૨માં નોંધ્યો છે શું આ ઋષિ તે જ રામાયણના કર્તા છે?

## (૩૨) વિન્ધ્યવાસી

શા૦વા૦સ૦ની દિક્પ્રદા નામની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૩૨અ)માં હરિભદ્રસૂરિએ આ નામનો ઉલ્લેખ કર્યો છે

'વિન્ધ્યવાસી' એ તો ઉપનામ (*nick name*) છે અને ખરું નામ તો 'રુદ્રિલ' છે એ હકીકત તત્ત્વસંગ્રહની કમલશીલકૃત પંજિકા (પૃ ૨૨) જોતાં જણાય છે વિન્ધ્યવાસી વાર્ષગણ્યના શિષ્ય છે એમ મનાય છે વસુબન્ધુનું ચીની ભાષામાં જીવનચરિત્ર લખનાર પરમાર્થનું કહેવું એ છે કે વસુબન્ધુના ગુરુ બુદ્ધમિત્રને વિન્ધ્યવાસીએ

ઉનની ' અયોધ્યા 'ના વિક્રમાદિત્ય પાસેથી ઈનામ મેળવ્યુ હતુ પછી એઓ ' વિન્ધ્ય ' પર્વત ઉપર આવેલા પોતાને ઘેર ગયા અને ત્યા એમનુ અવસાન થયુ એમનો સમય ઇ સ ૨૫૦–ઇ સ ૩૨૦નો ગણાય છે

કુમારિલે **મીમાંસાશ્લોકવાર્તિક** ( અનુમાન પરિચ્છેદ, શ્લો ૧૪૩ )મા વિન્ધ્યવાસીનો મત નોધ્યો છે

**અન્યયોગ૦** ( શ્લો ૧૫ ) ઉપરની **સ્યાદ્વાદમંજરી**મા, **તર્કરહસ્યદીપિકા** (પત્ર ૪૨અ )મા તેમ જ **ન્યાયાવતાર**ની વૃત્તિ ઉપરના દેવભદ્રકૃત **ટિપ્પન** (પૃ ૮૭)મા વિન્ધ્યવાસીનો ઉલ્લેખ છે તેમ જ એમના નામે નીચે મુજબનુ પદ્ય નજરે પડ્યુ છે —

" पुरुषोऽविकृतात्मैव स्वनिर्भासमचेतनम् ।
मन करोति सान्निध्यादुपाधि स्फटिक यथा ॥"

આ પદ્ય **લલિતવિસ્તરા**ની પજિકા ( પત્ર ૬૧આ )મા જોવાય છે ભોગને અગેના આ પદ્યનો અર્થ એ છે કે જેમ ભિન્ન ભિન્ન રગોના સયોગથી નિર્મળ સ્ફટિક કાળુ, રાતુ, પીળુ ઇત્યાદિ રગવાળુ બને છે તેમ અવિકારી ચેતન પુરુષ અચેતન મનને પોતાના સમાન ચેતન બનાવે છે ખરી રીતે વિકારી હોવાથી મન ' ચેતન ' કહેવાય નહિ

### ( ૩૩ ) શિષ્ય

**ધર્મબિન્દુ** (અ ૪, સૂ ૧૮ )મા એમનો નિર્દેશ છે દીક્ષા સબધી એમનો મત મે પૃ ૧૦૪મા નોધ્યો છે એઓ કઈક અશે સમ્રાટ્ના મતને અનુસરે છે

### ( ૩૪ ) વૃદ્ધાચાર્ય

**નંદી**ની ટીકા ( પત્ર ૫૨ )મા એમને વિષે હરિભદ્રસૂરિએ ઉલ્લેખ કર્યો છે, અને એમને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગના અભેદના પુરસ્કર્તા ગણ્યા છે **ઉદ્દેશવ્યાખ્યા** ( પત્ર ૨૯ )મા નિર્દેશેલા વૃદ્ધાચાર્ય આ જ હશે

વૃદ્ધ (elder) વસુબંધુને 'વૃદ્ધાચાર્ય' કહે છે પણ એએ તો અત્ર પ્રસ્તુત નથી.

## (૩૫) વૃદ્ધો

**શા૦વા૦સ૦**માં શ્લો. ૫૧૫-૫૧૮ તરીકે નજરે પડતા ચાર શ્લોકો એ **અ૦જ૦૫૦** (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૭૧) જોતાં વૃદ્ધોના કથનરૂપ છે. આ વૃદ્ધો તે કોણ? **લલિતવિસ્તરાની પંજિકા** (પત્ર ૮૯આ)મા જે વૃદ્ધોનો ઉલ્લેખ છે એને અંગે પણ આ પ્રશ્ન ઊઠે છે.

## (૩૬) વ્યાસ

**ધર્મબિન્દુ** (અ. ૪, સૂ. ૧૦)મા એમને વિષે ઉલ્લેખ છે. મુનિચંદ્રસૂરિ એમને કૃષ્ણ દ્વૈપાયન તરીકે ઓળખાવે છે. આ વ્યાસનો દીક્ષા લેનાર અને આપનારની લાયકાતના સંબંધમાનો મત વાલ્મીકિથી ભિન્ન છે એ બાબત મેં પૃ. ૧૦૨-૧૦૩માં નોંધી છે. આ વ્યાસ તે જ **મહાભારત**ના કર્તા હોય એમ લાગે છે.

## (૩૭) શબર(સ્વામી)

**અ૦જ૦૫૦** (ખંડ ૨)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૭૦)માં હરિભદ્રસૂરિએ એમનો 'ભાષ્યકાર' તરીકે ઉલ્લેખ કરી નીચે મુજબ પંક્તિ રજૂ કરી છે:—

"ज्ञाते त्वनुमानादवगच्छति"

આ **જૈમિનીયસૂત્ર** (૧-૧-૫) ઉપરના ભાષ્યની પંક્તિ છે.

શબરે **પૂર્વમીમાંસા**ના વૃત્તિકાર વિષે ઉલ્લેખ કર્યો છે. એ વૃત્તિકાર કાં તો [1]ઉપવર્ષ હશે કે પછી બોધાયન હશે. એ વૃત્તિકારે

---

૧ એમને વિષે તેમ જ ભવદાસ અને ભર્તૃમિત્ર વિષે પી. એ. રામસ્વામી શાસ્ત્રીએ "*Old Vrttikāras on the Pūrva Mīmāṁsā*"

બૌદ્ધોના શૂન્યવાદ અને વિજ્ઞાનવાદ એ બે પક્ષો વિષે ઉલ્લેખ કર્યો છે આ બે પક્ષો નાગાર્જુન અને વસુબન્ધુની પહેલાના છે એમ મનાય છે એટલે એ હિસાબે તો શબરનો સમય ઇ સ ૪૦૦ની પૂર્વેનો ગણાય પ્રો ઘ્ વી દેવસ્થલિએ "On the probable date of Śabara svāmin" નામનો [1]લેખ લખ્યો છે એમના મતે શબરનો સમય ઇ સ ની પહેલી સદીની આસપાસનો છે આ લેખ (પૃ ૮૫)મા એમણે કહ્યુ છે કે ડો કીથે કર્મમીમાંસા (પૃ ૯)મા એવો નિર્ણય જાહેર કર્યો છે કે શબરના સમય તરીકે ઇ સ ૮૦૦ એ એની પૂર્વાવધિ (earliest date) છે ડૉ મહોપાધ્યાય ઝાએ પણ શાબર-ભાષ્ય (ભા ૩)ના અનુવાદની પ્રસ્તાવના (પૃ ૬)મા આ જ મત ઉચ્ચાર્યો છે

પ્રો દેવસ્થલિએ ઉપર્યુક્ત લેખમા એવુ વિધાન કર્યુ છે કે પતઞ્જલિ અને એમની કૃતિથી શબર પરિચિત હતા એમ માનવા માટે કોઈ સબળ કારણ નથી, પણ આ વિધાન યોગ્ય જણાતુ નથી એમ મહાભાષ્ય અને શાબર-ભાષ્યની તુલના કરતા જણાય છે —

**અષ્ટાધ્યાયી (૧-૧-૧૫)ના મહાભાષ્યમાથી જૈમિનીયસૂત્ર** (૧૦-૨-૪૭)ના **શાબર-ભાષ્યમા** અવતરણ છે

**અષ્ટા૦** (૧ ૨ ૬૪) ઉપરના **મહાભાષ્યની જૈ૦સૂ૦** (૧ ૩ ૩૩) ના **શાબર-ભાષ્યમા** સમાલોચના છે **જૈ૦સૂ૦** (૬ ૭-૩૭) ઉપરના **શાબર-ભાષ્યગત** "द्विवचनबहुवचनानामसमास પક્તિ જે 'અભિયુક્ત'ને નામે અપાઈ છે તે **અષ્ટા૦** (૬ ૩ ૧)ના **મહાભાષ્યમાથી** ઉદ્ધૃત કરાઈ છે અને આ અભિયુક્ત તે પતઞ્જલિ છે

નામના લેખમા ઉલ્લેખ કર્યો છે આ લેખ I H Q (Vol X No 3)મા છપાયો છે

[1] આ લેખ A B O R Iના Silver Jubilee Volume મા છપાયો છે

જૈ૦સૂ૦ (૯-૧-૩૩) ઉપરના શાબર-ભાષ્યમાંનાં ઉદાહરણો તેમ જ નિમ્નલિખિત પંક્તિ એ મહાભાષ્ય (ભા. ૧, પૃ. ૨૨૮, ૨૪૬, ૪૧૦, ૪૨૨ અને ૪૩૦)ગત કથનના પ્રતિધ્વનિરૂપ છે:—

"गुणवचनानां हि शब्दानामाश्रयतो लिङ्गवचनानि भवन्ति"

**મીમાંસાસૂત્ર** (૩-૪-૧૩) ઉપરના તંત્રવાર્તિકમાં કુમારિલે કહ્યું છે કે નીચે મુજબની પંક્તિ દ્વારા વાક્યકાર (કાત્યાયન) અને ભાષ્યકાર (પતંજલિ)નો નિર્દેશ છે:—

"आगमोऽपि चायमेव........विशेषणत्वेनेति"

આ ઉપરથી એ ફલિત થાય છે કે શાબર ભાષ્યકાર પતંજલિની પછી થયા છે.

પ્રો. પી. વી. કાણેના મતે શબરે ઇ. સ. ૧૦૦ થી ૫૦૦ના ગાળામાં **શાબર-ભાષ્ય** રચ્યું છે.[1]

જૈ૦સૂ૦ (૧-૧-૫)ના ભાષ્યમાં શબરે શૂન્યવાદ અને વિજ્ઞાનવાદનો ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં નિમ્નલિખિત પંક્તિ દ્વારા એમણે 'મહાયાનિક' પંથ વિષે સ્પષ્ટ નિર્દેશ કર્યો છે:—

"अनेन प्रत्युक्तो महायानिकः पन्थाः"

તત્ત્વસંગ્રહ (પૃ. ૪૨૩, ૪૭૧ ઇ.)માં શબરનાં મંતવ્યોનું ખંડન છે.

## (૩૮) શાંતરક્ષિત

શા૦વા૦સ૦ (શ્લો. ૨૯૬)ની દિક્પ્રદા નામની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૪૨આ)માં ક્ષણિકવાદનું નિરસન કરતી વેળા આ બૌદ્ધ ગ્રંથકારનું નામ હરિભદ્રસૂરિએ નોંધ્યું છે. મૂળમાં શ્લો. ૨૯૬માં એમનો 'સૂક્ષ્મબુદ્ધિ' તરીકે અને 'દિક્પ્રદા' (પત્ર ૪૨આ)માં

૧ જુઓ A Brief Sketch of the Pūrva-mīmāṁsā (p. 13 f).

'શાંતરક્ષિત' તરીકે ઉલ્લેખ છે. આ શાંતરક્ષિત તે [1]તત્ત્વસંગ્રહના કર્તા જ હોવા જોઈએ. જો એમ જ હોય તો એમની બીજી બે કૃતિ તે સંબંધપરીક્ષા ઉપરની વૃત્તિ તેમ જ વાદન્યાય ઉપરની [2]વિપંચિતાર્થા નામની વૃત્તિ છે. એમનો સમય ઇ. સ. ૭૪૯ની આસપાસનો ગણાય છે. શા૦વા૦સ૦ (શ્લો. ૨૯૬)માં નિમ્નલિખિત અવતરણ શાંતરક્ષિતના નામે અપાયું છેઃ—

" नासतो भावकर्तृत्वं तदवस्थान्तरं न सः "

આ પદ્યાર્ધ તત્ત્વસંગ્રહમાંનું હશે.

## (૩૧) શુભગુપ્ત

અ૦જ૦પ૦ (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ. ૩૩૭)માં હરિભદ્રસૂરિએ આ નામનો ઉલ્લેખ કર્યો છે. અહીં એમને 'વાર્તિકાનુસારિ' કહેવામાં આવ્યા છે. એનો અર્થ હું એમ કરું છું કે એઓ પ્રમાણવાર્તિકને અનુસરે છે. મૂળમાં શુભગુપ્તના નામ ઉપર પાંચ પદ્યો અપાયાં છે.

શા૦વા૦સ૦ (શ્લો. ૪૨૨)ની દિક્પ્રદા નામની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૫૯અ)માં હરિભદ્રસૂરિએ જે શુભગુપ્તનો ઉલ્લેખ કર્યો છે તેઓ તેમ જ તત્ત્વસંગ્રહની પંજિકામાં [3]અનેક સ્થળે ભદંત શુભગુપ્તના નામે જેમનો ઉલ્લેખ છે તેઓ પ્રસ્તુત શુભગુપ્ત જ જણાય છે. પંજિકામાં પૃ. ૫૫૧ અને ૫૮૨માં એમની કોઈક કૃતિમાંથી એકેક અવતરણ અપાયું છે.

તત્ત્વસંગ્રહના અગ્રવચન (પૃ. ૮૫)માં શુભગુપ્તનો સમય ઇ. સ. ૬૫૦–ઇ. સ. ૭૦૦નો દર્શાવાયો છે. આ ગ્રંથમાં એમનો બાહ્ય પદાર્થ વિષેનો મત પણ નોંધાયો છે.

---

૧-૨ આ બંને છપાયેલા છે. જુઓ અનુક્રમે પૃ. ૧૫૬, ટિ. ૩૪ અને પૃ. ૨૯૦, ટિ. ૧.

૩ જુઓ પૃ. ૫૫૧, ૫૫૨, ૫૫૬, ૫૬૭, ૫૭૦, ૫૭૨, ૫૭૪ અને ૫૮૨.

## ( ૪૦ ) સંતપન

લ૦વિ૦ ( પત્ર ૬૦અ )માં એમને વિષે હરિભદ્રસૂરિએ ઉલ્લેખ કર્યો છે.

## ( ૪૧ ) સમંતભદ્ર

અ૦જ૦પ૦ ( ખંડ ૧, પૃ. ૩૭૫ )માં મૂળમાં 'वादिमुख्य' તરીકે અને એની સ્વોપજ્ઞ વ્યાખ્યા ( પૃ. ૩૭૫ )માં 'समन्तभद्र' તરીકે નિર્દેશ છે. વિશેષમાં મૂળમાં આ સમંતભદ્રની કોઈક કૃતિમાંથી બે પદ્યો અવતરણરૂપે અપાયાં છે. આ બે પદ્યો **શાંતિસૂરિએ પ્રમાણકલિકામાં** અને વાદી દેવસૂરિએ **સ્યાદ્વાદરત્નાકર** ( ભા. ૧, પૃ. ૯૨ )માં આપ્યાં છે. **સ્યાદ્વાદરત્નાકર** ( પૃ. ૯૩ )માં બીજાં [1]ત્રણ પદ્યો અવતરણરૂપે છે તે પણ શું આ સમંતભદ્રની કોઈક કૃતિમાંનાં છે ?

વાદન્યાય ( પૃ. ૧ )માં 'नमः समन्तभद्राय' એવો ઉલ્લેખ છે તે કોને ઉદ્દેશીને છે ?

જિનવિજયજીએ એમના નિબંધમાં સમંતભદ્રને 'જૈન' કહ્યા છે તે શું પ્રસ્તુત સમંતભદ્રને લક્ષીને છે ?

દિગંબરોમાં **સમંતભદ્ર** નામના એક વિદ્વાન ગ્રંથકાર થઈ ગયા છે. એઓ સિદ્ધસેન દિવાકર પછી થયા છે. આ સિદ્ધસેન દિવાકરની તૃતીય દ્વાત્રિંશિકાનું ૧૬મું પદ્ય પૂજ્યપાદે ત૦સૂ૦ (અ. ૭, સૂ. ૧૩ )ની ટીકા સર્વાર્થસિદ્ધિ ( પૃ. [2]૨૩૦ )માં આપ્યું છે. આ દિગંબર સમંત-

૧ આ પદ્યો મેં અ૦જ૦પ૦ ( ખંડ ૨ )ના ઉપોદ્ઘાત ( પૃ. ૯૭ )માં આપ્યાં છે.

૨ આ સર્વાર્થસિદ્ધિ સહિત "સખારામ નેમચંદ ગ્રંથમાલા"માં ગ્રંથાંક ૧૨૮ તરીકે છપાયેલ મૂળની ઈ. સ. ૧૯૩૯ની નીચે આવૃત્તિના પૃષ્ઠાંક છે.

ભદ્રે **આપ્તમીમાંસા** રચી છે. [1]વિદ્યાનન્દે આને અંગે **અષ્ટસહસ્રી** રચી છે. એમાં તેમ જ **આપ્તપરીક્ષા** (શ્લો. ૧૨૪)માં એમણે કહ્યું છે કે પૂજ્યપાદે જે આપ્તનાની પ્રશંસા કરી છે તેના સમર્થનાર્થે **આપ્તમીમાંસા** રચાઈ છે. **સર્વાર્થસિદ્ધિ**માં સપ્તભંગીનો નિર્દેશ નથી, જ્યારે સમંતભદ્રે તો એનું વિસ્તૃત નિરૂપણ કર્યું છે. આમ કહી પં. સુખલાલે એવો મત દર્શાવ્યો છે કે સમંતભદ્ર પૂજ્યપાદ પછી થયા છે.[2] વિશેષમાં એમણે આ સમંતભદ્ર તે અકલંકના વિદ્યાગુરુ હોવાનો મોટો સંભવ છે એમ કહ્યું છે.[3] **તત્ત્વસંગ્રહની પંજિકા** (પૃ. ૪૦૫)માં જે પાત્રસ્વામીનો ઉલ્લેખ છે તે કદાચ આ સમંતભદ્રને અંગે હશે એમ એમણે કહ્યું છે.[4]

**ગુર્વાવલી** (શ્લો. ૨૮)માં સામંતભદ્રનો ઉલ્લેખ છે. એઓ તો શ્વેતાંબર છે. એઓ 'ચંદ્ર' કુળના છે. એમના પછી વૃદ્ધ દેવસૂરિ થયા. એમનો સમય શ્લો. ૨૯માં વિ. સં. ૧૨૫નો દર્શાવાયો છે.

## (૪૨) સમ્રાટ્

**ધર્મબિન્દુ** (અ. ૪, સૂ. ૧૨)માં એમને વિષે ઉલ્લેખ છે. મુનિચન્દ્રસૂરિએ એમને 'રાજર્ષિ' કહ્યા છે. દીક્ષા આપનાર અને લેનારની યોગ્યતા બાબત એમનો મત મેં પૃ. ૧૦૩–૧૦૪માં નોંધ્યો છે. એઓ વ્યાસથી ભિન્ન મત ધરાવે છે.

---

૧ **તત્ત્વાર્થશ્લોકવાર્તિક** (પૃ. ૨૮૦)મા એમણે **શ્રીદત્ત**નો અને એ **શ્રીદત્ત**ની કૃતિ જલ્પનિર્ણયનો ઉલ્લેખ કર્યો છે આ **શ્રીદત્ત** તે પૂજ્યપાદકૃત **જૈનેન્દ્ર–વ્યાકરણ** (૧–૪–૩૪)મા નિર્દેશાયેલા **શ્રીદત્ત** હશે.

૨ જુઓ અકલંકગ્રંથત્રયનુ "પ્રાક્કથન" (પૃ. ૮–૯).

૩ એજન, પૃ. ૯

૪ એજન, પૃ. ૯

## (૪૩) સિદ્ધસેન

નંદીની ટીકા (પત્ર પર)માં હરિભદ્રસૂરિએ કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગોને લગતી માન્યતાઓ વિચારતી વેળા એમનો ઉલ્લેખ કર્યો છે. આ સિદ્ધસેનને મતે કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે અભિન્ન નથી, જો કે એ બંને સમકાળે હોય છે.[1] આથી આ સિદ્ધસેન તે સિદ્ધસેન દિવાકર નથી એમ ફલિત થાય છે, કેમકે એમને મતે તો કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે અભિન્ન છે કે જેવો મત વૃદ્ધાચાર્યનો છે.

## (૪૪) સિદ્ધસેન ([2]નીતિકાર)

**ધર્મબિન્દુ** (અ. ૪, સૂ. ૨૦)માં એમને વિષે ઉલ્લેખ છે. એઓ વૈદિક હોય એમ લાગે છે, અને એ હિસાબે એઓ ઉપર્યુક્ત સિદ્ધસેન તેમ જ સિદ્ધસેન દિવાકરથી ભિન્ન છે. **શ્રી-કલ્પક** વગેરેની પેઠે એમણે પણ કોઈ કૃતિ રચી હોય એમ લાગે છે. દીક્ષા લેનારી વ્યક્તિની તેમ જ એ આપનારી વ્યક્તિની શી યોગ્યતા હોવી જોઈએ એ બાબતનો એમનો મત પૃ. ૧૦૪માં મેં નોંધ્યો છે. એનો ઉલ્લેખ **ધર્મબિન્દુ** (અ. ૪, સૂ. ૨૦)માં કરાયો છે. એના ઉપરની ટીકામાં મુનિચન્દ્રસૂરિએ એમને 'નીતિકાર' કહ્યા છે.

---

૧ ઉમાસ્વાતિનો પણ આ મત છે. જુઓ **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૧, સૂ. ૩૧)નું ભાષ્ય (ભા. ૧, પૃ. ૧૧૦). સૂયગડની ચુણ્ણિના કર્તાનો પણ આ મત છે. જુઓ આ ચુણ્ણિનું પૃ. ૯૭.

૨ **અન્યયોગ**૦નું 'कृत्रप्रणाशा०'થી શરૂ થતું ૧૮મું પદ્ય **સર્વદર્શન સંગ્રહ** (પૃ. ૫૨)માં "तदुक्तं सिद्धसेनवाक्यकारेण" એવા ઉલ્લેખ પૂર્વક ઉદ્ધૃત કરાયું છે તો શું આ કોઈ સિદ્ધસેનની કૃતિમાનું પદ્ય છે અને અહીં 'વાક્યકાર'થી શું સમજવાનું છે? હેમચન્દ્રસૂરિને અહીં તો સિદ્ધસેનનું નામ ભલથી રજૂ નથી થયું?

અને એ આધારે મેં અહીં એમનો એ રીતે નિર્દેશ કર્યો છે. મુનિચન્દ્રસૂરિએ એમને 'પ્રતાર્થિક' કહ્યા છે

## (૪૫) સિદ્ધસેન દિવાકર

આ૦જ૦પ૦ (ખંડ ૧)ની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૯)માં 'સિદ્ધસેનદિવાકર' તરીકે અને બીજા ખંડની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૧૩૧)માં 'દિવાકર' તરીકે તેમ જ પંચવત્થુગની ગા ૧૦૪૮માં 'આયરિયસિદ્ધસેણ' તરીકે અને એની ૧૦૪૭મી ગાથામાં 'સુઅકેવલિ' (સં શ્રુતકેવલિન્) તરીકે હરિભદ્રસૂરિએ એમનો ઉલ્લેખ કર્યો છે ભદ્રેશ્વરની કહાવલી, વિ સં. ૧૨૯૧ પહેલાં રચાયેલો એક અજ્ઞાનકર્તૃક પ્રબંધ, પ્ર૦ચ૦, પ્રબંધચિંતામણિ અને ચ૦પ્ર૦ એ પાંચ કૃતિઓ સિદ્ધસેન દિવાકરની જીવનરેખા રજૂ કરે છે એને આધારે હું કેટલીક હકીકતો અહીં આપું છું

**જન્મદાતા**—સિદ્ધસેન દિવાકર 'કાત્યાયન' ગોત્રના બ્રાહ્મણ દેવર્ષિ અને એમની પત્ની દેવશ્રીના પુત્ર થાય છે

**વાદી**—સિદ્ધસેનને [1]વાદનો નાદ હતો એ વૃદ્ધવાદી સાથેના વાદમાં ઊતરી ગયા

**દીક્ષા**—વૃદ્ધવાદી પાસે સિદ્ધસેને દીક્ષા લીધી હતી એ વેળા એમનું નામ કુમુદચન્દ્ર પડાયું હતું.

---

૧ "અનેકાન્ત" (વ ૨, કિ ૧૦)માં પં રતનલાલ સંઘવીના "સિદ્ધસેન દિવાકર" નામના લેખનો બીજો હપ્તો વીરસંવત્ ૨૪૬૫માં છપાયો છે એમાં એમણે લોકપ્રવાદ ચાલ્યો આવે છે એમ કહી હરિભદ્રસૂરિને જે વાદી તરીકે જે વર્ણન મળે છે તેવું લગભગ એમના અંગે સંભળાય છે એમ કહ્યું છે વિશેષ વૃત્તાન્ત માટે જુઓ પૃ ૧૦, ટિ ૧ની અંતિમ કંડિકામાં નિર્દેશાયેલા મારા લેખો

**વિહાર**—સિદ્ધસેનનો વિહાર 'ઉજ્જૈન'થી 'પૈઠણ' સુધી એક યા બીજા પ્રસંગે પગપાળો થયો છે એમાં 'ભરૂચ' અગ્ર સ્થાન ભોગવે છે

**વિશેષતાઓ**—આ નીચે મુજબ છે —

(૧) પાઇય આગમોને સંસ્કૃત ભાષામાં રૂપાંતરિત કરવાની ઇચ્છા એમને થઈ અને એ પ્રસિદ્ધ કરતાં એમને બાર વર્ષ સુધી 'પારંચિક' પ્રાયશ્ચિતના ભાગી થવું પડ્યું

(૨) એઓ તર્કાનુસારી આગમના પુરસ્કર્તા હતા એઓ પ્રાચીનતાના અંધભક્ત ન હતા

(૩) વૃદ્ધાચાર્યની જેમ એઓ કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગોને અભિન્ન માનતા હતા

(૪) નૈગમ નયનું કાર્ય સંગ્રહ અને વ્યવહાર એ બે નયથી થઈ શકે તેમ હોવાથી એમણે નૈગમ સિવાયના છ નયનું પ્રતિપાદન કર્યું હતું

(૫) કેવળ શ્વેતાંબરોના જ ગ્રંથોમાં નહિ પરંતુ દિગંબરોના ગ્રંથોમાં પણ એમનો ગૌરવપૂર્વક ઉલ્લેખ થયો છે **જૈનેન્દ્ર-વ્યાકરણ** (૫-૧-૭) એની સાક્ષી પૂરે છે

**સમય**—શકસંવત્ ૫૯૮ (=વિ સં ૬૭૬)માં **નંદી**ની ચુણ્ણિ સમાપ્ત કરનાર જિનદાસગણિએ સિદ્ધસેન દિવાકર અને એમની કૃતિ **સમ્મઇપયરણ**નો જે રીતે ઉલ્લેખ કર્યો છે એ જોતાં એઓ એમનાથી દોઢસો બસો વર્ષ જેટલા તો પુરોગામી હશે જ એઓ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણથી પણ પહેલા અને તે પણ બસોએક વર્ષ જેટલા પહેલા થયા હોય એમ લાગે છે પૂજ્યપાદ કરતાં પણ એઓ પૂર્વવર્તી છે, કેમ કે **તત્ત્વાર્થસૂત્ર** (અ ૭, સૂ ૧૩)ની ટીકા નામે **સર્વાર્થસિદ્ધિ** (પૃ ૨૩૦)માં સિદ્ધસેનીય **દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા**માંથી દ્વા ૩, શ્લો ૧૬નો "*वियोजयति चासुभिर्न*"થી શરૂ થતો પૂર્વાર્ધ અવતરણરૂપે અપાયો છે

કૃતિકલાપ—સિદ્ધસેને રચેલી તમામ કૃતિઓ આજે મળતી નથી એમણે પાઇયમાં જ૦મ૦માં તેમ જ સંસ્કૃતમાં કૃતિ રચી છે એ પૈકી અહીં હું એમની રચેલી મનાતી ૭ કૃતિઓ ગણાવું છું —

(૧) [1]સમ્મઇપયરણ. જૈન સાહિત્યમાં તર્કશૈલી જે ફાલી-ફૂલી છે તે આ કૃતિને આભારી છે

(૨) [2]ન્યાયાવતાર. આ સંસ્કૃતમાં ૩૨ પદ્યમાં રચાયેલી કૃતિ છે. એ જૈન ન્યાયની કૃતિઓમાં પ્રાથમિક છે એના ઉપર [3]સિદ્ધર્ષિની વિવૃતિ અને એ ઉપર [4]દેવભદ્રકૃત ટિપ્પન છે

(૩) દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા—સિદ્ધસેને બત્રીસ બત્રીસીઓ રચ્યાનું મનાય છે આમાં ન્યાયાવતારનો સમાવેશ કરાય તો પણ આજે તો આ ઉપરાંત બીજી [5]એકવીસ [6]દ્વાત્રિંશિકાઓ મળે છે એમાં ફક્ત એક જ ઉપર પ્રાચીન ટીકા મળે છે અને એના કર્તા સોળમી સદીના ઉદયસાગરસૂરિ છે વિજયલાવણ્યસૂરિજીએ પહેલી

---

૧ આના પરિચય માટે જુઓ પૃ ૨૫૫-૨૫૬

૨ આના તેમ જ એના ઉપરની સિદ્ધર્ષિકૃત વિવૃતિના પ્રકાશનો માટે જુઓ D C G C M (Vol XVIII, pt 1, p 40) એમાં વિવૃતિ ઉપરના ટિપ્પનના પ્રકાશનનો ઉલ્લેખ છે

૩-૪ આ પ્રકાશિત છે જુઓ ટિ ૨.

૫ "સિદ્ધસેન દિવાકરકૃત ગ્રંથમાલા' એ નામથી આ ૨૧ દ્વાત્રિંશિકાઓ જે ધ પ્ર સ તરફથી વિ સં ૧૯૬૫માં છપાવાઈ છે

૬ આ દ્વાત્રિંશિકાઓમાંથી અન્યાન્ય ગ્રંથકારોએ જે અવતરણો આપ્યાં છે તેને અંગે મેં 'સિદ્ધસેનીય દ્વાત્રિંશિકાઓમાંથી અવતરણો" નામના લેખમાં વિચાર કર્યો છે આ લેખ 'આ પ્ર" (પુ ૫૦, અં ૫, ૬)માં છપાયો છે

[1]ચાર દ્વાત્રિંશિકાઓ ઉપર કિરણાવલી નામની [2]વિવૃતિ રચી છે. એ ચારેનો ગુજરાતીમાં [3]ભાવાર્થ પં. સુશીલવિજયગણિએ રચ્યો છે. પં. સુખલાલે વેદદ્વાત્રિંશિકા (નવમી દ્વા.) ઉપર ગુજરાતીમાં અને હિંદીમાં વિવેચન કર્યું છે.

**સમ્મઇપયરણની વાદમહાર્ણવ** નામની ટીકા (પૃ. ૭૫૭)-ગત જે પદ્ય "નમસ્તવ"થી શરૂ થાય છે તે, **વિમેસા**ની હૈમચંદ્રીય ટીકા નામે શિષ્યહિતા (પત્ર ૧૧૯૮)માંનું 'एवं कर्मिनमेव'થી શરૂ થતું પદ્ય તેમ જ ત૦સૂ૦ (અ. ૧, સૂ ૧૦)ની સિદ્ધસેનગણિકૃત ટીકા (પૃ ૭૧)માં ઉદ્ધૃત [4]એક પદ્ય એ લુપ્ત થયેલી દ્વાત્રિંશિકાઓમાં હશે.

(૪) **પૂયાચઉવ્વીસી** (પૂજાચતુર્વિંશતિકા) "જૈ૦સ૦પ્ર૦" (વ. ૫, અં. ૧૧)માં આ છપાવાઈ છે. એના સંપાદકના મતે આ સિદ્ધસેનની કૃતિ છે. આ કોઈ પુસ્તકમાંથી ઉદ્ધૃત કરાઈ છે એમ મનાય છે.

(૫) [5]**કલ્યાણમંદિરસ્તોત્ર** આ ૪૪ પદ્યોનું સ્તોત્ર છે.

---

૧ આ ચારે વિવૃતિ અને ભાવાર્થ સહિત "શ્રીવિજયલાવણ્યસૂરીશ્વર જ્ઞાનમંદિર" તરફથી બોટાદથી અનુક્રમે વિ. સં. ૨૦૦૮, ૨૦૦૯, ૨૦૧૧ અને ૨૦૧૨માં છપાવાઈ છે.

૨-૩ આ પ્રકાશિત છે. જુઓ ટિ. ૧

૪ "अभिन्नि मादृशो मान्यमन्यासन्न तु स्वपक्षहान् ।
एवं प्रमाणमेवैकमस्तीत्य तदर्थास्वय ॥"

આ પદ્યના ભાવાર્થ વિચારી મેં જે કૃતિનું એ પદ્ય છે તેનું નામ **પ્રમાણ-દ્વાત્રિંશિકા** યોજ્યું છે.

૫ આ મૂળ કૃતિ "કાવ્યમાલા" (ગુચ્છક ૭)માં છપાયેલી છે. આ પ્રો. યાકોબીના જર્મન અનુવાદ સહિત "Indische Studien" (Vol. 14, p. 376 ff.)માં છપાઈ છે. કનકકુશલગણિ અને માણિક્યચન્દ્રની ટીકા સહિત આ મૂળ કૃતિ "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૩૨માં છપાવાઈ છે.

(૬) [1]**શક્રસ્તવ**, આને [2]**જિનસહસ્રનામસ્તોત્ર** તેમ જ **સિદ્ધિશ્રેયસમુદયસ્તોત્ર** પણ કહે છે આ ગદ્યાત્મક કૃતિની નિમ્ન લિખિત પંક્તિઓ યોગશાસ્ત્ર (પ્ર ૮)ની સ્વોપજ્ઞ વિવૃતિ (પત્ર ૩૭૨આ)મા જોવાય છે:—

---

૧ ઉપર્યુક્ત "દે લા જૈ પુ સસ્થા" તરફથી પ્રકાશિત આવૃત્તિ (પૃ ૨૮૨-૨૪૫)મા આ છપાયુ છે વળી એ "અનેકાન્ત" (વ ૧, કિ ૮-૧૦)મા વિ સ ૧૯૮૬મા પણ પ્રસિદ્ધ થયુ છે

૨ **જિનસહસ્રનામસ્તોત્ર** નામની વિવિધ કૃતિઓ છે —

(અ) **જિનસેને** ૧૬૦ શ્લોકોમા રચેલી કૃતિ.

(આ) **આશાધરે** વિ સ ૧૨૮૭મા રચેલી કૃતિ

આ બે કૃતિ બનારસીદાસકૃત **ભાષાજિનસહસ્રનામસ્તોત્ર** સહિત મૂલચદ કિસનદાસ કાપડિયા તરફથી **વીરસવત્** ૨૪૭૭મા છપાઈ છે

(ઇ) 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિની કૃતિ આને **અર્હન્નામસહસ્રસમુચ્ચય** કહે છે એમા ૧૦૦૮ નામો છે એ દસ પ્રકાશમા વિભક્ત છે **જૈનસ્તોત્રસદોહ** (ભા ૧, પૃ ૧-૧૩)મા છપાયેલ છે

(ઈ) દેવવિજયગણિએ વિ સ ૧૬૫૮મા રચેલી કૃતિ એના ઉપર વિ સ ૧૬૯૮મા સ્વોપજ્ઞ ટીકા રચાઈ છે

(ઉ) **વિનયવિજયગણિએ** વિ સ ૧૭૩૧મા મુખ્યતયા 'ભુજગપ્રયાત' છદમા ૧૪૯ પદ્યમા રચેલી કૃતિ પહેલા ૧૪૩ પદ્યમા સાત સાત વાર 'નમસ્તે' છે શ્લો ૨૧-૧૧૭ તીર્થંકરના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડે છે આ કૃતિ ગુજરાતી ભાષાતર સહિત "જૈ ધ પ્ર સ" તરફથી વિ સ ૧૯૯૪મા છપાવાઈ છે

(ઊ) **સકલકીર્તિએ** ૧૩૮ શ્લોકોમા રચેલી કૃતિ

(ઋ) "સ્વયમ્ભુવે નમસ્તુભ્ય"થી શરૂ થતી અજ્ઞાતકર્તૃક કૃતિ

આ બધી કૃતિઓને તેમ જ **સૂર્યસહસ્રનામસ્તોત્ર**ને અગે મે એક લેખમા વિચાર કર્યો છે એ લેખ "જિનસહસ્રનામસ્તોત્ર નામની કૃતિઓ" એ શીર્ષકપૂર્વક "દિગબર જૈન" (વ ૪૪, અં ૧૦-૧૧)મા પ્રસિદ્ધ થયો છે

"नमोऽर्हते परमात्मने केवलिने परमयोगिने विस्फुरदुरुशुक्लध्यानाग्नि निर्दग्धकर्मबीजाय प्राप्तानन्तचतुष्टयाय सौम्याय शान्ताय मङ्गलवरदाय अष्टादशदोषरहिताय संसृतविश्व(?)समाहिताय स्वाहा'

વિશેષમાં આ શક્રસ્તવના બીજા તેમ જ ત્યાર પછીના મંતવ્યના વિશેષણો યોગશાસ્ત્ર (પ્ર ૧, શ્લો ૨)ની સ્વોપજ્ઞ વિવૃતિમાંના વીરચરિત્રગત શ્લો ૧૯–૩૫માં નજરે પડે છે આ ઉપર્યુક્ત વીતરાગ સ્તોત્રના પ્રથમ પ્રકાશના આદ્ય પદ્યોમાં શક્રસ્તવના પ્રથમ મંતવ્યના કેટલાક વિશેષણો એ જ ક્રમે દૃષ્ટિગોચર થાય છે આથી એમ અનુમનાય કે આ જ શક્રસ્તવ હેમચન્દ્રસૂરિની સામે હશે અને એમણે જ્યારે આવો આ પ્રમાણે ઉપયોગ કર્યો છે તો એ પ્રૌઢ લેખકની—સિદ્ધસેન દિવાકર જેવાની કૃતિ હશે

સિદ્ધસેનની વિવિધ મનનીય કૃતિઓના અભ્યાસાર્થીને કયાં કયાં સાધનો મળે તેમ છે એ બાબત મેં "સિદ્ધસેન દિવાકરની કૃતિઓ અને એના અભ્યાસ માટેનાં સાધનો" એ નામના [1]લેખમાં વિચારી છે

## (૪૬) સુચારુ

લ૦વિ૦ (પત્ર ૨૪આ)માં એમને વિષે ઉલ્લેખ છે

## (૪૭) સુરગુરુ

ધર્મબિન્દુ (અ ૪, સૂ ૧૯)માં એમને વિષે હરિભદ્રસૂરિએ ઉલ્લેખ કર્યો છે મુનિચન્દ્રસૂરિએ એમને બૃહસ્પતિ તરીકે ઓળખાવ્યા છે દીક્ષા સંબંધી એમનો મત મેં પૃ ૧૦૪માં નોંધ્યો છે

લ૦વિ૦ (પત્ર ૨૬અ)માં જે સુરગુરુનો ઉલ્લેખ છે તે આ જ છે? અહીં તો એમના શિષ્યોનો એ મત નોંધાયો છે કે એઓ ગુણ

[1] આ લેખ છપાયો છે જુઓ પૃ ૨૨૩, ટિ ૧

ક્રમાભિધાનવાદી' છે. જેમની હીન ગુણ વડે ઉપમા અપાઈ હોય તેમની જ અધિક ગુણ વડે આપી શકાય એમ એમનું કહેવું છે.

**ગૌરવપૂર્ણ ઉલ્લેખો**—હરિભદ્રસૂરિને જૈન તેમ જ અજૈન સંપ્રદાયોના પ્રરૂપકો અને ગ્રંથકારોનો એક યા બીજા કારણે ઉલ્લેખ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં એમણે પોતાના ઇષ્ટ દેવ વિષે તેમ જ એમના પુરોગામી જૈન મુનિવર્યો વિષે બહુમાનસૂચક નિર્દેશ કર્યો છે એ તો સ્વાભાવિક ઘટના છે. પરંતુ આનંદાશ્ચર્યની વાત તો એ છે કે અજૈન સંપ્રદાયોના સંસ્થાપકો અને પ્રરૂપકો વિષે પણ ગૌરવપૂર્ણ ઉલ્લેખ કર્યો છે અને તે પણ એમનાં મતોની આલોચનાના પ્રસંગે. આ એમની સાચી ન્યાયવૃત્તિ અને ગુણગ્રાહકતા સૂચવે છે. અહીં હું એના કેટલા નમૂના રજૂ કરું છું :—

| નામ | બહુમાન | કૃતિ |
|---|---|---|
| કપિલ | દિવ્ય મહામુનિ | શા૦વા૦સ૦ (શ્લો. ૨૩૭) |
| ધર્મકીર્તિ | ન્યાયમાની | શા૦વા૦સ૦ (શ્લો. ૨૬૯) |
| | ન્યાયવાદી | અ૦જ૦પ૦ (ખંડ ૨, પૃ. ૩૯) |
| પતંજલિ | ભગવત્ | યો૦દ૦સ૦ (શ્લો. ૧૬)ની ટીકા |
| બુદ્ધ | તત્ત્વવેદી | શા૦વા૦સ૦ (શ્લો. ૪૭૬) |
| | મહામુનિ | શા૦વા૦સ૦ (શ્લો. ૪૬૬) |
| ભગવદ્દત્ત | બંધુ | યો૦દ૦સ૦ (શ્લો. ૧૬)ની ટીકા |
| ભર્તૃહરિ | શબ્દાર્થતત્ત્વવિદ્ | અ૦જ૦પ૦ (ખં. ૧, પૃ. ૩૬૬) |
| ભાસ્કર | ભદંત | યો૦દ૦સ૦ (શ્લો. ૧૬)ની ટીકા |
| વ્યાસ | મહાત્મા | અષ્ટકપ્રકરણ (અ. ૪, શ્લો. ૫) |
| શાંતરક્ષિત | સૂક્ષ્મબુદ્ધિ | શા૦વા૦સ૦ (શ્લો. ૨૯૬)[1] |

---

૧ યોગબિન્દુ (શ્લો. ૨૦૦)ની સ્વોપજ્ઞ મનાતી કૃતિમાં ગોપેન્દ્રને 'ભગવત્' કહ્યા છે.

## પ્રદેશ ૨: હરિભદ્રસૂરિ દ્વારા નિર્દિષ્ટ સંપ્રદાયો અને ઉપસંપ્રદાયો

હરિભદ્રસૂરિએ ભારતીય દર્શનો વિષે પ્રસંગોપાત્ત ઉલ્લેખ કર્યો છે એમાં એમણે જૈન દર્શનના બે મુખ્ય સંપ્રદાયો શ્વેતાંબર અને દિગંબરના મતભેદો રજૂ કર્યા છે વિશેષમાં એમણે કેવલિ-ભુક્તિ અને સ્ત્રી-મુક્તિ જેવી બાબતમાં શ્વેતાંબરોની અને કેટલીક બાબતમાં દિગંબરોની વિચારસરણી સાથે મળતા થતા યાપનીયોની પણ નોંધ લીધી છે શ્વેતાંબર શ્રમણો પૈકી જેઓ શાસ્ત્રોક્ત આચાર પાળવામાં શિથિલ બની મઠાધિકારીની જેમ વર્તતા હતા તેમની 'ચૈત્યવાસી'ને નામે એમણે ઝાટકણી કાઢી છે આ ઉપરાંત મહાવીરસ્વામીને હાથે દીક્ષિત થઈ આગળ ઉપર એમના પ્રતિસ્પર્ધી બનનાર ગોશાલક અને એમના દ્વારા સ્થપાયેલા [1]આજીવિક-મત વિષે પણ એમણે નિર્દેશ કર્યો છે

બૌદ્ધ દર્શનની સૌત્રાન્તિક, વૈભાષિક, યોગાચાર યાને વિજ્ઞાનવાદી અને માધ્યમિક એ ચાર શાખાઓ વિષે પણ એમણે પ્રસંગ પૂરતું વિવેચન કર્યું છે

---

૧ ડૉ પી એલ વૈદ્ય ઉવાસગદસાઓનું સંપાદન કરી એને ઇ સ ૧૯૩૦માં પ્રકાશિત કર્યું છે એમણે આના ટિપ્પણોમાં "આજીવિક" એ નામથી અંગ્રેજીમાં પૃ ૨૩૮-૨૪૪માં એમને વિષે કેટલુંક લખાણ કર્યું છે એમાં ગોશાલકના વૃત્તાંત તેમ જ એમના તત્ત્વજ્ઞાન વિષે પણ નોંધ લીધી છે આ સંબંધમાં વિશેષ માહિતી માટે ડૉ હૉર્નલેનો E R E (Vol ., pp 259–268)માં છપાયેલો લેખ, ડૉ બી. એમ બરુઆનું History of the Pre-Buddhistic Philosophy (ch XXI) નામનું પુસ્તક તેમ જ આ ડૉ બરુઆનો આજીવિકો વિષેનો નિબંધ (monograph) (કલકત્તા, ૧૯૨૦) જોવા ભલામણ છે

વૈદિક હિંદુઓ પૈકી કેટલાક નીતિકારો તેમ જ વેદાંતી વગેરેને પણ ઉદ્દેશીને એમણે કથન કર્યું છે

આ પ્રમાણે એમણે જે ભારતીય સપ્રદાયો અને ઉપમપ્રવાયોનો નામોલ્લેખ કર્યો છે તે તમામનો પરિચય તો હુ અહીં આપતો નથી પરન્તુ સક્રસ્થયના વિરોધપણો દ્વારા એમણે જે જે મતવાદ સપ્રદાયનો નિરાસ સૂચવ્યો છે તેને લક્ષ્યમા ગણી હુ થોડુક એ વિષે કહુ છુ

**અવિરુદ્ધધર્માધ્યાસિતવસ્તુવાદ**—ઉપમેયરૂપ વસ્તુની અપેક્ષાએ વિરુદ્ધ એવી ઉપમા ઉપમેયને અપાય તો એ વિરુદ્ધ-વિજાતીય ધર્મની આપત્તિને લઈને ઉપમેયરૂપ વસ્તુ અવસ્તુ બને છે ઉપમેય ઇત્યાદિ વસ્તુ અવિરુદ્ધ યાને એકજાતીય સ્વભાવવાળી છે આ પ્રમાણેનો વાદ તે ‘અવિરુદ્ધધર્માધ્યાસિતવાદ’ કહેવાય છે આ વાદને માનનારા સુચારુના શિષ્યો છે એમની કોઈક કૃતિમાથી નીચે મુજબનુ અવતરણ લ૦વિ૦ (પત્ર ૭૪આ-૭૫અ)મા અપાયુ છે —

“विरुद्धोपमायोगे तद्धर्मापत्त्या तदवस्तुत्वम्”

ભગવાનને—તીર્થંકરને ‘પુરુષવરપુણ્ડરીક’ કહેવા તે એમને મતે ઇષ્ટ નથી કેમકે તીર્થંકર અને પુડરીક એ બે ભિન્ન ભિન્ન જાતિના છે

સુચારુના શિષ્યો **સાંકૃત્યોની** પેઠે ઉપમાના સર્વાશે વિરોધી નથી, કેમકે કોઈ ઉપમા જ અપાય નહિ એવો એમનો મત નથી

**આગમધર્મવાદ**—આગમને જ મુખ્યનયા પ્રમાણરૂપ માનવો એ આ વાદનો અર્થ છે ધર્મ, અધર્મ ઇત્યાદિ અતીન્દ્રિય પદાર્થોને વિષે આગમ જ, નહિ કે પ્રત્યક્ષ વગેરે પ્રમાણભૂત છે એમ આ વાદના અનુયાયીઓનુ-આગમધાર્મિકોનુ કહેવુ છે એમના મતે જ્યા સુધી સમસ્ત કર્મોનો ક્ષય થાય નહિ ત્યા સુધી કૈવલ્ય સભવતુ નથી-પ્રાપ્ત થતુ નથી, અને કૈવલ્ય પ્રાપ્ત થતા વેત તો તરત જ મોક્ષ થાય છે એટલે એમના

મતે તીર્થની સ્થાપના સર્વજ્ઞને હાથે શક્ય નથી—એ માટે એમને સમય જ નથી. આમ હોવાથી એઓ અરિહંતોને 'તીર્થંકર' માનવા ના પાડે છે.

એમના કોઈક ગ્રંથમાંથી નિમ્નલિખિત અવતરણ લ૦વિ૦ (પત્ર ૧૮અ)માં અપાયું છે:—

"अकृत्स्नकर्मक्षये कैवल्याभावात्".

**આજીવિકનયમત**—'આજીવિક' મતના પ્રરૂપક તરીકે ગોશાલકનો ઉલ્લેખ કરાય છે. એમની માન્યતા પ્રમાણે (પોતે સ્થાપેલ) તીર્થનો ઉચ્છેદ થતો હોય તો તેવે પ્રસંગે મુક્તાત્મા ફરીથી જન્મ લે છે—પાછા આવે છે, માટે ભગવાનને 'વ્યાવૃત્તછદ્મ' ન કહેવાય. 'આજીવિક' સંપ્રદાયની કોઈ કૃતિમાંથી નિમ્નલિખિત અવતરણ લ૦વિ૦ (પત્ર ૫૫અ)માં અપાયું છે:—

"तीर्थनिकारदर्शनादागच्छन्ति".

[1]દર્શન-દિગ્દર્શન (પૃ. ૪૮૯-૪૯૦)માં શ્રી. રાહુલ સાંકૃત્યાયને કહ્યું છે કે ગોશાલકની પહેલાં નંદ વાત્સ્ય અને કૃશ સાંકૃત્ય આજીવિક સંપ્રદાયના આચાર્ય હતા.

**આવર્તકાલકારણવાદ**—કાળ જ સમસ્ત જગતનું આવર્તન કરે છે—નર, નારક ઇત્યાદિ પર્યાયરૂપ પરિવર્તનનું કારણ કાળ જ છે. આ પ્રમાણેનો વાદ તે 'આવર્તકાલકારણવાદ' તરીકે ઓળખાય છે. આ વાદને માનનાર અનંતના શિષ્યો છે. એમને મતે ભગવાન ભવસાગરથી તરી ગયેલા એટલે કે 'તીર્ણ' ન કહેવાય તેમ જ અન્યને

---

૧ આની બીજી આવૃત્તિ "કિતાબ મહલ (ઇલાહાબાદ)"થી ઇ. સ. ૧૯૪૭માં પ્રસિદ્ધ થઈ છે.

તારનાર અર્થાત્ 'તારક' પણ ન જ કહેવાય. આ વાદીઓની કોઈક કૃતિમાથી નીચે મુજબનું અવતરણ લ૦વિ૦ (પત્ર ૫૭આ)માં અપાયું છે:—

"काल एव कृत्स्नं जगदावर्तयति".

**ઇષ્ટતત્ત્વદર્શનવાદ**—કેટલાક બૌદ્ધોનું કહેવું એ છે કે ઇષ્ટ તત્ત્વનું દર્શન હો; એ હોય તો બીજાના દર્શનની શી જરૂર ? આ સંબંધમાં લ૦વિ૦ (પત્ર ૫૩અ)માં તો નિમ્નલિખિત પદ્યનું દ્વિતીય જ ચરણ અપાયું છે, જ્યારે એની **પંજિકા** (પત્ર ૫૩આ)માં એ સંપૂર્ણ છે:—

"सर्वं पश्यतु वा मा वा तत्त्वमिष्टं तु पश्यतु ।
प्रमाणं दूरदर्शी चेदेते गृध्रानुपास्महे ॥"

આ મતના અનુયાયીઓની દૃષ્ટિએ ભગવાન "[1]અપ્રતિહત-વર-જ્ઞાન-દર્શન-ધર" ન કહી શકાય.

**કલ્પિતવિદ્યાવાદીઓનો તત્ત્વાંતવાદ**-વિદ્યાને કલ્પિત કહેનારા અને તત્ત્વાંતની પ્રરૂપણા કરનારા—નિરાકાર ને સ્વચ્છ સંવેદન સિવાયનાં સંવેદનોને કેવળ ભ્રાંતિરૂપ ગણી એને 'અસત્' માનનારા બૌદ્ધોનો આ વાદ છે. આ બૌદ્ધો તે 'માધ્યમિકો' હોવા જોઈએ એમ **પંજિકા** (પત્ર ૫૬અ)માં કહ્યું છે. આ જાતના તત્ત્વાંતવાદીઓને મતે ભગવાનને 'જિન' ન કહેવાય તેમ જ 'જાપક' એટલે રાગદ્વેષાદિ શત્રુઓને જિતાડનાર પણ ન કહેવાય.

**ગુણક્રમવાદ**—ગુણોનું ક્રમસર આલેખન થવું જોઈએ એ આ વાદનો અર્થ છે. સુરગુરુના શિષ્યો આ વાદના પક્ષપાતી છે. એમનું

૧ સર્વત્ર અસ્ખલિત એવા ઉત્તમ જ્ઞાન (કેવલજ્ઞાન) અને ઉત્તમ દર્શન (કેવલદર્શન)ને ધારણ કરનાર આવો એનો અર્થ છે. એમનાં જ્ઞાન અને દર્શનને હણનારી કોઈ ચીજ નથી.

કહેવું છે કે પ્રથમ હીન ગુણની ઉપમા અપાઈ હોય તો જ આગળ ઉપર અધિક ગુણની ઉપમા આપી શકાય. જો અભિધાનમાં એટલે કે વાચકના ધ્વનિમાં ક્રમ નહિ સચવાય તો અભિધેય એટલે વાચ્યનો પણ ક્રમ નહિ સચવાય. એમનો સિદ્ધાન્ત એ છે કે જે ક્રમ વિનાનું છે તે અસત્ છે. લ૦વિ૦ ( પત્ર ૨૬આ )માં આ સંબંધમાં નીચે મુજબ અવતરણ અપાયું છે:—

" अक्रमवदसत् ".

આ મતના અનુયાયીઓના અભિપ્રાય પ્રમાણે ભગવાનને 'પુરુષ-વરગંધહસ્તી' ન કહી શકાય, કેમકે આ પૂર્વે એમને 'પુરુષોત્તમ' 'પુરુષસિંહ' અને 'પુરુષવરપુંડરીક' કહ્યા છે.

**જગત્કર્તૃલીનમુક્તવાદ**—મુક્ત થયેલો જીવ જગત્કર્તામાં લીન થઈ જાય છે એવો આ વાદનો અર્થ છે. સંતપનના શિષ્યો આ વાદને અનુસરે છે. આ સંપ્રદાયની કોઈક કૃતિમાથી લ૦વિ૦ ( પત્ર ૬૦અ )માં નિમ્નલિખિત અવતરણ અપાયું છે:—

" ब्रह्मवद् ब्रह्मसङ्गतानां स्थितिः "

અર્થાત્ બ્રહ્મની સંગતિ કરનારાઓની સ્થિતિ બ્રહ્મ જેવી છે. એમના મતે ભગવાનને 'મુક્ત' કે 'મોચક' ( અર્થાત્ કર્મબંધનથી વિમુક્ત બનાવનાર ) ન કહી શકાય.

**પરોક્ષજ્ઞાનવાદ**—આ વાદના પુરસ્કર્તા કેટલાક મીમાંસકો છે. એમની કોઈક કૃતિમાંથી લ૦વિ૦ ( પત્ર ૫૮આ )માં નીચે પ્રમાણેનું અવતરણ અપાયું છે :—

" अप्रत्यक्षा च नो बुद्धिः, प्रत्यक्षोऽर्थः "

અર્થાત્ આપણી બુદ્ધિ પ્રત્યક્ષ નથી એટલે કે પરોક્ષ છે અને અર્થ તો પ્રત્યક્ષ છે.

આ મનવાદીઓ ભગવાનને 'બુદ્ધ' કે 'બોધક' માનવા તૈયાર નથી.

**પ્રત્યાત્મપ્રધાનવાદ**—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણની સામ્યાવસ્થાને 'પ્રકૃતિ' યાને 'પ્રધાન' કહે છે. આત્મદીઠ આ પ્રધાનનું અસ્તિત્વ છે એમ આ વાદનો અર્થ છે. એના પુરસ્કર્તા 'મૌલિક સાંખ્યો' છે. ઉત્તરકાલીન સાંખ્યોને મતે તો પ્રકૃતિ અનેક નથી પરંતુ સર્વ આત્માને લક્ષીને એક અને નિત્ય છે. જૈનોને મતે આત્માદીઠ કર્મ છે.

મૌલિક સાંખ્યો આત્માને 'અકર્તા' માને છે. આ સંબંધમાં લ૦વિ૦ ( પત્ર ૧૬અ )માં નીચે પ્રમાણેનું અવતરણ છે:—

"अकर्ताऽऽत्मा".

આ સાંખ્યોના મતે ભગવાન 'આદિકર' અર્થાત્ શ્રુતધર્મના કર્તા નથી.

**બુદ્ધિયોગજ્ઞાનવાદ**—આ વાદનો અર્થ એ છે કે આત્માને બુદ્ધિના યોગ વડે જ્ઞાન થાય છે. આ માન્યતા કાપિલોની અર્થાત્ સાંખ્યોની છે. એમના કથન મુજબ બુદ્ધિ વડે અધ્યવસિત યાને ગ્રહણ કરાયેલા શબ્દાદિ વિષયને—અર્થને પુરુષ યાને આત્મા જાણે છે. આ સંબંધમાં લ૦વિ૦ ( પત્ર ૬૧અ )માં નિમ્નલિખિત અવતરણ છે:—

"बुद्धध्यवसितमर्थं पुरुषश्चेतयते".

આ સાંખ્યોના મતે ભગવાનને 'સર્વજ્ઞ' કે 'સર્વદર્શી' ન કહી શકાય.

**સદાશિવવાદ**—મહેશની કૃપાથી બોધ અને નિયમની પ્રાપ્તિ થાય છે અથવા બોધનો નિયમ પ્રવર્તે છે એમ આ વાદનો અર્થ છે. સદાશિવોની આ માન્યતા છે. એમના આગમોમા નિષ્કારણ અનુગ્રહ

વડે થતા બોધને પ્રાધાન્ય અપાયુ છે. આથી જૈન તીર્થંકરને 'સ્વયંબુદ્ધ' કહેવા એઓ તૈયાર નથી, કેમકે એથી તો મહેશના ઉપકાર માટે સ્થાન રહેતું નથી લ૦વિ૦ (પત્ર ૧૯આ–૨૦અ)મા સદાશિવવાદને અંગેની કોઈક કૃતિમાથી નીચે મુજબનુ અવતરણ અપાયું છે :—

" महेशानुग्रहात् बोधनियमौ "

**સર્વગતાત્મવાદ**—આત્મા સર્વવ્યાપક છે એમ આ વાદનો અર્થ છે આ મત દ્રવ્યાદિવાદીઓનો એટલે કે વૈશેષિકોનો છે એમના મતે સ્વસ્વરૂપે સદા લોકાતે આવેલા શિવ ઇત્યાદિ સ્થાનમા મુક્તાત્માઓ રહેલા છે, કેમકે એઓ સર્વવ્યાપક છે એટલે સ્થાનાતરનો પ્રશ્ન જ નથી. એમની કોઈક કૃતિમાથી લ૦વિ૦ (પત્ર ૬૪આ)મા નિમ્નલિખિત અવતરણ અપાયું છે:—

" विभुर्नित्य आत्मा ".

આનો અર્થ આત્મા વિભુ એટલે કે સર્વવ્યાપી અને નિત્ય છે

આ પ્રમાણેની માન્યતા ધરાવનાર વૈશેષિકાદિને મતે જૈન તીર્થંકર [1]શિવ, અચળ, [2]અરુજ, અનત, અક્ષય, [3]અવ્યાબાધ અને [4]અપુનરાવૃત્તિરૂપ 'સિદ્ધિગતિ' નામના સ્થાને ગયા એમ ન મનાય

**સર્વસત્ત્વૈવભાવવાદ**—સમસ્ત જીવોનો એકસરખો જ ભાવ છે બધા વિવક્ષિત ભાવવાળા જ છે એમ આ વાદનો અર્થ છે એને અનુસરનારા જે બૌદ્ધો છે તે વૈભાષિક સભવે છે એમ લ૦વિ૦ની

૧ વિઘ્નો અને ઉપદ્રવોથી મુક્ત

૨ વ્યાધિ અને વેદનાથી રહિત

૩ કર્મજન્ય પીડાથી મુક્ત

૪ જ્યાથી પાછા ફરવાનુ નથી એવી

પંજિકા (પત્ર ૨૧આ)માં કહ્યું છે. એમની કોઇક કૃતિમાંથી લ૦વિ૦ (પત્ર ૨૧આ)મા નિમ્નલિખિત અવતરણ અપાયું છે :—

"नास्तीह कश्चिदभाजनं सत्त्वः".

આનો અર્થ આ લોકમાં કોઈ જીવ અયોગ્ય—અપાત્ર નથી એમ છે.

આ માન્યતાને લઈને એઓ ભગવાનને 'પુરુષોત્તમ' માનવા ના પાડે છે.

**સાંકૃતપ્રવાદ—સાંકૃત** નામની વ્યક્તિનો વાદ તે 'સાકૃત-પ્રવાદ' છે. આ **સાંકૃત**ના શિષ્યોને **લ૦વિ૦** (પત્ર ૨૩આ)મા 'સાકૃત્ય' કહ્યા છે. એમનું કહેવું એ છે કે બાહ્ય પદાર્થ સાથે જે સંગત આવે—જણાય તે 'સત્ય' છે. એથી એમની દૃષ્ટિએ હીન કે અધિક ઉપમાને સ્થાન નથી. આને અંગે એમનુ નિમ્નલિખિત વચન લ૦વિ૦ (પત્ર ૨૩આ)મા અપાયું છે :—

"हीनाधिकाभ्यामुपमा मृषा".

આને લઈને આ **સાંકૃત્યો** ભગવાનને 'પુરુષસિંહ' જેવા વિશેષણ વડે વિભૂષિત કરવા સંમત નથી. એઓ તો ભગવાનને નિરુપમ ગણે છે.

આ પ્રમાણે જે વિવિધ વાદો વિષે મેં આછી રૂપરેખા આલેખી છે તેના નિરસનરૂપે તાર્કિક દૃષ્ટિએ હેતુપુરસ્સર નિરાકરણ લ૦વિ૦મા કરાયું છે, પરંતુ ગ્રંથગૌરવના ભયે એ અહીં જતું કરાય છે.

---

## પ્રદેશ ૩: આચાર્ય હરિભદ્રનો

## સમય-નિર્ણય

હરિભદ્રસૂરિએ જન્મ, દીક્ષા કે સૂરિપદ જેવા વિશિષ્ટ બનાવો પોતાના જીવનમાં ક્યારે બન્યા તેનો ઉલ્લેખ કર્યો નથી. વળી એમણે એમની કોઈ પણ ઉપલબ્ધ કૃતિમાં એ કૃતિનો રચનાસમય દર્શાવ્યો નથી. બહુમાં બહુ એમણે યાકિની, જિનદત્તસૂરિ અને જિનભટસૂરિ સાથેનો પોતાનો એક યા બીજા પ્રકારનો સંબંધ પોતાની કોઈ ને કોઈ કૃતિની પુષ્પિકામાં આપ્યો છે ખરો. પરંતુ આ ત્રણમાંથી એકેનો સમય સ્વતંત્ર રીતે નિર્ણીત નથી. આથી એમને વિશે અન્ય કૃતિઓમાં મળી આવતા ઉલ્લેખો તેમ જ એમણે પોતાની કૃતિઓમાં નિર્દેશેલા ગ્રંથો અને ગ્રંથકારોનો વિચાર કરી એમનો સમય નક્કી કરવાનો રહે છે.

**સિદ્ધર્ષિનો સંબંધ**—સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચાકથા ૮૮૨માં—વિદ્વાનોના મતે વિ. સં. ૮૯૨માં રચી છે. એમાં અંતમાં પ્રશસ્તિ છે. ચૌદમા પદ્ય પછીના ત્રણ પદ્યો સુધીનો ભાગ પ્રસ્તુત હોવાથી એ હું અહીં ઉદ્ધૃત કરું છું —

"अथवा

आचार्यहरिभद्रो मे धर्मबोधकरो गुरुः ।
प्रस्तावे भावतो हन्त स एवाद्ये निवेदितः ॥ १५ ॥

विषं विनिर्धूय कुवासनामयं
व्यचीचरद् यः कृपया मदाशये ।
अचिन्त्यवीर्येण सुवासनासुधां
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ १६ ॥

अनागतं परिज्ञाय चैत्यवन्दनसंश्रया ।
मदर्थैव कृता येन वृत्तिर्ललितविस्तरा ॥ १७ ॥ "

'અથવા'થી અન્ય પક્ષ રજૂ કરતાં જે ઉપર્યુક્ત ત્રણ પદ્યો અપાયાં છે તેનો સારાંશ હું નીચે મુજબ આપું છું :—

આચાર્ય હરિભદ્ર ધર્મનો બોધ કરાવનારા મારા ગુરુ છે અર્થાત્ એમના દ્વારા મને ધર્મનો બોધ થયો છે.

પ્રથમ પ્રસ્તાવમાં મેં ખરેખર ભાવથી એમને જ વિષે નિવેદન કર્યું છે.

કુવાસનાથી પરિપૂર્ણ ઝેરને દૂર કરી જેમણે અચિન્ત્ય શક્તિથી મારે માટે કૃપા વડે સુવાસનારૂપ અમૃતની રચના કરી એ હરિભદ્રસૂરિને નમસ્કાર હોજો કે જેમણે ભવિષ્યમાં થનાર એવા મને જાણીને અર્થાત્ આગળ ઉપર મારો જન્મ થનાર છે એમ જાણીને મારે જ માટે **ચૈત્યવંદન** સાથે સંબંધ ધરાવનારી **લલિતવિસ્તરા** નામની વૃત્તિ રચી.

ઉપલક દૃષ્ટિએ આનો વિચાર કરનાર એમ માને કે હરિભદ્રસૂરિ એ **સિદ્ધર્ષિ**ના સાક્ષાત્ ગુરુ છે પરંતુ 'અનાગત' વિચારતાં એ વાત સંગત જણાતી નથી. વળી પ્રથમ પ્રસ્તાવનો જે અહીં નિર્દેશ છે તે પણ વાસ્તવિક નથી એમ સિદ્ધર્ષિના પોતાના કથનથી જાણી શકાય છે. આ ઉપરાંત હરિભદ્રસૂરિના સમય ઉપર પ્રકાશ પાડનારા અન્ય સાધનો તપાસતાં પણ **સિદ્ધર્ષિ**ના સાક્ષાત્ ગુરુ તરીકે એમનો ઉલ્લેખ થઈ શકે નહિ. તેમ છતાં આવી ભૂલ **પ્ર૦ચ૦**ના કર્તાએ કરી છે, કેમકે એમણે **પ્ર૦ચ૦**માં હરિભદ્રસૂરિના પ્રબંધમાં જે ઉપર્યુક્ત **સિદ્ધર્ષિ**નો વૃત્તાંત આપ્યો છે તેમાં પૃ. ૫૩માં એમણે **સિદ્ધર્ષિ**ને હરિભદ્રસૂરિના સાક્ષાત્ શિષ્ય ગણ્યા છે. કેટલાક આધુનિક લેખકોએ પણ આવી ભૂલ કરી છે.

જેમની કૃતિ દ્વારા બોધ થાય તેમને 'ગુરુ' કહી શકાય. પછી ભલે

એ કૃતિના રચનાર અને એથી બોધ પામનાર વચ્ચે સૈકાઓનું અંતર હોય. વળી જેમનાં પાંડિત્ય, પ્રભાવ ઇત્યાદિ જોઈને જેમના પ્રત્યે પુષ્કળ બહુમાન થાય તેમને પણ 'ગુરુ' કહેવાય. મલયગિરિસૂરિએ **આવસ્સય**ની વૃત્તિ (ભા. ૧, પત્ર ૧૧આ)માં 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિ વિષે તેમ કર્યું છે.

**જયન્તભટ્ટ અને હરિભદ્રસૂરિ**—જયન્તભટ્ટે **ન્યાયમંજરી** ઇ. સ. ૮૦૦ની આસપાસમાં રચ્યાનું મનાય છે. ષડ્૦સ૦નું ૨૦મું પદ્ય આ **ન્યાયમંજરી**માંથી ઉદ્ધૃત કરાયું છે એમ કોઈ કોઈ કહે છે. જો એ હકીકત સાચી જ હોય તો હરિભદ્રસૂરિએ ષડ્૦સ૦ની રચના **ન્યાયમંજરી**ની રચના બાદ કરી અને એ હિસાબે હરિભદ્રસૂરિ ઇ. સ. ૮૦૦ પછી પણ વિદ્યમાન હતા એમ ફલિત થાય છે એટલે કે ઇ. સ. ૭૦૦થી ૭૭૦ સુધીનો એમનો જીવનકાલ ન માનતાં એ ઇ. સ. ૮૦૦ સુધી લંબાવવો પડે અને તેમ કરવા જતાં જો એમનું આયુષ્ય સિત્તેર વર્ષથી વધારે ન જ હોય તો ઇ. સ. ૭૦૦ને બદલે એમના જીવનની શરૂઆત થોડાંક વર્ષો મોડી થઈ એમ માનવું પડે.

હરિભદ્રસૂરિએ અનેક ગ્રંથો અને તેમાંના કેટલાક તો ખૂબ જ મોટા રચ્યા છે એટલે એઓ સો વર્ષ જીવ્યા હોય તો નવાઇ નહિ. જો એમ જ હોય તો એમનો જીવનકાલ ઇ. સ. ૭૦૦ થી ૮૦૦ની આસપાસનો મનાય, અને તેમ થતાં **ન્યાયમંજરી** જોઈ જવાનું એમને માટે શક્ય ઠરે.

મારો નમ્ર મત તો એ છે કે ષડ્૦સ૦નું ૨૦મું પદ્ય **ન્યાયમંજરી**માંથી જ ગૂંથી લેવાયું છે એમ માનવા માટે વિશેષ સબળ પ્રમાણ જોઈએ.

---

૧ "तथा चाहुः स्तुतिषु गुरवः" એવા ઉલ્લેખપૂર્વક અન્યયોગ૦નું ૩૦મું પદ્ય અહીં ઉદ્ધૃત કરાયું છે.

**શંકરાચાર્ય અને હરિભદ્રસૂરિ—**દર્શન-દિગ્દર્શન (પૃ. ૮૧૪)મા શંકરાચાર્યનો સમય ઇ. સ ૭૮૮–૮૨૦નો દર્શાવાયો છે. એ હિસાબે હરિભદ્રસૂરિ શંકરાચાર્યના પુરોગામી છે.

**ઉદ્દ્યોતનસૂરિના ગુરુ—**ઉદ્દ્યોતનસૂરિએ જે **કુવલયમાલા** શકસંવત્ ૭૦૦મા એક દિવસ ઓછો હતો ત્યારે પૂર્ણ કરી તેની [1]પ્રશસ્તિનુ [2]બાગ્મુ પદ્ય નીચે મુજબ છેઃ—

"सो सिद्धंतेण गुरू जुत्तीसत्थेहिँ जस्स हरिभद्दो ।
बहुसत्थगन्थवित्थरपयडपत्थारियसव्वत्थो ॥ "

હરિભદ્રસૂરિ પાસે આ ઉદ્દ્યોતનસૂરિએ ન્યાયનો અભ્યાસ કર્યો હતો એવો પાઠાન્તરપૂર્વકનો આનો ફલિતાર્થ છે એમ કેટલાક વિદ્વાનો માને છે. એ દૃષ્ટિએ હરિભદ્રસૂરિ ઇ. સ. ૭૭૮ની પૂર્વે વિદ્યમાન હતા એમ કહી શકાય.

**કપ્પની વિસેસચુણ્ણિના કર્તા અને હરિભદ્રસૂરિ—**

પ્રભાતની પ્રતિલેખના ક્યારે કરવી એ બાબત કપ્પની નિજ્જુત્તિ (૨ ભાસ)ની ૧૬૬૧મી ગાથા ઉપરની **વિસેસચુણ્ણિ**મા અને એના **બુહ્ઢભાસ**મા તેમ જ **પંચવત્થુગ** (ગા ૨૫૫-૨૫૮)ની હારિભદ્રીય ટીકામા વિચારાઈ છે **વિસેસચુણ્ણિ**ના કર્તાએ બે જ આદેશો આપ્યા છે,[3] જ્યારે **બુહ્ઢભાસ** અને **પંચવત્થુગ**ની ટીકા (પત્ર ૪૨અ)મા બેથી વધારે આદેશ છે તો અહી એ પ્રશ્ન ઊઠે છે કે હરિભદ્રસૂરિ ઉપર્યુક્ત **વિસેસચુણ્ણિ**ના કર્તા પછી થયા છે કે કેમ ?

---

૧ આ પ્રશસ્તિના તેર પદ્યો "*श्रीहरिभद्राचार्यस्य समयनिर्णय*" (પૃ. ૧૫–૧૬)મા અપાયેલા છે

૨ આને અગે પાઠાંતરો જોવાય છે જેમકે "सो सिद्धन्तगुरू पमाणनाए जस्स".

૩ જુઓ **બૃહત્કલ્પ** (ભા ૨, પૃ. ૪૮૮).

**કોટયાચાર્ય અને હરિભદ્રસૂરિ**—વિસેસા૦ ઉપર કોટયાચાર્યે સસ્કૃતમા ટીકા રચી છે આના ઉપર આગમોદ્ધારકે સસ્કૃતમા પ્રસ્તાવના લખી છે એમા એમણે ચાર મુદ્દા રજૂ કર્યા છે —

(૧) **આવસ્સય** ઉપર જિનભટે જે ટીકા રચી છે તેનો ઉપયોગ કોટયાચાર્યે કર્યો છે

(૨) કોટયાચાર્ય વીરસવતના દસમા સૈકામા થયા છે

(૩) કોટયાચાર્ય હરિભદ્રસૂરિ કરતા પ્રાય પૂર્વવર્તી છે આનુ કારણ એમ છે કે હરિભદ્રસૂરિના સમયમા અબા અને કુષ્માડી એમ બે વિદ્યાઓ અને વિદ્યારાજ અને હરિનૈકમિષિ એમ બે મત્રો હતા, જ્યારે કોટયાચાર્યે પ્રસ્તુત ટીકામા કુષ્માડી નામની એક જ વિદ્યા અને હરિનૈકમિષિ નામના એક જ મત્રનો ઉલ્લેખ કર્યો છે

(૪) કોટયાચાર્ય અને હરિભદ્રસૂરિ થયા તે સમયે એક પણ પુસ્તક અસ્તિત્વ ધરાવતુ નહિ હતુ

આ ચોથા મુદ્દાનો અર્થ એ થયો કે એઓ વીરસવત્ ૧૦૦૦ પહેલા થયા નથી

**હરિભદ્રસૂરિ અને સિદ્ધસેનગણિ**—હારિભદ્રીય ડુપડુપિકામા કેટલાક ઉલ્લેખો જોવાય છે કે જેને આધારે એઓ સિદ્ધસેનગણિની **તત્ત્વાર્થસૂત્ર**ની ટીકાથી પરિચિત હતા એમ અનુમનાય છે આ અનુમાનને બાધક જતી હકીકતો ઇત્યાદિનુ પરિશીલન કરવા જેટલો અત્યારે મને સમય નથી એથી આ બેમા પહેલા કોણ[1] એ પ્રશ્ન હુ વિશેષજ્ઞોને હાલ તુરત તો ભળાવુ છુ બાકી એટલુ તો જરૂર કહીશ કે આ સિદ્ધસેનીય ટીકામા **ધર્મકીર્તિ** અને **વિશેષાવશ્યકકાર**નો ઉલ્લેખ છે

---

૧ આ સબધમા મે 'હરિભદ્રસૂરિ પૂર્વવર્તી કે સિદ્ધસેનગણિ ?' નામનો લેખ તૈયાર કર્યો છે એમા કોઈ કોઈ બાબત માર ઉમેરવી છે તેમ થતા એ પ્રસિદ્ધ કરાશે

